# "પ્રેમકથાઓ"

[ ૨૫ લેખકોની શ્રેષ્ઠ 'પ્રેમકથા'ઓનો સંગ્રહ ]







: પ્રકાશક :

એન્ડ કું. પબ્લીશર્સ લીમીટેડ.

૩, રાઉન્ડ બીલ્ડીંગ, મુંબઈ ૨

# વાર્તાસૂચી

# વાર્તાસૂચી



Paradise

# શ્રાવણી મેળો

શ્રી. ઉમાશંકર જોશી

**અંબી** અને એની ગોઠણ સોનાં મેળામાં એક બે આંટા મારી આવી ફરી પાછાં ચગડોળમાં બેઠાં હતાં. કશે દીલ ગોઠતું નથી એમ કહીને અંબી સોનાંને અહીં ઘસડી લાવી હતી.

'તો દોડીને મેળે શીદ આવ્યાં, ગોઠતું નથી તો?' સોનાંએ રીતસર ચીડવવાનું જ શરુ કર્યું.

'ચગડોળમાં બેસવા વળી.'

જવાબ ઉડાઉ હતો. ખરો જવાબ તો હતો એનો દીર્ઘ દબાવેલો નિઃશ્વાસ. અને સોનાંની સરત બહારની એ વાત ન હતી.

'તો હું કાંઈ રોજરોજ મેળે સાથે આવીને તારી જોડે ચગડોળમાં બેસવા નવરી નથી.' સોનાંએ તો ચગડોળમાં પોતાની જોડે બેસનારો બે મેળા ઉપર ગોતી કાઢેલો.

અંબી જરી મૌન રહી. અને પછી કોણ તારી જોડે બેઠું જ છે કહી સોનાંની સામે પીઠ કરીને બેઠી. ચગડોળ નીચેઉપર ઉપર-નીચે ઘૂમવા માંડ્યો એટલે આજુબાજુના માનવસમુદાયના ખદબદતા ઉકરડા તરફ ઘૃણાથી જોતી રહી. પોતે એ ધરતીથી અલગ, એ ધર-

તીથી ઊંચે, જાણે કોઈ બીજા જ ગ્રહ ઉપર વસતી, એવું ચગડોળ પર હોવાથી એને લાગતું ન હોય.

સોનાંએ પોતાના ગુનાની માફી લાડની એક ચોટીથી માગી જોઈ. પણ એમાં ન ફાવી એટલે થાકીને માત્ર વનવધૂઓને જ વરી છે એવી ભરી-ભરી હલકથી એણે ગાવું આરંભ્યું:

ઝોલો લાગ્યો ગોરીને રૂસણે

કોણ રિસાયું છે કહેતીક અંબી સોનાંના કંઠમાં કંઠ પૂરવા લાગી. ભૂલી પણ ગઈ કે થોડીવાર પછી સોનાં તો ગાતી થંભી પણ ગઈ હતી ને પોતે એકલી જ ગાઈ રહી હતી. જાણ્યું ત્યારે પોતાના આખા ય વર્તનથી એવી તો શરમાઈ કે એકવાર એ ગાવાનું તો તરત જ પડતું મૂકત. એક...એક...ઉપરની બેઠકમાંના પેલા કોઈનો પાવો ગીતની સાથે ને સાથે વાગતો હતો તેનો તાલ તૂટવાનો ડર ન હોત તો.

ગીત ચાલતું રહ્યું. પાવો ચગતો રહ્યો. ને ચગડોળ જ જાણે ચગડોળે ન ચડ્યો હોય એવું બની રહ્યું.

ત્રણ ડુંગરની વચાળમાં શ્રાવણના છેલ્લા રવિએ વરસોવરસ મેળો ભરાતો. ને વરસોવરસ, ડુંગરનાં દૂઝયાં સાવજચાખ્યાં પાણી પીનારા નવલોહિયા નવનવા વનકિશોરો એકલા મેળે આવતા ને બેકલા પાછા જતા. વનકન્યાઓ ટોળેબંધ ચાલી આવતી, લાવતી એક અણખોટ હૈયું અને તાજી વાદળીની માદક લાવણ્યમયી નિર્ભરતા. મેળામાં સૌ ગાતાં, નાચતાં ને મનનું માનવી મળી જાય એટલે એક બીજાનો હાથ ઝાલી રસ્તે પડતાં.

વનલોકને આથી જુદો કોઈ વિવાહવિધિ જડ્યો ન હતો. બે મહિના વરસાદ બરોબર પડ્યો હોય ને ખેતરોમાં બબ્બે ત્રણ ત્રણવાર નીંદાન

મણ કરી લીધું એટલે પાક તૈયાર થાય ત્યાં લગીની નિરાંત. ધરતી લીલાણી, ને સાથે સાથે વનબાલાઓની જીવન આશા પણ પલ્લવિત થઈ. ડુંગરો નવાં નવાણથી ગાજી ઊઠતા, ને કિશોરો પ્રણયનાં નવસ્પન્દન અનુભવતા નાચી રહેતા. દોડીને એક વહેળો અને એક નાનકડી નદી એકમેકને ભેટી પડી સમરસ થઈ ડુંગરની ધારે ધારે વહે જતાં ત્યાં એક મોટો અણઘડ પથ્થર હતો. એની ચોમેર નાચ-કૂદ ને ગાનકિલ્લોલ કરતાં કરતાં જુગલજોડીઓ રચાઈ જતી. ન તો કોઈ પુરોહિતની જરુર પડતી, ન મોટેરાંની છાયા આડી આવતી. યૌવનની નસેનસે શ્રાવણી પૂર દોડતાં; ભરપૂર અને મસ્ત. નીતરાં નહિ પણ મેલાંઘેલાં; સ્વસ્થ નહિ પણ હેલે ચડેલાં. શ્રાવણી મેળો ડહોળ્યાં દિલનો મેળો હતો.

દેવો આ ફેરે તો મેળે ગયા વગર રહેવાનો ન હતો. છેલ્લા બે ત્રણ વરસથી એના ગોઠિયાઓ તો જવા માંડ્યા હતા અને કેટલાક તો અત્યારે મંડાઈ ગયા હતા અને મોટેરા જેવા પણ લાગતા હતા. દેવાના બાપને માથે ભારી રણ હતું. બાપુકાં ખેતરના શેઠાની બાબતમાં ઝઘડો લાગેલો. વાત કચેરીએ ચઢી: એ તો શાહુકાર ભલું માણસ તે ખરે ટાંકણે બાંય ઝાલી; થોડીક વીસોની હરફરથી એણે કાના તરારનાં વંશ-પરંપરાનાં ખેતર અને બાપદાદાની શાખ સાચવી આપ્યાં. એના દામ ચૂકવવા બાકી હતા તે હલદાર પૂરા ભરાય નહિ ત્યાં લગણ બાપને પડખેથી ખસી નીકળીને તરારોનો છેલ્લો કુળદીપક દેવો મેળો કરવા શી રીતે જાય? કાનો ને દેવો વરસોવરસ તન તોડીને ખેતરે મજૂરી કરતા, પણ જે કંઈ બચતું તે 'વિયાજડામાં ડૂલ' થઈ જતું. એમાં વચ્ચે એક વરસ દુકાળનું આવેલું. માંડ બે જણા આયખું ખેંચતા. દેવાની મા ક્યારની ગામેતરું કરી ગઈ હતી.[1] એક બેન નાની હતી

---

1 મરી ગઈ હતી

તેણે ત્રીજા શ્રાવણ પર મેળો કરેલો. દેવો બાપને ઘરડે ઘડપણ મજૂરી કરીને વાંકા વળી જતા આખું વરસ જોતો અને મેળો આવ્યે મૂંગો મૂંગો નસીબને નિંદી બેસી રહેતો. અને નાનનાનાં છોકરાં ગાતાં હોય તેમની સાથે હસવા કરતો ગાતોઃ

મારે પહેરવા નથી ઝુલડી કે ની આઉં મેળામાં

ચગડોળ બંધ રહ્યો ને માણસો નીચે ઊતરવા માડ્યાં. દેવો ન ઊતર્યો. ક્યાં એને નાચવા જવું હતું? ચગડોળના થોડા આંટા ખાઈ પાછા કોઈ બહુ ન જાણે એમ ખેતરે પહોંચી જવું હતું. એ એનો પાવો વગાડતો રહ્યો. નીચેની બેઠકમાંનું ગીત પણ ચાલુ જ હતું. અંબીને ઢંઢોળીને સોનાંએ પૂછયું, 'જઈશું ને?'

'ક્યાં?'–ગાતી અટકીને અંબી બોલી. ધરતી પર પાછા જવાનું ક્યાંથી આ આવ્યું એની સ્પષ્ટ મૂંઝવણથી.

જવાબ આપવા રહ્યા વગર સોનાં તો નીચે ઊતરવા જ માંડી. 'લે હું પૈસો આપીશ આ ફેરાનો.' એમ કહી અંબીએ એને ખેંચી રાખી. 'મોટી પૈસાવાળી!' એમ બોલી એને ચીડવવા સોનાં ફરી ખોટું ખોટું ઊતરવાનું કરે છે. ને પૈસો ઊઘરાવનારાને જલદી પતાવવા અંબી પોતાની નાની પોટલી ફેંદતી ફેંદતી કહે છે. 'પૈસાવાળી નહિ ત્યારે? અંબી કાંઈ કોઈના જણ્યા પર જીવવાની ઓછી છે?'

ત્યાં તો ઉપરથી એક બેઆની આવતી અંબીના ખોળામાં પડી. પૈસા તો સોનાંએ આપી પણ દીધા હતા. એમની બેઠક નીચેની થોડી ઊંચે પણ ચડી ગઈ હતી. સોનાંએ બેઆની ઉપાડીને મોઢામાં સંતાડી દીધી ત્યારે ક્ષણ પહેલાં જ બતાવેલી ખુમારી ભૂલી જઈને અંબીએ એ કઢાવવા 'કંઈનું કંઈ કર્યું'. મળી ત્યારે હથેળીમાં રાખી ગાલ પર દબાવીને બોલી,' 'જોને બેઆની સેરવી પણ પાવામાં જરીક ભૂલ પડવા દીધી છે?'

'અરે ગાંડી; તેં માન્યું કે એણે,' ઉપર આંગળી કરી સોનાં બોલી, "એણે બેઆની નાખી? જોતી નથી એની તો બેય હાથની આંગળીઓ પાવા પર છે?'

'મારે પણ આંખો છે' એમ કહી સોનાંની આંખો બે હાથ વડે દબાવી અંબીએ ઊંચે જોયું. દેવાની બેઠકમાંનો કોઈ નાનો તોફાનિયો આ નવી જ જાતની વીજળીના ઝબકારાથી પલક માટે આંખ મીંચી ગયો.

સોનાં આંખો પરથી હાથ છોડાવી લાડપૂર્વક ફરિયાદ કરતી હતી, 'આપણે હવે તારી જોડે મેળે આવવાનાં નથી.

'આપણે પણ આવવાનાં નથી.'

'ન આવવું પડે તો સારું'

પણ સોનાંનું પૂરું સાંભળ્યા વિના જ અંબીએ ચગડોળની સાથે ગાવું શરુ કર્યું :

અમે ગ્યાંતાં શ્રાવણને મેળે, ફરકેલડી બોલે સે.

અંબી ગાવા માંડે ત્યારે એને સાંભળવાની લાલચમાં સોનાં પોતે ગાવાનું ભૂલી જતી. અંબીના કંઠમાંથી અને દેવાના પાવામાંથી એકરસ અવાજ આવતો હતો. સાંભળીને સોનાં મલક મલક થઈ રહી.

ચગડોળ ફરતો થંભ્યો. પાવાવાળો નીચે ઊતર્યો. સોનાં બોલી, 'શીદને ઊતરે છે? લે આ ફેરાનો પૈસો હું આપીશ.' અંબી તો ક્યારની ભોંય પર ઊતરી પણ ગઈ છે, બેઠેલાં માણસો ઊતરતાં જાય છે. ને નવાં બેસતાં જાય છે એ વખતે મોટો તોતિંગ ચગડોળ થાકીને હાંફતો જાણે ધીરે ધીરે ચાલે છે. પણ આ ધરતીને શું થયું છે? ધરતી શેની ચાકડાની માફક ધમ્મરધમ્મર ફરી રહી છે? આમ આખી

વેળા ચગડોળમાં બેસી રહેતાં કંઈ ન થાય એવી અંબી અસ્થિર પગલે બોલી, 'સોનાં, મને ફેર ચડે છે!' અને સોનાં ઊતરીને પડખે ઊભી હતી એની સામું જોયા પણ સિવાય, એની આગળ પેલો પાવાવાળો હતો એના ખભા પર હાથ ટેકવી જરી સ્થિર ઊભી.

પાવાવાળાએ પડખે જોયું. જોઈ જ રહ્યો.

'અંબીને સંભાળજો. પારેવા જેવી છે.'

સોનાંએ ભાળવણી કરી.

'જીવ સમાણી જ તો.' દેવો અંબીને લઈ પોતે શું કરી રહ્યો છે તે જાણી શકે તે પહેલાં ચાલવા પણ મંડ્યો.

અંબીએ સહજ પાછળ જોયું. જરી થંભી. સોનાં ને બંને મૂગાં-મૂગાં ભેટી રહ્યાં.

'મળીશું વળી કોકવાર મેળે.' દેવો એક આટલું સોનાં તરફ જોઈ બોલ્યો.

'હવે તે કોણ મેળે આવવાનું છે? સોનાં, મારે ઘેર નહિ આવવાની કે?' અંબી બોલતી હતી અને સોનાં એનાં પોપચાં પાલવ વડે લૂછતી હતી. 'અમે એટવાર ઘર બરોબર થાળે પાડીને તને લેવા આવીશું.' અંબી સોનાંને નાની બાળકીને પટાવવાની ન હોય એમ કોડેકોડે કહેતી હતી.

મેળો ભરચક જામ્યો હતો. માનવી સુમારવનું હતું. દૂરદૂરનાં સંબંધી કે ભાઈબંધ મળી જતાં તો ભરમેળામાં પણ એકમેકને ભેટ્યા વગર ડગલું આગળ ન વધતાં. આદમીઓ કામઠા–તલવારવાળો હાથ આડો નાખી એકહાથે સ્ત્રીઓને ભેટતા. પોતાની બોલીમાં ટૂંકા પ્રશ્નોથી જાપ્તા (સલામતી)ના સમાચાર પૂછી આગળ જતા, કંઈ વેચવા ખરીદવાનું હોય તો તેય પતાવી દેતા.

બીજી બાજુ ઊગમણી મેરના પેલા મોટા પથ્થરની—જેને કોઈ દેવ તો કોઈ રાક્ષસ (કારણ કે એને નામે કટલાક મેલા વિધિઓ પણ થતા) તો કોઈ વનવીર કહેતા એની—આસપાસ ગાવા નાચવાની ત્રસઝૂટ બોલતી હતી. અધખીલ્યાં ફુલને તરેહતરેહની માળાઓ વડે અને બોર-ગૂંથ્યા માથા પરથી ફરકતી છૂટી ઓઢણી વડે ઢાંકતી—ન—ઢાંકતી વનબાલાઓ પગના મસ્ત ઠેકાથી નાચતી હતી. મેઘગર્જના સાથે પર્વતની ઝાંઝરીઓનો કલનાદ ભળે એવો એમનો મીઠો કંઠ જુવાનિયાઓના વીરત્વઘેરા અવાજ સાથે ભળતો હતો. ભૂમિતિના સુરેખ વર્તુલ આકારમાં નહિ, પણ શ્રાવણી ઘોડાપૂરનાં અફાટ મોજાંની ગતિએ જરી આગળ ધપતાં જરી પાછાં નમતાં એમ સૌ નાચતાં હતાં. એકબીજાથી ગંઠાવાનું નક્કી કર્યા પછી પણ ઉલ્લાસી જોડાંઓ યૌવનના એ નિર્દંભ નિર્બંધ નૃત્યમાં બને એટલું ઘૂમી લેતાં. મોટાંઓ જોઈ ને જોબન સંભારતાં, નાનાંઓ ઝટ ઝટ મોટાં થવા મન કરતાં.

અંબીદેવો દૂરથી જ એ મંગલદૃશ્ય આંખો ભરીને જોઈ લઈ જરી હાટડીઓમાં ફેરો લગાવી રસ્તે વળ્યાં. એમને નાચવામાં શી બાકી હતી? ધરતીથી યે અદ્ધર આકાશમાં એ તો રમણે ચડેલાં.

જો કે તોયે સહજ સ્ત્રીસ્વભાવ પ્રમાણે અંબીએ તો એકવાર સૂચના કરી જોઈ હતી કે જતાં જતાં સૌ ભેગાં જરી ગાતાં જઈએ.

'જો ભાઈ, તારે ગાઈને બીજા કોઈને વળી ગાંડો કરવો હતો તો મને ચકડોળે શીદ ફેરવ્યો?'

અને દેવો આગળ થયો.

પાછળ, દૂર હેલે ચડેલા જોબનપૂરનો ઘૂઘવાટ સંભળાતો હતો:

ગાણું અધૂરું મેલ્ય મા,
'લ્યા વાલમા,
ગાણું અધૂરું મેલ્ય મા.

હૈયે આયેલું પાછું ઠેલ્ય મા;
'લ્યા વાલમાં,
હોઠે ઓયેલું પાછું ઠેલ્ય મા.
ગાણું અધૂરું.

વેપારીઓના નસીબ સારાં તે દિવસ કોરો હતો. દિવસ થોડો નમ્યે, આછી ઝરમર શરુ થઈ. અંબિદેવો ચારેક ખેતરવા છેટે ગયાં હશે ત્યાં વરસાદે જરી જોર પકડ્યું. એક ઝાડ નીચે બંને થોડીવાર જઈને ઊભાં. દેવો ઊભોઊભો, અંબી ગાય એવી એની જોડે શરત કરીને, બેય પાવા લહેરથી જરી ડોલતો ડોલતો બજાવતો હતો. પણ અંબી તો ચૂપચાપ એના ગીત ઘૂંટતા ગળામાં હાથ ભેરવી એના બેસતા ઉપસતા ગાલના ચાળા પાડતી હતી. બે પાવામાંથી ગીત એકસૂરીલું આવતું હતું એમ અંબી દેવાનાં બે હૈયાંમાં એક જ રસ ઘોળાતો હતો.

એ જ વખતે છત્રી ઓઢીને કોઈ પાઘડીવાળો બોજાથી નમી પડતા એક ટટ્ટુ પર બેસીને રસ્તા પર આવતો હતો. એણે આંખ ઝીણી કરીને ઝરમરતા વરસાદની આરપાર ઝાડ તળેનું દૃશ્ય ધરાઈને એકવાર તો જોઈ લીધું ને કંઈ જોયું જાણ્યું ન હોય એમ છત્રી મોઢા આગળ નીચી નમાવીને મનથી જ બોલ્યો, 'હં, એમ કે ?'

દેવો વગાડવું બંધ કરી અંબીના ચાળા પાડતા ફુલેલા મોઢા પર ધીમેકથી પાવા અડાડી એને વધુ સજા કરવાની તૈયારીમાં હતો ત્યાં એને કાને કંઈ ધબકારાનો અવાજ આવ્યો.

ચોંકીને આડુઅવળું જુએ છે તો રસ્તા પર થઈને ટટ્ટુ ઉપર વેપારી જેવું કોઈ જતું હતું. ઓળખવામાં એને મુશ્કેલી પડી નહિ. એના ધીરનારનું જ એ ટટ્ટુ હોઈ શકે. ગયા ઉનાળામાં એનાસ્તો પૂંછડાના શેઠે ચમરી ગૂંથાવવા માટે દેવા પાસે વાળ કપાવેલા.

થોડાં જ ડગલાં છેટે પોતાને પડખે થઈને શેઠ પસાર થયા હશે, પણ અંબી આડે દેવો એને શેનો જુએ ?

'કોણ છે એ ?' ટટ્ટુ થોભાવીને એ બોલ્યા, અને જવાબની રાહ જોયા વગર હુકમ કરવા જ ટેવાયેલો હોય એવા અવાજથી કહ્યું, 'આ જરી પડી ગયું છે તે આપ ને જરી.'

અંબી જતી તો હતી. પણ એને વારીને દેવો આપવા ગયો. એને જોઈને 'કોણ દેવો કે ?' એટલું અજાણ્યા થઈને શેઠ બોલ્યા.

છોકરાઓને દુકાન સોંપી પાછા ફરતાં રસ્તામાં ચડ્યે ઘોડે છેલ-છેલ્લું કોઈ ઓળખીતા ગરજુ પાસેથી પડાવેલું ખજૂરીના વાણનું પિલ્લુ હાથમાં છૂટું પકડેલું હતું. તે એમણે જાણી જોઈને જ—પથરાળ રસ્તો એટલે બગડવાનો જરીકે ડર ન હોઈ—દેવાનું, બચ્ચાનું લગીર ધ્યાન ખેંચવા નીચે પડવા દીધું હતું. દેવો પિલ્લું આપવા જાય છે ત્યાં ઝાડ તરફ નજર કરીને બોલ્યા, 'કેમ ચાર હાથ કરી દીધા એટલામાં ?'

દેવો આચાર પ્રમાણે જેશીકિસ્ના (જયશ્રીકૃષ્ણ) કરીને સ્મિતપૂર્વક બોલ્યો, "કેમ વીરચનકાકા, 'એટલામાં'? હું તો તમારા જગુ સમાણો થાઉં."

એમ કહી એણે પોતાનો કેસ વ્યાજબી છે એમ આડકતરી રીતે સૂચન કર્યું. જગુ વીરચંદ શેઠનો સૌથી મોટો દીકરો. તે પછીના ગોપાલના, અને તેની કેડેના નાનુના ય તે ઓણ વૈશાખમાં, વિવાહ થઈ ગયા હતા. શેઠ પોતાને મૂળને ગામ સાથે ચોકિયાત લઈ ગયેલા એમાં દેવો પણ ક્યાં નહોતો ?

'હા. પણ જગુનો બાપ કાના તરારની પેઠે દીકરાને કૂવાનાં પાણી સામે આખું વરસ તાકીને બેસી રહેવા દેતો નથી તો ! તમે

એ જણાથી તો કંઈ વળ્યું નહિ ને હવે તું તારું આગવું કરીને ઊભો રહ્યો, ત્યાં ડોસો બિચારો એકલો ક્યાંથી દેવાં ભરવાનો હતો, ને બાપદાદાનાં ખેતરાં રાખવાનો હતો ? એ તો ચડી ગયાં ચોપડે ક્યારનાં.'

સાંભળ્યું ત્યાં દેવાનાં હાડકાંની અંદર એક ધ્રૂજારી પસાર થઈ ગઈ. 'દેવું કંઈ અમારે જ એક નવાઈનું ઓછું છે ?' એટલું જરી હસવા કરતો બોલ્યો.

'ના, ભાઈ, ના. તારે તે દેવું જ ક્યાં છે, લખેશરીને ? હું તો બિચારા કાનાતરારની વાત કરું છું. હું એક ઓળખું છું કાનાને ને બીજાં ઓળખું છું. ખેતરાંને. જા, ભાઈ, જા. તારે મારે શું લાગે વળગે ?'

આટલું બોલતાં બોલતાં શેઠે ટટ્ટુને સોટીથી ચમકારીને આગળ ચલાવ્યું હતું. વાત કરવા પૂરતું જરી પોતે થોભે એટલું માન પામવા માટે દેવો હજી એમને મન નાનો હતો. દેવો ટટ્ટ સાથે ઘસડાતો ઘસડાતો—ટટ્ટુ ઉતાવળું ચાલતું હતું તેથી નહિ પણ એ પાછળથી વડ તરફ ખેંચાતો હતો તેથી—શેઠ કહે તે સાંભળતો હતો. એને થયું કે શેઠે આબાદ ખેતરાં ઝડપ્યાં. એનું મગજ એ વિચારે ચકરાવા લાગ્યું.

'ને જગુ–ગોપાળના ચાળા પાડવા તો જાણે જવા દે, પણ તારાથી એક અમથા નાનુનું કર્યું ય તે થવાનું હતું 'લ્યા ?' શેઠ તિરસ્કારથી, દેવાની સામું પણ જોવા વિના, બોલતા હતા, 'એ નાનુ તો મારો આખો મેળો ફેરવે છે મેળો. ને તેં શું કર્યું, દેવા ? તેં તો ઊઠીને તારા સગા બાપના બે હાથ ભાંગી નાખ્યા.' બોલીને શેઠે પોતાની ને દેવાની આડે, વરસાદ બંધ છતાં ઝાપટથી બચવા ધરી હોય એમ છત્રી ધરી.

હતો ત્યાં એકાએક રોપાઈ જઈને દેવો બોલ્યો, 'એમ કેમ બોલો છો, વીરચન શેઠ ?' એ સવાલ કરવા બેસે એવી એના મગજની સ્થિતિ

ન હતી. નીચેથી એક દસશેરિયો ઉપાડીને જ વાત કરત. પણ તે જ વખતે 'એને લીધેસ્તો' એમ બોલવાને બદલે શેઠે સોટીથી વડ તરફ ઈસારો કર્યો. દેવો અંબીને ઘડી પણ એકલી પાડી એ માટે પોતાને મનમાં શાપ આપતો આપતો વડ તરફ વળ્યો.

માંડ બે–ત્રણ વીસો ડગલા છેટે એ ગયો હશે. પણ એટલું અંતર કાપતાં તો એના આત્મા પર ડુંગર તોળાતા હોય એટલો ભાર એને લાગવા માંડ્યો. એને થયું કે શેઠ શુંનું શું કરી મૂકશે. પૈસા ધીરેલા ત્યારે નાનકડો દેવો બાપની જોડે જોડે ક્યાં નહોતો ગયો? કાના તરારે છાતી ફુલાવીને, ત્યારે કેવી બડાશ મારેલી કે તરારોની ભૂંઈ (ભૂમિ) તરાર નહિ રાખે તો કોણ રાખશે. શેઠે તો ખાસું કહેલું કે ડોસા તમને તો હવે વરસે થયાં, ઝઘડાસાં ખોટાં ખરચ શીદ કરો છો? ત્યારે કાના તરારે દીકરા સામે આંખ ભરીને જોઈ લઈ જે કહેલું તે દેવો ભૂલ્યો ન હતો. 'હજી તો, શેઠ, આ દેવો બચ્ચુ છે. પણ બચ્ચું પણ તરારનું બચ્ચું છે, હોં! હજી ધાવ્યુંચાવ્યું એનું પેટમાં છે. ચપટી વગાડતાંમાં તમારું બધું ભરી દેશે. હવે તો એ ખેતરાં પાછાં પામશું ત્યારે જ પશું. ને તમારા પૈસા? સેઠ, એ પાછા દીધા પહેલાં હું મરવાનું તે ટોડલે ચેંડાવી રાખીશ, ને મારો આ રંગીલો નાનકડો તરાર મેળા સામે પીઠ કરી મજૂરીએ મચ્યો રહેશે...' દેવાની સામે આવાં અનેક દશ્યો ને ભાષણો તરવરી રહ્યાં. પોતે તન તોડીને મજૂરી કરતો પણ હતો. શેઠના નાનુની જાનને રખવાળે ફાંકડો બનીઠણીને જનાર દેવો કોઈવાર વૈશાખ મહિનાની શરણાઈ વાગતી સાંભળી કૂવાકાંઠે એકએકો પાણી ભણી તાકી યે રહેતો હોય તો નવાઈ નહિ. પણ આજે એ કાંઈ મેળો કરવા માટે સુદામ ઓછો આવ્યો હતો? ને આવ્યો હોય તો યે શું? શેઠે પોતાના, દેવાથી ચારચાર છછ વરસ નાના દીકરાને ચાર હાથ કરાવેલા

તોયે એમના પોતાના હાથ તો ઊલટા મજબૂત થતા હતા. અત્યારે છોકરાઓને મેજો સોંપી વેળા છતા એ ઘેર પાછા જતા હતા. અને દેવાને પરણ્યે કાના તરારના હાથ જૂઠા કેમ પડવાના હતા, ભલા ? પડવાના હતા એ વાતે સાચી. દેવો ને અંબી પોતાનું જ માંડ પૂરું કરી શકવાનાં. અંબીના સગાઓ દીકરી પેટે કંઈ દાપુ પડાવવાના કે નહિ એનું કંઈ કહેવાય નહિ, શેઠ તો રોકડું માથામાં વાગે એવું પરખાવવાના કે કાના તરાર, તમારાથી દેવું આ ભવ વળાવાનું નહીં. ખેતરાં આટઆટલી ગુજર્યા પછી શેઠને ચોપડે ચઢી જવાનાં ને જવાનાં. બેય જણા કામ તો બળદિયા બનીને કરતા હતા તોય એમ કેમ, ભલા ?...દેવાનું મગજ આ કૂટ પ્રશ્નનો શાસ્ત્રીય ઉકેલ ઓછો આપી શકવાનું હતું ?

એ એને અંબીને પડખે જઈને ઊભો.

'કોણ હતું એ રંગમાં ભંગ પાડવાવાળું ?' કહી અંબી દેવાની આંખોમાં પોતાની આંખો સમાવી એનું સાટું વાળવા કરે છે ત્યાં દેવાએ વાટ તરફ મોઢું ફેરવી લીધું ને હસીને બોલ્યો, 'હં. એ તે શું ભંગ પાડવાવાળો હતો ?'

વરસાદ બંધ હતો. રસ્તો માણસોથી વહેતો થયો હતો.

માત્ર આકાશને એક ખૂણે વાદળ ઘેરાતાં હતાં.

'ચાલ. આપણે હીંડશું ને હવે ? કેટલે જવાનું છે ?' પૂછીને અંબી હસી પડી. 'અરે, મેં તો હજી તારા ગામનું સુદ્ધાં નામ પૂછ્યું નથી!'

'મારું જ ક્યાં પૂછ્યું છે ?'

'તું તો આ ઊભો. નામને મારે શું કરવું છે? પણ ગામ કેટલે છેટે એ જાણવાનું પણ ન સૂઝ્યું ! સોનાં મેંને ઘેલી કહેતી તે અમથી નહિ.'

'ગામ તે કેટલે બધે દૂર છે?' દેવો બોલ્યો. 'અરે ગાંઠી, પેલા મારા શેઠનું મુડદાલ ટટ્ટુ તે દીવા વખત પહેલાં પહોંચી જશે તો આપણે તે શા ભવ જવાના હતા?' પણ આ ખબર એણે અંબી કરતાં પોતાની જાતને જ જાણે ન આપી હોય એમ ચમકી ઊઠ્યો.

'તારો શેઠ કે' અંબી એને પૂછતી હતી. 'તો મને કેમ પિસ્તું આપવા જવા દીધી નહિ? એ બહાને જોશિકિસ્ના થાત.'

દેવાને પણ થયું કે એ આપવા ગઈ હોત તો સારું. તો અત્યારે એનું માથું ધમ્મર ધમ્મર વલોવાતું હતું તે વેળા ન આવી હોત. છાતી મજબૂત કરીને જરી હસીને બોલ્યો, 'તો બિચારા શેઠ જરી મેળાનું કામ મને સોંપતા ગયા તે તારી આગળ ઓછા કહેવાના હતા?' દેવો વાત જોડી કાઢવાની પોતાની શક્તિ પર જરી મલકાયો પણ ખરો. 'બહુ ભલો જીવ હોં કે!'

'શું કામ સોંપતા ગયા છે વળી? આપણે તો કંઈ એવું કામબામ કરવાના નથી.' કોડિલી અંબી લાડભર્યા અવાજે બોલી.

દેવાને શેઠનું વાક્ય યાદ આવ્યું: 'તેં તો તારા બાપના બે હાથ ભાંગી નાખ્યા.' શેઠે વડ તરફ કરેલી સોટી પણ એણે આંખ આગળ જોઈ. પણ હસીને એ બોલ્યો, 'લોનાં કહે છે તેમ ખરેખર ઘેલી જ હોં કે. બાપડા શેઠ કેટલી તારી તો શાંબાશી બોલતા હતા! એક જોઈ છે ફક્ત એમાં તો! કેટલો આપણા પર એમનો હેત-ભાવ છે? કેટલું તો મને ટટ્ટુ સાથે ચલાવ્યો ને પૂછ્યાં કર્યું?'

'પણ શું છે એ તો કહેતો નથી.'

'પલંગના રંગીન પાયા ખરાદીની દુકાને જ રહી ગયા તે એમના દીકરાને દુકાન પર પહોંચતા કરવાના. એટલું.'

'તો તો એક શરત.' અંબી એકદમ ખૂશ થઈ જઇ ને બોલી. 'આપણે એ વેચાતા લઈ લઇશું. શેઠ તો આપણા જ છે ને?' બોલીને ડાબા હાથમાંની બચકી એણે જમણા હાથમાં લીધી.

દેવો 'વાહ રે!' એટલું ધીમા નિઃશ્વાસ સાથે બોલ્યો.

'કેમ?' અંબીએ એની સામે જોયું.

'મને થાય છે કે તું રાજદરબારમાં જનમી હોત તો સારું.' દેવો એની સામે જોઈ રહ્યો. પોતાને માટે એ નિર્માઈ નજ હોય એવી નજરથી.

એને હેતથી ધબ્બો લગાવીને અંબી બોલી, 'તો તો મારા આ લાડકાને ગોતી કાઢવામાં મને શીશી વપ્યત પડત!'

'ના, ના. કહું છું કોઈ રાજકુમારને પરણી હોત તો કેવું? તને એ અછાઅછો વાનાં કરત.' દેવો ખરેખર ગંભીર બનીને બોલતો હતો. 'મારી પાસેથી તો તને શું મળશે?'

'રાજકુમાર મને શું કરી દેવાનો હતો? હું કાંઈ એનું આપ્યું લઉં એવી ઓછી છું?' કહીને એણે હાથમાંની બચકી છાતીએ લગાવી. બોલી, 'આ અંબી કંઈ બીજાને ખોબે પાણી પીતી નથી.'

દેવો હસવા કરતો બોલ્યો, 'એ બધી લઢવાડ તો પછી છે ને?'

'હા. આપણે લઈ તો આવીએ એકવાર,' કહીને અંબી જ આગળ થઈ. એણે દેવા સામું જોયું અને બોલી, 'કેમ એટલામાં પાવા વગાડવાનું તો તું ભૂલીયે ગયો કે? વાહ! આવા જ બધા છોકરા મેળે આવે છે કે?'

દેવાએ બે હાથે પાવા વગાડવા શરૂ કર્યા. આખું વાતાવરણ સંગીતથી ધોવાઈ ઉજળું ઉજળું ભાસવા લાગ્યું. આવનાં

સરવડાં પછીનો મધુરો તડકો વાદળાનાં બાકોરાંમાંથી અરધો અરધો ઘડી રેલાઈને, ઘડી ભૂંસાઈને ને વળી પાછો રેલાઈને ઉલ્લાસમય પ્રકાશની ક્ષણિકતા જાણે કે દર્શાવતો હતો.

દેવાએ એ સાંજે પાવા વગાડ્યા છે એવા ભાગ્યે જ કોઈએ ક્યારે ય વગાડ્યા હશે. સુખી લોકોએ પાવા વગાડ્યા હશે, દુખિયાઓએ પણ વગાડ્યા હશે. પણ એક પાવામાં ઉલ્લાસ અને બીજામાં કરુણતા આજે દેવો રેડતો હતો એનું રસાયણ તો અપૂર્વ જ હતું. આજે એના જીવનની પહેલી ભરી ભરી ક્ષણ હતી. એ ટકવાની નથી એ ખાતરી પણ એના મનને પાકી હતી, હતો એટલો જીવ ઓગાળીને પાવા વાટે એ અત્યારે રેડતો હતો.

ને અખી, પાવાવેલી અખી? કોઈ તળાવડાને કાંઠે ટેકરી પર નાનકડું પોતાનું ઝૂંપડું છે. ચોપાસ ખેતરો મોલથી લળી રહ્યાં છે, પોતે ખેતરથી કામ કરીને થાકીપાકી ઘેર આવે છે, નાનાં નાનાં બાલકાં એને હેત ભર્યાં વીંટળાઈ વળે છે, ને પેલું સૌથી નાનું તો એને જરી શ્વાસ પણ ખાવા દીધા સિવાય કેડે આવતું બાઝી પડે છે.........આવું આવું ચિત્ર એ પોતાના લોહીના અણુઅણુમાં રમતું જોઈ રહી, ગવાતું સાંભળી રહી. કોઈ નવી જ આશાથી ફરકી રહી.

પેલા નોતિંગ ચગડોળ કને આવ્યાં ત્યારે દેવો પાવા જરી થંભાવીને બોલ્યો, 'આવ્યાં છીએ ત્યારે બેસતાં જઈએ કૂંડાવાર.'

'હા. હું તે કાંઈ ગાંડી થઈ ગઈ છું કે શું? ભૂલી જ ગઈ કે આપણે ચગડોળે એકેવાર જોડે તો બેસાં જ નથી.'

બેઠા પછી અખી બોલી, 'આ વખતે હું પાવા વગાડવાની.' પાવા લેતાં એણે બચકી દેવાને સાચવવા આપી. ચગડોળ ચગ્યો એટલે એણે વગાડવા પ્રયત્ન કરી જોયો. પણ ફાવી નહિ એટલે 'કેમ

એટલામાં પાવા ઢંગ વગરના થઈ બેઠા ?' કહી મુંઝાઈને દેવાની સામું જોવા લાગી. આત્યંતિક સુખની લાગણીમાં દેવો મૂંગોમૂંગો બેસી રહ્યો હતો. એના ચહેરા પર પ્રેમ, હોલવાતાં પહેલાં દીવો કરે છે તેમ, ભરપૂર પ્રકાશી રહ્યો હતો. એ પ્રકાશથી અંજાતી અંબીની આંખો, ચગડોળના અનેક આંચકામાંથી એક સાચવી લઈને દેવાએ ચૂમી લીધી. દુનિયાથી અદ્ધર ક્યાંઈ બંને જણાં ઊડી રહ્યાં હતાં. નહોતું પાવા વગાડવાનું કોઈને સૂઝતું. નહોતું ગાવાનું સાંભરતું. ચગડોળ ભરપૂર ઘૂમતો હતો. ચોમેર મેળો ચગ્યે જતો હતો. અહીં અંબી અને દેવો બધા કોલાહલોથી અલિપ્ત બેઠાં હતા, અર્ધજાગ્રત, અર્ધસ્વપ્નિત. માત્ર વચ્ચે વચ્ચે કોકવાર ચગડોળના આંચકાઓ વચ્ચે બંનેનાં અશબ્દ મુખ એકમેકથી મૂંગી વાત કરી લેતાં.

નીચે ઉતર્યાં ને દુકાનો ભણી વળ્યાં. અંબી એની જોડે એ વેળાએ ચાલતી હતી એ જોવા જેવું દૃશ્ય હતું. પહેલાંની અંબી ક્યાં ને આ ક્યાં ? વારેઘડીએ ડગલું સાચવી લેવા દેવાને ખભે હાથ ટેકવતી અંબી અનેક સ્વપ્નાં અને અગણ્ય આશાઓથી પલ્લવિત થતી હતી. ઊંચો સુડોલ એનો બાંધો શ્રાવણના પ્રફુલ્લ સાગની પેઠે ઝળાંઝળાં થતો હતો. એક જુવાનની પડખે હાથમાં બે પાવા લઈ નવી જ ભભકથી ચાલતી અંબી જંઈજંઈનું જોખનાર બિચારા દુકાનદારોનું સુદ્ધાં ધ્યાન ખેંચતી હતી. એની ડોકની મરોડમાં અખૂટ આત્મવિશ્વાસ હતો. આંખમાં આશાનું સાફલ્ય હતું. અંગેઅંગમાં ભવિષ્ય પર માલિકી મળવાથી ઉપજતી ખુમારી હતી. કેમ ન હોય ? સોનાંને એક બાદ કરતાં એને દુનિયામાં એક–ઘડી–પહેલાં સુધીમાં કોણ હતું ? અને અત્યારે ? અત્યારે તો દેવાની પડખે આખી દુનિયાની એ માલિક છે. અને એને સોનાં સિવાય વ્હાલ પણ કોણે કરેલું ? બાપ તો એની સાંભરણમાં ન હોતો. મા બે વરસ પહેલાં મૃત્યુ પામેલી. ચૈત્ર વૈશાખની મજુરીઓ વચ્ચે એને છાંયો દેનારી લીલી લીમડી હોય તો તે એક

સોનાં. એને જીવાડી રાખનારું કોઈ હોય તો તે સોનાં જ. એનાં અભિમાની સ્વભાવને પણ સોનાં વિના બીજું કોણ જાળવી લેનાર હતું? અંબી ઘાસ લાકડાંના ભારા વેચે. ખેતરે ચણતરે કામ પર જાય. સોનાંના રોટલાની કોરને કદી અડે નહિ. સોનાંની સોબતમાં એના હાથમાં બીજા લોકના પ્રમાણમાં બચત પણ ઠીક એકઠી થઈ હતી.

પણ આ નવા માનવીની સોબતમાં? અત્યારે તો અંબીના ઘડી પહેલાંના ખાલીખાલી ખાબોચિયા જેવા હૈયામાં આભમાં યે ન માય એવડો મહેરામણ ઊછળી રહ્યો હતો. જીવન એને ભર્યું ભર્યું લાગતું હતું. ઊણપ જેવી ચીજ હવે એ જાણતી ન હતી. સ્વાશ્રયી અને મહેનતુ અંબી આજ સુધી કોઈ પણ એક વ્યક્તિની ઓશિયાળી ન હતી ને છતાં જાણે સારી દુનિયાની ઓશિયાળી હતી. ને અત્યારે? અત્યારે તો આખી દુનિયાની એ માલિક હતી.

દુકાનો આવી ત્યાં પહેલી જ દુકાનથી, અરે આ તો લેવાનું જ રહી ગયું હતું, પેલા વગર તો ઘડીએ ઘર નહિ ચાલે ને આટલું તો ઉપાડતાં જ જઈએં એમ યાદ કરી કરીને, લેવાની ચીજો ગણાવી ગણાવીને ભાવતાલ જ સીધી પૂછવા માંડી.

'હવે એ તો બધો મેળો આખો લઈ જઈશું પછીથી. મારે તો તું આવે એટલે આખો મેળો આવ્યો.' બોલાતા શબ્દોને તરત જ ભૂલી જવા કરતો દેવો આગ્રહ કરવા લાગ્યો, 'લે આ નવી ભાતની અંગઠી બે લઈ લે એટલે આપણું બેયનું મન રાજી.'

અંબી અંગઠીઓ તપાસવા લાગી. દેવો એની નમણી મૂર્તિ પરથી પરાણે મીટ ખસેડી આજુબાજુ અકળામણથી જોતો. અંબીએ એકવાર એને એમ ચોમેર જોતો પકડ્યો અને પોતે પણ એના ચાળા પાડવા 'કોઈને ગોતે છે?' કરી ડોક ફેરવીને જોયું. 'અરે, સોનાં જ તો?'

કહેતી, 'ભોંલાવું. અમે બે સાથે પહેરીએ' કરતી દેવાના હાથમાંના પાવા લઈ તીરની પેઠે મેળામાં માર્ગ કરતી સોનાં તરફ દોડી.

સોનાંના મોઢા પર પાવા અડાડી અંબી એની આગળ નવી આંખો ચમકાવતી ઊભી રહી: સોનાં એને જોઈ જરી નવાઈ પામી; પણ પોતાની સુખી ગોઠણની એકવાર ઠેકડી તો એણે કરી જ લીધી. 'તું તો ઘેલી પાવાને જ પરણી લાગે છે કે શું? તમને ગમે પણ અમને વાગ્યું એનું શું?' કહીને વાગ્યાને ઠેકાણે પંપાળી રહી.

દેવાના હૈયામાં પેલું નૃત્યગીત મેઘગર્જના જેવું ગાજતું હતું.

હૈયે આયેલું પાછું ઠેલ્ય મા
'લ્યા વાલમાં
હોઠે આયેલું પાછું ઠેલ્ય મા.
ગાણું અધૂરું મેલ્ય મા,
'લ્યા વાલમાં
ગાણું અધુરું મેલ્ય મા.

રસ્તે એકવાર ચગડોળ તરફ શૂન્ય નજરે જોઈ લીધું એ જ. બાકી ઊંધું ઘાલીને પાણીના રેલાની માફક એ. ચાલ્યો જતો હતો. પેલું મુડદાલ ટટ્ટુ ગામ પહોંચી જાય તે પહેલાં તો પોતે પહોંચવું જોઈએ જ. ટટ્ટુનો અસવાર જઈને કાના તરાર આગળ વધામણી ખાય ને ખખડી ગયેલા ડોસાના જીવતરને ધૂળભેગું કરવા જાય ત્યાં જ ઘરની અંદરથી ખડખડાટ અટ્ટહાસ્ય કરતા બહાર આવવું એટલી અત્યારે દેવાની, જો કંઈ હોય તો, મહેચ્છા હતી.

ચપોચપ પગ ઊપાડતો એ ચાલતો હતો. આકાશ અર્ધા જેટલું ઘેરાઈ ચૂક્યું હતું.

થોડેક ગયો ને ભયાનક ત્રાટકા સાથે વરસાદ તૂટી પડ્યો. કોઈ ઓળખીતું મળે તો એની સામું પણ જોયા વિના દેવો એનો સંગાથ

તરછોડીને ચાલ્યો જતો હતો. ક્યાંઈ ક્યાંઈ ઉબાટે પણ જાણી જોઈને અથવા અર્ધ ઘેલછામાં ચડી જતો.

એક ત્રિભેટા ઉપર રસ્તાથી સહેજ બાજુ પર કોઈ દેખે નહિ એમ બેસી રહ્યો; ઘેર જવાનું હોય જ નહિ એમ ચોંટી રહ્યો. કંઈ અણસારો પામે કે એ આવી એ આવી કરી કૂદીને ઊભો થઈ જતો. અહીંથી એના ગામનો રસ્તો ફંટાતો હશે એમ કલ્પના કરી મેળાથી આવતી વાટ પર ટગર ટગર જોઈ રહ્યો. મનમાં થતું હતું કે લાવ પાછો જાઉં. પણ કોઈ સામું મળે ને પૂછે કે શું રહી ગયું પાછળ ભાઈ? મેળો ભૂલી આવ્યા કે લાઠી? તો તો બળીને ખાખ જ થઈ જવાય ને! છતાં અત્યારે એના મનની સ્થિતિ વધારે સારી ન હતી. કોઈ સામું મળ્યું નહિ ત્યાં સુધી એ પાછો ચાલ્યો પણ ખરો.

પણ પેલી ગમ ઊગમણી મેરની હશે તો? તો અહીં આ રસ્તે શીદ આવે?......પણ તો તો સારું. એ ગમ આકાશ કોરું છે ને સુખે એ પાછી જશે......લાવ, તો આપણે જ ઊગમણે મલક જઈએ. પણ એમ ઓછું જવાય છે? જમીનજાયો ખેડુ જમીનમાં જ ઝાડની જેમ રોપાયેલો છે. ઝાડથી કાંઈ હરાય ફરાય છે? ભલેને પછી કોઈ એને આવીને રોજ વેડ્યા જ કરતું હોય.

પેલો ટહુ કરતાં પણ પોતે જવાન-જોધ આદમી મોડો ઘેર પહોંચવાનો એમ યાદ આવતાં દેવો ઊઠ્યો. રઘવાયાની પેઠે રસ્તો જડ્યો, ન જડ્યો તેની પરવા કર્યા વગર ચાલવા મંડ્યો. એ બેસી રહ્યો એટલી વાર વરસાદ કંઈ બેસી રહ્યો ન હતો. રસ્તાઓ નાના વહેળાની જેમ એના પગ આગળ આગળ દોડતા હતા.

ગામ આગમચની નદી આગળ આવીને ઊભો ત્યારે અંધારું ગાઢું જામી ગયું હતું. નદીના પ્રવાહનો પ્રચંડ અવાજ સંભળાતો હતો

એટલું જ. પણ પોતાના હૈયામાં જે અંધકાર ફેલાયો હતો એને આડે દેવાને કાંઈ દેખાય એમ ન હતું. એના ઘટમાં જે ઘૂઘવાટ થતો હતો તે એને નદીના અવાજને સાંભળવા દે એમ ઓછો હતો? નાનો અમથો વહેળો ઓળંગવાનો હોય એમ થેપાડું (ધોતિયું) પણ ઊંચું લીધા વગર એ નદીમાં ઊતર્યો.

તણાવા માંડ્યો ત્યાં એને એકાએક અંતરમાં ટાઢક વળી. હાશ. એ જ એને જોઈતું હતું. મેળાની ને ધરતી વચ્ચે સૌ ભાઈબંધનું ભાઈબંધ મોત ખરી વખતે આશરો દેવા બેઠું હશે એની તો એને કલ્પના જ નહિ. ભલભલા ઘોડાપૂરમાંથી તણાતા જીવને બચાવી લાવનાર માછલાની પેઠે તરનારો દેવો લાકડાના હાથપગ હોય એવો થઈ રહ્યો.

પણ જીવવા ન જીવવાના નિર્ણયો એમ સાવ માણસની મોજ પર આધાર રાખી બેઠા છે ને? દેવાને ખબર પણ ન રહી ને એના હાથપગ ક્યારના વિંઝાવા મંડી ગયા હતા. છતાં એ હતો તો બેધ્યાન જ. આ માથાબોંધ્યાનો ફાળ તણાઈ ગયો! છો ગયો. માથું હશે તો બાંધવો છે ને? હાથમાં એક બચકી હતી તે ય છો જતી, અથવા તો છોને રહેતી જ. ઘણું કરશે તો ડુબાડશે એ જ ને? તો તો સારું જ તો. છતાં હાથમાં ઊંચી પકડી પાણી બહાર રાખી એ પાણી કાપતો હતો. જાણે એ આધારરૂપે તૂંબડી ન હોય.

સામે કિનારે જીવસમેત પહોંચ્યો ત્યારે પોતાની તરવાની આવડત પર ગાળો વરસાવવાની એને અનહદ ઇચ્છા હતી તો ય એટલા હોશ ન હતા, હાથમાંનો લૂગડાનો ગોળો નીચે ફગાવી પથ્થર પર ચત્તોપાટ પડ્યો.

જાગ્યો ત્યારે વાતાવરણમાં કંઈ ઝાઝો ફેર પડ્યો ન હતો. માત્ર ગરીબીમાં જવલ્લે જ જોવામાં આવતા રૂપાનાણા જેવો ક્યાંક આવળું

આકાશમાંથી કોઈ રડ્યો ખડ્યો તારો ડોકિયાં કરતો હતો. ઊઠીને બે ડગલાં ચાલતાં જ બેસી ગયો ને પેલો લૂગડાનો ડૂચો માથા નીચે લગાવી લંબાવી ગયો. આવજો સવાર દૂકડી. પણ વળી કોણ જાણે ઊભો થઈ ને એમાંથી કંઈ ઓઢી શકાય એવું હોય તો બત્રીસી ખખડાવવાનું બંધ કરી શકાય એવી આશાથી એને પડ્યા–પડ્યા જ બે હાથે વીંખવા લાગ્યો. બે ચાર ઝાટકે કપડાના લીરામાંથી એની છાતી ઉપર ને આજુબાજુ પથરા પર કંઈક પડવાથી ખણખણ અવાજ થયો. બેઠો થઈ જઈને ચોમેર જુએ છે તો આકાશના તારા ખરીને નીચે આવ્યા ન હોય એમ ધોળા સીક્કા વેરાયા હતા.

દેવાની ભ્રમિત મનોદશામાં પણ આટલું સમજાઈ ન શકે એવું તો હતું જ નહિ. એક ઝબકારે આજનો આખો યે મેળો એની આગળ તરવરી રહ્યો.

જમીન પરથી, હાથમાં આવ્યા એટલા સીક્કા ઉપાડીને મૂઠી વાળી બોલ્યો : વીરચનકાકા તારી આ જમગોળી. ટદુ પછાડે ભરાઈ જજે વેળાસર નહિ તો............

બીજે શ્રાવણે એ જ તોતિંગ ચગડોળ આગળ સોનાંની પડખે અવાક ઊભી ઊભી અંબી શૂન્ય નજરે એને ચક્કર લેતો જોઈ રહી હતી.

ને દેવો? રાજની તુરંગમાં, બનવાજોગ છે કે એ પણ, અત્યારે બળદને ઠેકાણે માણસોમાં જોતરાઈને ગોળ ગોળ ફરતો, રેંટની ગતિ તરફ જોતો જોતો પોરના મેળાની યાદ તાજી કરતો હશે.

# કોકિલા

શ્રી. કનૈયાલાલ મુનશી

**મારી** સ્ત્રીના મરણને બે ત્રણ મહિના વિત્યા એટલે સ્થલફેર કરી બેચેની મટાડવાનો કંઈ ઉપાય લેવા મેં નિશ્ચય કર્યો. મે મહિનામાં રજા પડી એટલે હંમેશના નિયમ પ્રમાણે મુંબાઈ છોડી બહારગામ જવાનું મન થયું. અદાલતના વાતાવરણમાંથી થોડો વખત છૂટા થવું અવશ્યનું છે. માણસની અધમતાના ઇતિહાસો છોડી ક્વચિત ક્વચિત્ કુદરતને ખોળે જઈ બેસવું પણ જરુરનું છે. પણ હવાફેરનાં પ્રખ્યાત સ્થળોથી મને કંટાળો આવતો. મુંબાઈની ધમાચકડી છોડી સ્વાભાવિક રીતે મન નિરંકુશ આનંદ અને વિનોદના સ્થાનમાં જવા ઈચ્છે; પણ પાશ્ચાત્ય સુધારાની અનંત પ્રવૃત્તિમાં કોણ જાણે એવી તો ખૂબી છે, કે તેમાં ભમતો કીડો કદી પણ તેના વિકારને છોડી શકતો જ નથી. માથેરાનમાં ફેશનની તુચ્છ કૃત્રિમતા; મહાબલેશ્વર જાણે બીજું વાલકેશ્વર; અસંતોષી ડુમ્મસ પણ એ જ પંથે પધારવાની હોંશ ધારતું ! જો એમ કરતા ભૂલેચુકે આપણે સ્વર્ગે ભૂલા પડીશું તો મારી ખાત્રી છે, કે પુરાણા બિચારા ઈશ્વર ભગવાનને પણ કોઈ એક ફેશનેબલ સંમેલનનું પ્રમુખ-પણું આપી સુધરેલી રીતભાતો શીખવી દઈશું.

આ બધા કારણથી આ વખત મેં પાવાગઢ પસંદ કર્યું. ચાંપાનેર મારી પ્રાચીન રળિયામણી ગૂજરાતનું ઐતિહાસિક રાજનગર મ

મનમાં ભીંજાતા ઉલ્લાસો પ્રેરતું; તેને જોઈ મારા દેશની જૂની જાહોજલાલી નજર આગળ ખડી થતી; નવો જ ઉત્સાહ આવતો. તે દિવસોનું શૌર્ય અને તે જ. તે સમયની કંપાવની જીવન કથા, તે વીર સમયનું આત્મસમર્પણ, આ વેપારી વખતમાં અસ્ત થયાં છે. ખંડીએરો જોઈ વિચારો કરીએ એ જ.

રજાના બાકી રહેલા દિવસો માંચીમાં જ નિર્ગમન કરવા મેં વિચાર કર્યો. પાવાગઢની માતાના પૂજારીની સિફારસથી મને દરેક જાતની સગવડ કરી આપવામાં આવી હતી. મેં નક્કી કર્યું હતું, કે દુનિયાથી દૂર જઈ ઘણા દિવસનો ચઢેલો કાટ મન પરથી ઉતારીશ; અંતરની ગહનતામાં તેને ઝબોળી ચિરકાલથી ઇચ્છેલી નિવૃત્તિ અનુભવીશ. મારા સિવાય બીજું કોઈ ત્યાં હોય એમ મને લાગ્યું નહિ. પણ મને જ્યાં ઉતારો આપ્યો હતો તેની સાથે કેટલીક ઓરડીઓ હતી. ત્યાં કોઈ રહે છે કે નહિ, તે તપાસવા નીકળ્યો. છેલ્લી ઓરડીમાં કંઈ વસ્ત્ર જેવું દેખાયું. મારા જેવો કોઈ બીજો ધૂની પણ નિર્જનતાનો લહાવો લેવા અહિંઆ આવ્યો છે એમ ધારી તે તરફ ગયો. બારણું ઉઘાડયું. ચમક્યો અને ઊભો. ત્યાં પડેલી કોઈ બાહોશ સૌંદર્ય સેવકને છાજતી સામગ્રીઓ અને તે વળી ઘરડા બિચારા પાવાગઢમાં જોઈ હું સ્તબ્ધ થયો. રસના અવતાર સુવિખ્યાત શેલીનાં અંગ્રેજી કાવ્ય; સ્ત્રી ઉપયોગી વસ્ત્રો; ખૂણામાં પડેલી તરછોડેલી જેવી વીણા; એક અપૂર્ણ ચિત્ર! હું વિચારમાં પડ્યો. કંઈ સ્વપ્નનો ભાસ જરા થયો.

ધરશાળી બાઈએ બૂમ મારી મારું ધ્યાન ખેંચ્યું. "ભાઈ, ત્યાં જશો મા. ત્યાં તો કોકિલા રહે છે."

કોકિલા! રમણીય વસંતના શણગારનું મધુરું નામ! મારું આશ્ચર્ય વધ્યું. "કોકિલા કોણ?" મેં પૂછ્યું. "એમના કોઈ દોસ્તદારની છોકરી થોડાએક દિવસ થયાં અહીં આવીને રહી છે. આ એરતો તુમ

ભણતરની પીડાઓ.” ઘરડી ડોસીએ લપલપાટથી વાત શરુ કરી. મીઠું-મરચું બાદ કરતાં ભાવાર્થ એ નીકળ્યો, કે કોઈ બિચારી કેળવાએલી કુમારિકા ગાંડી થઈ ગઈ છે. અને ડૉકટરોની સલાહથી હવાફેર કરવા અહીંઆં રહેલી છે. અને તેને હાલ જરા આરામ છે.

ગૂજરાતી છોકરીઓમાં આ હોશિયારી, આ નામ અને ગાંડપણ! કોઈ અરેબીઅન નાઈટસની વાત લાગી. મારું મન આ ચમત્કારી વ્યક્તિ જોવા એક પગે થયું, પણ કાશીબાઈએ કહ્યું, કે “એ તો સવારે બહાર નીકળે છે, તે ભાગ્યે જ સાંજ પહેલાં આવે છે.” એ પણ ખરું? આખરે મન ન રહ્યું ને બહાર નીકળ્યો. કૈં પણ પત્તો લાગ્યો નહિ. આખરે થાકી સૂતો. સવારે ઊઠતાં વાર કોકિલાના ઓરડા તરફ ગયો; પણ મારી અત્યંત નિરાશા વચ્ચે ત્યાં કોઈ પણ હતું નહિ એમ માલૂમ પડયું. સૂર્યોદયને જરા વાર હતી, પણ આ અસાધારણ સુંદરીને જોવા તરસ વધવા માંડી. અરણ્યમાં જલ વિના તરફડતા તૃષાર્ત મુસાફરની માનસિક સ્થિતિ કૈંક યાદ આવી. કયાં સુધી ખોળ નિષ્ફળ ગઈ. આખરે પાપી પત્તાઈનો તૂટેલા મહેલમાં જઈ બેસવાનો વિચાર કર્યો ને તે તરફ વળ્યો. તેનાં ખરતાં, ઘસાએલાં જીર્ણ પગથિયાં ઊતરી નીચે આવ્યો. અગાશી તરફ નજર કરતાં મારી આંખે અવર્ણનીય દેખાવ જોયો.

અગાશીની કોર પર અખંડ યૌવના ઉષાની આરસની મૂર્તિ જોઈ હું ચમક્યો. ઊગતાં સૂર્યનાં સોનેરી કિરણો તેના સફેદ વસ્ત્ર પર દિવ્યતા પાથરતાં કાંતિને અદ્દભુત તેજે દિપાવતાં હતાં. આ કોકિલા? ગુજરાતની ઘણીએ રૂપવતી રમણીઓ મેં જોઈ છે, વખાણી છે; પણ કાબેલ કસબીની કોરી કાઢેલી અપૂર્વ પ્રતિમા જેવું, શરીર સૌંદર્યની પરિસીમાએ પહોંચેલું આ મુખ સ્વપ્ને પણ મેં જોયું ન હતું. રંભાઓનો રૂપગર્વ ન હતો; વિલાસવતીઓની ટાપટીપ નહ

જડ જગત્ પર અમૃત સીંચની રૂપેરી ચંદ્રિકા માફક તેનું સૌંદર્ય અજાણતાં આહ્લાદ પ્રસારતું, કૈં અલૌકિક ભાસ કરાવતું. તેનું શરીર જાણે પૃથ્વી તત્ત્વવિહીન કોઈ દેવાંગનાનું સૂક્ષ્મ તેજોમય રૂપ લાગતું. જો પાશ્ચાત્ય વિદ્યાનો જડવાદ જરા મારામાં ઓછો હોત તો હું જરુર તેને કોઈ ભૂલી પડેલી વનદેવી અથવા પાસે સુકાઈ ગએલા મુખમાંથી સૂર્યનું આરાધન કરવા નીકળી પડેલી સાગરકન્યા વિશ્વામિત્રી જાણત. કોકિલાનું ધ્યાન ન હતું. મેં છાના-માના પાછા જવાનો વિચાર કર્યો; પણ આટલે પ્રયાસે કોકિલા મળી અને હવે તક ચૂકવી કામની નહિ.

મેં ખાંસી ખાધી. કોકિલાએ ફરીને મારી સામું જોયું. કોઈ એક સોનેરી સ્વપ્નાનાં અર્ધ ભૂલેલાં સુંદર સ્મરણોનાં જાણે પ્રતિબિંબ પડતાં હોય એવાં તેજસ્વી રસાલ નયનોએ મારા તરફ આકર્ષક જ્યોતિ નાખી.

"માફ કરજો. આપના વિચારમાં કૈં ખલેલ તો થઈ નથી ને?

સ્થિર નયનોએ પલક્યા વગર મારી સામું જોયાં કર્યું. શું આ સુંદરીને ખરેખર ચિત્તભ્રમ હશે?

"તમારું જ નામ કોકિલા કે? કાશીબાઈ કહેતાં હતાં."

"હા." ધીમે મીઠે સ્વરે તેણે જવાબ આપ્યો. "તમે કોણ છો?"

"હું મુંબઈમાં વકીલ છું, મારું નામ કિશોરલાલ."

જાણે ડરતી હોય, મનમાં કાંઈ વહેમાતી હોય તેમ ધીમે ધીમે વાત કરી. સાથે સાથે અમે બહાર આવ્યાં. કોકિલાને જેમ વધારે જોતો તેમ આશ્ચર્ય ચકિત વધારે થતો. તેનું રૂપ, સ્વર, પહેરવેશ, પર એક જાતનું લાવણ્યમય વ્યક્તિત્વ દેખાતું. તાજમહેલ

દરેક પથ્થર જેમ પૂર્ણ સૌંદર્યથી શોભે છે તેવાં જ એનાં દરેક કર્મ અપૂર્વતાથી દિપતાં. અમે સાથે ચાલ્યાં, પણ જ્યારે એના તરફ હું જોતો અને એની ડોલનમય ચાલ મારી નજરે પડતી, ત્યારે શરમાઈ હું મારી પોતાની તરફ જોતો અને જાણે ગુલીવર સાથે ઘોડાના દેશમાં જઈ હું તેમની સ્વાલ શીખી ચાલતો ન હોઉં એમ મને લાગતું.

આ લાવણ્યે મારી જીજ્ઞાસા એટલી વધારી દીધી હતી, કે કૈં પણ પુછવાનું મન થયું. એક બે સવાલો કર્યા તેના પ્રત્યુત્તર ઠીક મળ્યા નહિ; પણ વકીલાતની ટેવ ને કૂતરાની પૂછડી બે એક સરખાં. ઊલટ તપાસમાં જરા હું પંકાતો એટલે આ ઘડીએ પણ જીભ ચળવળી.

"તમે પરણ્યાં છો કે કુંવારા?" આ ભંડારનો કયો ભાગ્યશાળી ભર્તા છે, એ જાણવાને ઉત્કંઠા થાય એ તો સ્વાભાવિક; પણ મારા શબ્દોએ કાંઈ જુદી જ અસર કરી. કોકિલા મારા તરફ ફરી; તેજોમય આંખો જરાક ચળકી, સંખત થઈ. મિજાજમાં જરાક મોઢા પર લાલી આવી. માથું ફેરવી ગુસ્સામાં મને છોડી બાજુની એક પગથીએ તે ઝપાટાબંધ ચાલી ગઈ. હું તો શરમાઈ, જાસા ખાધેલા બાળક જેવો ફીક્કે ચહેરે ઊભો. મારું અડધું આયુષ્ય આપ્યે જો આ પ્રશ્ન પાછો ખેંચાતો હોત તો તેમ કરત. હું નીચું જોઈ ઘર તરફ ગયો. હૃદય ચણચણતું રહ્યું.

થોડા વખતમાં જ કોકિલાની મોહક ભવ્યતાએ મને ભાન વગરનો કર્યો હતો. એને તે વખત ચાહતો હતો—ભાગ્યે જ. આટલા દિવસને અંતરે કૈં કહી શકતો નથી, પણ શું કરવું એ સૂઝ્યું નહિ; કાંઈ ચેન પડયું નહિ. રાતે વિચારમાં નીરાશામાં બેઠો હતો ત્યાંથી જાગ્યો.

"મિ. કિશોરલાલ!—"

ઘણા દિવસનું ગુમાવેલું રત્ન હાથ લાગતું હોય તેમ ધ્રૂજતી અભિલાષાથી મેં ઊંચું જોયું. હૃદય ધબક્યું, કૈંક હરખાયું, બારણામાં કોકિલા ઊભી હતી. જેઓએ એ આકૃતિને જોઈ નથી જેઓ એ નયનો આગળ નમ્યા નથી તેઓને મારા હૃદયમાં સ્ફુરતા માનાંકુરોનો ભાગ્યે જ ખ્યાલ આવશે. કોકિલાએ આવીને સવારની વર્તણૂક માટે માફી ચાહી. કોકિલા માફી માગે? મારા વાંક માટે મેં પણ પશ્ચાતાપ દર્શાવ્યો. કોકિલાની વાત કરવાની છટા કૈં ઓર જ હતી. નિર્જન એકાંતમાં પથરાતી જ્યોત્સ્નાની અમૃતમય વિમલતામાં દૂરથી વેણુ વાગે અને હૃદયે આનંદ વર્ષાવે એવો કૈં કોકિલાના મધુરા રસમય આલાપનો ભાસ થતો.

તે ગઈ, પણ આખી રાત સ્વપ્ન સૃષ્ટિમાં મારી સહચરી થઈ રહી. નિર્દય સૂર્યે એ સુખમાંથી મને ખેંચી લીધો. પછી સાંજ સુધી મારે કમનસીબે ફરી મેળાપ થયો નહિ. છેક સાંજે એક ખંડિએર પાસે પડેલા પથ્થર પર તેને બેઠેલી દીઠી. દૂર દૃષ્ટિથી જાણે વાદળની પેલી મેર જોતી હોય એમ લાગ્યું. વિશ્વવેત્તા કોઈ વિશાળ જ્ઞાનીના પ્રફુલ્લ દિવ્યચક્ષુનું તેજ તેની આંખોમાં ચળકતું હતું. અમે વાતો કરી. એક બીજાના વિચાર જાણવાની તક અમને મળી. વનવગડામાં વાત કરનાર અમે બે એકલાં; એટલે એવી તકો ઘણી મળી. દરેક પ્રસંગે હું કૈં નવું નવું જોતો અને નહિ ધારેલી ખૂબીઓ નજરે પડતી.

કોકિલાની રીતભાતમાં અને વાતમાં એક નવીનતા હતી. એક પુરુષ બીજા પુરુષ જોડે વાત કરે તેવી હિંમત, સ્વાતંત્ર્ય અને ગૌરવથી તે વર્તતી; એટલે આપણાં શરમાતાં, ગભરાતાં બૈરાઓની ખોટી લજ્જાનો અંશ પણ તેનામાં ન હતો. આથી સમાનતાનો ભાવ થતો, અને વાતમાં રસ પડતો. તીવ્ર જ્ઞાનેન્દ્રિયો અદ્‌ભુત રસબંધ પેખતી. જે સૌંદર્ય, જે રસ, જે ભેદ આપણે સૃષ્ટિમાં, કાવ્યમાં કે

સ્વરમાં ભાગ્યે જ ભાળતા તે એની સૂક્ષ્મ બુદ્ધિ પારખતી, અને તેનો સ્વાદ જ્વલંત શબ્દથી મને પણ ચખાડતી. કોઈ એક વખત કૈં અગમ્ય વિચાર આવતાં સ્વર થડકતો, ચહેરો ઉદાસી થતો ને દૃષ્ટિ કૈંકી ઊંઘમાં ચોલતા માણસ જેવી થઈ જતી.

કોકિલાની જીવનની ભાવના અસાધારણ હતી. થોડાક પરિચયે મને તે જણાઈ. ઘણી વખત તે કહેતીઃ આપણા લોકોના જીવનાદેશ શા તુચ્છ હોય છે!

આપણે અલ્પ નથી. ભવ્ય છીએ. આ ભવ્ય સૃષ્ટિની ભવ્યતા આપણામાં છે; એ મહાપ્રાણનું સૌંદર્ય આપણા પ્રાણમાં છે; ફક્ત તે પારખવાને ઇચ્છા નથી–પ્રયત્ન કરવા હિંમત નથી. આપણી જીવનવીણા વિશ્વવીણા જોડે સંવાદી બનાવો. તેના સુરેસુર અંતરમાં જાગશે, પ્રભુમય બનાવશે. એ સંવાદ એ જ જીવન. ઘણાખરા અસંસ્કારીને તો પોતાના બેસુરા જીવનના કઠોર સ્વરો જ ઠીક લાગે છે. આનાં વાક્યો, તેનું રૂપ, તેનું કાવ્યમય સૌંદર્ય સેવી જીવન મારામાં નવી ભાવનાઓ પ્રેરતાં, મને બદલતાં, મારા અંતરનાં ઊંડાણમાંથી ચમકતાં રત્નો ખેંચતાં.

આ નવા તત્ત્વજ્ઞાને મારું માન ઉતાર્યું. ટાઈટનિક સ્ટીમરના અભિમાની બનાવનારાઓએ કદી નહિ તૂટે એવી રચના કરી. મહામાયાના એક રમકડાના જેવા આઈસબર્ગ–બરફના ડુંગરાએ એ ગર્વને એક વિપલમાં હતો ન હતો કરી દીધો. આ વખતે એ બડાઈ બતાવનારો ને હું આત્મસંતોષી વકીલ સાહેબ જોડે બેઠા–દોઢીયાં કમાવાં, મોટરોમાં બેસી, વાલકેશ્વરની અમરાવતીમાં લહેર મારી, સ્થૂલ વિષયલાલસાને પ્રભુ બનાવી, જિંદગી પૂરી કરવાની આશા રાખનારું જીવન આ સાદી, રસમય જીવનની પવિત્ર ભાવના આગળ હાર્યું, નમ્યું. મારી સ્થૂલ જિંદગી પર મને તિરસ્કાર આવ્યો. જિંદગીમાં પૈસા, મોજ

સત્તાનાં કહેવાતાં સુખો શું સુખ છે? કોકિલાના જેવું કોમલ હૃદય બનાવી રસ સરિતાના ઊછળતા તરંગો સાથે વહેવું એ જ સુખ; પ્રેમ સૌંદર્ય એનો અનુભવ એ જ સુખ. આવા અનેક પાઠો કોકિલાના ગુરુપદ નીચે હું પઢ્યો. એની ટીકાથી જૂના કવિઓમાં નવો રસ દેખાયો. મારી જૂની સૃષ્ટિ પર નવ વસંત છાયો. એ ચાર દિવસમાં જગતના સાૈંદર્યસાગરની કંઈ એક લહરીઓ મારા હૃદયને આરે આવી.

ધીરે ધીરે હું કેદી થતો ગયો. પ્રેમની સુખમય સોનેરી ગુલામગીરીમાં સપડાતો ગયો. મારી સ્વર્ગસ્થ સ્ત્રી ઘણી ભલી હતી; મને પરમેશ્વર લેખતી. તેને માટે મને ભાવ હતો. પણ આ નવું આવતું પૂર અદ્ભુત હતું. જે માનસિક સહૃદયતાથી કોકિલા માટે મને ભાવ પેદા થતો ગયો, જે લાગણીઓ એનાં રૂપ, લાવણ્ય, અને સંસ્કારી વિચારોથી પેદા થઈ હતી, તે 'શુદ્ધ સાત્વિક પ્રેમ'ની ઊર્મિઓ મારા હૃદયમાં નવી જ સ્ફૂરવા માંડી.

આ સ્વર્ગીય સંગતિમાં પાંચ સાત દિવસ ગયા. કોઈ એક વખત દેખાઈ આવતા ધૂનીપણા સિવાય બીજી કોઈ જાતનું ગાંડપણ મારા દેખવામાં આવ્યું નહિ. પણ આવી વિચિત્ર સ્થિતિ માટે તપાસ કરવાની સ્વાભાવિક ઉત્કંઠા વધવા માંડી. વધારે પરિચય થતાં આટલું બધું પ્રાવિણ્ય ક્યાં મેળવ્યું હતું તે મેં પૂછ્યું. વાત પરથી માલૂમ પડ્યું કે કોકિલાનો બાપ મુંબાઈમાં કોઈ અંગ્રેજી પેઢીમાં કારભારી હતો; બધો કારભાર તેનાથી જ ચાલતો. તેના પર તેના સાહેબની ઘણી જ મહેરબાની હતી. કોકિલા ચાર વર્ષે મા વિનાની થઈ. જૂના જમાનાનો, "ઇમ્પીરીઆલીસ્ટ" વિચારોથી અજ્ઞાત અંગ્રેજે અને તેની સુશિક્ષિત બાઈએ પોતાના નીમકહલાલ નોકરની એકની એક છોકરીને પોતાની પાંખમાં લીધી; તેને પોતાની છોકરીઓ ભેગું શિક્ષણ આપ્યું. દરેક બાબતમાં કોકિલાએ આશા પૂરી અને ધાર્યા કરતાં વધારે બાહોશી

મેળવી. વૃદ્ધ ધણીધણીઆણી વીલાયત ગયાં હતાં તોપણ પોતાનો અચલ પ્રેમ પોતાની "કાળી" પુત્રી તરફ અવારનવાર દર્શાવતાં અને કોકિલા પણ પોતાના હિંદુ હૃદયની કૃતજ્ઞતાથી પુત્રી કરતાં પણ વધારે પૂજ્યતા તેમના તરફ રાખતી. વાત કરતાં કોકિલાને નાનપણ સાંભર્યું, હૃદય ઊભરાયું અને બોલી:

"તે જ અરસામાં આ દિવ્ય પ્રેરણા મને થઈ. મારો દૃઢ નિશ્ચય એવો થયો કે જીવનને પૂર્ણ લાવણ્યે મઢવું. દરેક વિચાર, દરેક કાર્ય સંવાદી સૌંદર્યથી શોભતાં કરવાં. મારી અસાધારણ શક્તિઓએ કામ સહેલથી ઉપાડ્યું. ફત્તેહ નજર આગળ રમી રહી." અવાજ બદલાયો.

"પણ ઈશ્વરને ન ગમ્યું—એક વસ્તુ ખૂટી–ને ખૂટતાં બધું, છે–" શબ્દો અટક્યાં, મોટાં નેત્રોમાં છૂપાવેલાં આંસુઓ ચળક્યાં, કોકિલાએ ડસ્કું ખાધું, હું દુખાયો–અકળાયો; પણ કોકિલા તરફની મારી માનની લાગણી એટલી પ્રબલ હતી, કે આશ્વાસન આપવાની પણ હિંમત રહી નહિ. મને ખાત્રી થઈ, કે આ નિર્દોષ બિચારીનું કોમલ હૃદય કોઈ વજ્રાઘાતથી ભેદાયું છે. શું તે એ નહિ વીસરે? મેં નિશ્ચય કર્યો કે જીવ સાટે પણ તેમ થાય તો મારા જીવવાનું સાર્થક.

સહૃદયી સોબતમાં સમય પણ શરમાય છે. આનંદ સ્વરૂપ મોક્ષમાં કાલનો અભાવ હોય છે. કોકિલાને ચરણે બેસી નવા જીવનાદેશો શીખતાં વખત વીતી ગયો. બોલ બોલતાં દિવસો ગયા ને રજા પૂરી થઈ. ગાંસડાં પોટલાં બાંધ્યાં અને પાવાગઢના મીઠા અનુભવોને રામરામ કર્યા. કાવ્યરસિકા કોકિલાને છોડતાં આંખમાં આંસુ આવ્યાં.

મોઢા પર તમાચા મારી, ગાલ લાલ કરી, મુંબાઈ આવ્યો. બજારૂ મુંબાઈની દુનિયાઈ પ્રવૃત્તિઓ કાળબાણ લાગી; પણ કોકિલાએ શિખવેલા કાવ્યમય જીવનના પાઠ થોડા થોડા અમલમાં મૂકવા લાગ્યો.

મિત્રો હસતા; હું જ ફક્ત મનમાં મગ્ન થઈ, હૃદયને સૌંદર્ય માટે કેળવવા લાગ્યો. જીવનાકાશમાં નવા નવા મેઘધનુષના આકર્ષક રંગો ખીલવા માંડ્યા, તો પણ કોકિલા વિના તો હૃદય-જીવન બધું શૂન્ય લાગ્યું. ખરેખરા સહૃદય સાથીની જરુર મને લાગવા માંડી. સંસારમાં ઘણા, પ્રેમની તીવ્ર અભિલાષા વગર પાર તરી શકયા છે; તેમાંથી કેટલાક હૃદયહીન અને બાકીના અલ્પસંતોષી. પણ જ્યારે અંતરના સંસ્કાર ખીલે છે ત્યારે તરસ્યો અવાજ નીકળે છે. પ્રણયી વિના પ્રાણ તરફડે છે, અને કોકિલા જેવી મનુષ્ય દેવીને જોયા પછી અસંતોષ સબલ થાય એમાં કંઈ નવાઈ જેવું નથી. બધી વ્યક્તિઓ ખામીભરી દેખાય છે. તે જ રમ્ય મૂર્તિ નજર આગળ રહે છે. શ્વાસોશ્વાસમાં તેનું જ રટણ ચાલે છે.

ક્યાં સુધી કંઈ ખબર આવી નહિ. દિવસ ને રાત એ જ ધ્યાનમાં હું રહેતો. આખરે સ્વાતિબિંદુ પડયું. કોકિલાનો પત્ર આવ્યો. તે મુંબઈ આવી હતી. અક્ષર જોતાં જ મન બાવરું બન્યું. મોરું ચાલતે તો દરેક શબ્દ અંતરમાં કોતરત. તે પત્રના સ્પર્શે કંઈક શાંતિ, કંઈક અશાંતિ પ્રેરી, મળવા મન તલસ્યું.

કોકિલાને હું મળ્યો. તે પહેલા કરતા જરા અશક્ત વધારે હતી, માનસિક જુસ્સો પણ જરા ઓસર્યો હતો. તે સાંચાકામની પુતળી માફક પોતાની ફરજ બજાવતી. ફક્ત ગાતાં કે અભ્યાસ કરતાં જરાક અંતઃકરણ ઓપતું ને નવાં કિરણો નીકળતાં. તેનો બાપ ઘણો માયાળુ, કેળવાએલો, અસલી માણસ હતો. તેનું માનવું એવું હતું, કે બહુ કેળવણીથી આવાં માઠાં પરિણામ આવ્યાં હતાં. પણ તે હિંમત અને ધૈર્યથી બધું વેઠતો અને પોતાની એકની એક દીકરીના અશાંત મનને બંનતો દિલાસો આપવામાં જ પોતાની કૃતકૃત્યતા માનતો. થોડા સમયમાં તેની સાથે પણ મારો ગાઢ સ્નેહ

અંધાર્યો. હું વારંવાર ત્યાં જવા માંડ્યો અને પાવાગઢ પછી ભૂલેલા પાઠો તાજા કરવા માંડ્યા.

મારી જિંદગીમાં ફેરફાર થવા માંડ્યો. પૈસા લૂંટવાની શુષ્ક પ્રવૃત્તિમાં પ્રવીણ પુરુષો! હસશો ના? તમારી રજોગુણી અનંત ધમચકડ; તમારા નીરસ, એકમાર્ગી વિચારો; તમારાં સંકુચિત ઊર્મિ વિનાનાં હૃદયો; જો એ જ જીવનનો હેતુ હોય તો નરક શા કામે સરજાયું હશે? દુનિયાની સ્વાર્થી પ્રવૃત્તિમાં પણ કાવ્યમય જીવનનાં અમૂલ્ય ઝરણાં વહે છે. તેને શોધો ત્યાં સંતોષાઓ; અરણ્ય સંસારમાં પણ સ્વર્ગની લહેરો આવશે. શેલીના રસ સાગરમાં-નિર્બંધ હૃદયપ્રવાહમાં નહાવું-સૃષ્ટિ સૌંદર્યના સત્ત્વ સરખા સૂરોની તાલબદ્ધ લહરીઓનાં ડોલન-ભાત ભાતના અદ્‌ભુત ઈશ્વરી રંગોએ આત્માને ઊજળો કરવો એ જ જીવનનું સાર્થક. નહિ તો જીવવું તો બધા જ જાનવરને છે.

પણ કોકિલાનું વધતું જતું ફીક્કાપણું અને વધારે અશક્ત થતું શરીર મારા મનમાં કે ધ્રાસ્કો પાડતાં. પહેલાં તો કોઈ દેવાંગનાનું સૂક્ષ્મ દૈવી શરીર તે ધારતી; પણ વધારે નબળાઈથી જાણે તેજની ક્ષણભંગુર અવર્ણનીય પ્રતીમા હોય તેમ દેખાતું; આપણા હાથમાંથી ક્યારે સરી જશે તેની બીક ઉત્પન્ન થતી. ફક્ત જ્ઞાનેન્દ્રિયો વધારે તીક્ષ્ણ થતી; અને કોઈ રસિક દેવાંશીની ભવ્ય દૃષ્ટિથી બધું ભાળતી ને વધારે તેજસ્વી શબ્દોમાં તેના અર્થ કહેતી.

મારા મનની ઊર્મિઓએ કૈંક સ્વરુપ લેવા માંડ્યું. મારી સ્ત્રીને ગુજરી ગયાને કેટલાક મહિના વિત્યા હતા અને તેના મરણથી ઊપજેલી દિલગીરીની કોકિલા માટે જે પ્રેમ થયો હતો તેમાં ઝાંખી થતી ગઈ હતી. સંસાર લગ્નથી ઉદ્‌ભવેલો ભાવ ક્ષણિક જ હોય છે. બૈરી પાછળ "સતી"-થનારાઓને વરસમાં જ પાણિ ગ્રહણ કરતા જોઈએ,

છીએ. સગવડ માટે પરણેલી સ્ત્રીની ગેરહાજરીમાં અગવડ ડુબાવવા બીજી પરણવા તરફ નજર જાય એ કૈં ગુન્હો ન કહેવાય. આ બધા વિચારો મને આવ્યા. અને ખોટા કે ખરા વિચારોનું કેન્દ્રસ્થાન કોકિલા હતી. સંસારી સંબંધથી તેને મારી કરવા સંકલ્પ આવવા માંડયા. મને એ રસ્તો ઘણો જ ઉત્તમ લાગ્યો. પ્રેમ મેળવી હું પ્રભુતા પામીશ–કોકિલાની અશાંતિ ઓછી થશે. લગ્નથી જોડાઈ અમારી ઉચ્ચી ભાવના સિદ્ધ કરવાનું સહેલું થઈ પડશે એમ પણ લાગ્યું. પણ કોકિલા જેવી સ્વર્ગીય સુંદરી દેવીને પરણવાનું કહેવું એ કેમ હિંમત થાય? એ તેજસ્વી સ્વરૂપ જ્યાં હોય ત્યાં સાધારણ વિચાર પણ આવવા ન પામે તો પછી આ કહેવાય કેમ? હિંમત ભીઠી અને રમણીય એકલતામાં અટુલી ફરતી કોકિલાના ચરણારવિંદમાં મારું હૃદય, મારી આશાઓ, મારું સર્વસ્વ સોંપી કૃતાર્થ થવા નિશ્ચય કર્યો. તેની તબિયત પણ ખરાબ ચાલતી. મન કરમાતું જતું. તેને પણ રસ લગાડી પુનર્જીવિત કરવા ઉમેદ હતી.

એક સાંજે અમે વાત કરતાં બેઠાં હતાં. મારા સ્વભાવની ઉત્ક્રાંતિ વિશે વાત ચાલતી હતી. મારી નવી રસજ્ઞતા ઉપર કોકિલા વિવેચન કરતી હતી.

"પણ કોકિલા! હજી હું ઘણે ભાગે અપૂર્ણ છું." મેં કહ્યું.

"અપૂર્ણતા હંમેશ રહેશે. પૂર્ણતા આવતી જ દેખાય છે. પમાતી નથી. દરેક શિખરે પહોંચતાં એથી ઉંચી ટોચો દેખાય છે, થશે, મહેનત કરો. ફળશે." જરાક હસી ઉમેર્યું:

"આપણામાં કહેવત છે ને, કે નરના નારાયણ થાય."

"હું તમારો કેટલો આભાર માનું? આ સ્થિતિ પણ તમારા જ વડે મેં જોઈ છે, અને હજી આગળ વધવું તે પણ તમારા જ હાથમાં

છે.” મારા અવાજમાં–શબ્દોમાં કૈં નવું તેણે જોયું. વિકસિત નયનોએ મારી સામે જોયા કર્યું અને બોલીઃ

“મારા હાથમાં ?”

“હવે વિલંબ કરવો એ ખોટું છે.” મેં ઝંપલાવ્યું.

“તમારા જ હાથમાં ? હા, તમે જોતાં નથી કોકિલા ! આજે કેટલા દિવસ થયા તમારી દર્શાવેલી ભાવનાથી જ હું જીવું છું. તમારો દાસ થવાની લાયકાત તો નથી. પણ—”

જાણે મેં કૈં ઘા કર્યો હોય એમ મોઢા પર ફિક્કાશ ફેલાઈ. ઊંડી તેજરશ્મિઓ આંખમાંથી ફૂટી અદૃશ્ય થઈ. પહેલાં જ્યારે પણ લગ્નની વાત થતી ત્યારે તે મૂંગી રહેતી; હમણાં તો જાણે ભયને આવે ઠેલતી હોય તેમ આડા હાથ કર્યા, એક પ્રેત ઊભું થાય તેમ ઉઠી. ગાંડા માણસની દૃષ્ટિથી આસપાસ જોયું ને ચાલવા માંડી. મેં જોયું, કે મારા શબ્દોએ તેને બહુ જ દુઃખ આપ્યું હતું. મેં આટલો સખત ફેરફાર થશે એમ ધાર્યું નહોતું. હું ઉઠ્યો. કોકિલાનો હાથ ઝાલ્યો–ઝલાયો. “અરે ? શું તમને માઠું લાગ્યું ?” મેં ઓશિઆળા થઈ જઈ પૂછ્યું.

મારું કહેવું તે સાંભળી શકી નહિ. તેનું ચિત્ત વર્તમાનમાં નહોતું. હું બોલ્યોઃ “કોકિલા ? કોકિલા ?” મારી આંખમાં આંસુ આવ્યાં. દુઃખમય ઘડીનો અનુભવ કરાવવા કરતાં તો પાંચ વાર વગર પરણે મરવાનું હું ઠીક ધારત. કૈંક જાગૃતિ આવી. “કાલે–હમણાં નહિ.” શબવત્ કોકિલા એમ કહી ગઈ. મારી આંખે અંધારાં આવ્યાં. બેસી ગયો. રડતે હૃદયે ઘેર આવ્યો. આગલી રાતે જાગેલાં આનંદમય ઉમળકાઓ દબાઈ ગયા. ઊંડી ગીરફતારી ફરી વળી. ઓ પ્રભુ ? કેઈ દુર્ભાગી ઘડીએ મને આ વાત કરવાનો વિચાર આવ્યો ? શું કોકિલા હવે મારી સાથે નહિ બોલે ? મારી પ્રાણેશ્વરી મારી સામું નહિ જુએ ? નહિ

હસે? પાપી જીવને ખેંચી કાઢતાં જો મારી મળે તો તેમ કરવા હું તૈયાર હતો. જો કોકિલા મારા જીવનમાંથી અસ્ત થાય તો પછી અંધારા દિવસો કરતાં અનંત મૃત્યુ સમાધિની નિર્વિકલ્પતા શી ખોટી? આખી રાત ટળવળ્યો–રડયો, એક પળ પણ ઊંઘ આવી નહિ.

અધીરો, ગભરાતો હું કોકિલાને ત્યાં ગયો. તેના પિતાએ ગંભીર મુખથી મને બોલાવ્યો. "કોકિલા કાલે સખત માંદી થઈ ગઈ હતી. તમારા ગયા પછી બેભાન થઈ ગઈ હતી."

"હાલ કેમ છે?"

"જરા ઠીક છે. મને કહ્યું છે, કે તમે આવો ત્યારે ઉપર મોકલવા."

હું જવા ઉઠયો. ડોસાએ હેતથી પાસે બોલાવ્યો. "કિશોરલાલ, મારી છોકરી ગમે તેવી છે, પણ મારી આંખની કીકી છે. એને સંભાળજો."

આ વાક્ય પરથી મને લાગ્યું, કે ડોસાને કાને ગઈ કાલની વાતનો કૈં પડઘો ગયો છે. પણ ખોટો જવાબ દેવાની મારામાં તાકાત નહોતી. ફાંસીની શિક્ષાની આશા રાખનાર ગુન્હેગારની માફક ધ્રૂજતો હું કોકિલા પાસે ગયો.

તેનું શરીર નિસ્તેજ થયું હતું–એક રાતમાં તે ઘણી જ અશક્ત થઈ ગઈ હતી. તે આંખો મીંચી આરામ ખુરશી પર પડી હતી. હું ગયો ને તેણે આંખો ઉઘાડી.

"કિશોરલાલ! માફ કરજો." કોકિલાનો કંઠ આજે લુખ્ખો ને નિર્બલ હતો. "કાલે મેં તમારા બોલવાની અવગણના કરી હોય તો મારું ભાન જતું રહ્યું; મને એ વિષય બહુ અપ્રિય છે. તે તમે જાણો છો."

'મેં ભૂલ—' આર્દ્ર હૃદયથી હું બોલ્યો.

"ભૂલ તમારી નથી. મોટો ઉપકાર થયો. કિશોરલાલ હું નકામી છું—ગાંડી છું. દુનિયા મને ભાન વગરની ગણે છે તે ખરું છે. મારા જેવું ઓડ વળગાડવાની તમે હોંશ કરી તેમાં તમારી મોટાઈ છે."

"મારી મોટાઈ? નકામા એવાં શબ્દો નહિ બોલશો. મેં તમને આવું અસહ્ય દુઃખ આપ્યું તે છતાં આવું કહો છો? હું લાયક નથી. ભલે મારી પ્રાર્થના તમે નહિ સ્વીકારો, પણ તમારો ગુલામ થઈને હું સુખ પામીશ, એવું સુખ બીજા કશાથી મને મળવાનું નથી."

"સુખ! હું સુખ આપું?' જરાક ફીક્કું હસી તે બોલી:

"મારામાં તે શક્તિ નથી. હું હૈયા વગરની છું. મારો સ્વભાવ ને કેળવણી એવા કૃત્રિમ પ્રકારનાં છે, કે સંસારની ઘટમાળમાં હું સુખ મેળવી શકીશ નહિ—કોઇને આપી શકીશ નહિ." જરા નીરસ હસી ફરી બોલી: "મંગળ ફેરા ફરી રહેતા પહેલાં જ હું આકરી થઇશ—તમારો સંસાર અકારો કરીશ. તમે મારા પર પ્રેમ રાખો છો તે હું જોઉં છું. કેટલા દિવસની તમારી મૌનભક્તિ મને અજાણ નથી; પણ મને પરણવામાં પસ્તાવાનું જ છે."

આ બોલ ઉપરથી મારા મનમાં જરા આશા થઈ. "આજ કારણ છે? તો તેની મને પરવા નથી. તમે ક્યાં મને કહો છો? હું તમને કહું છું. હું કરગરી, હાથ જોડી કહું છું. આવો કોકિલા! મને પાવન કરો?"

કોકિલાએ ડોકું ધુણાવ્યું. ધીમે સાદે જવાબ વાળ્યો: "તમે જોતા નથી? હું એકલપેટી છું. મને આત્મસંતોષ વહાલો છે. સૌંદર્યતત્ત્વના અભ્યાસમાં પ્રેમનું ભાન હું ભૂલી છું. પત્ની થઈ પતિને રીઝવવાની મારામાં શક્તિ નથી. ગૃહિણી થઈ ઘર જાળવવાની મારામાં બુદ્ધિ નથી. માતા થઈ છોકરાં કેળવવાની મારામાં હોંશ નથી. હું

ઘેલી છું; દુનિયા બહારની છું ઈશ્વરી સત્તાની મનુષ્યરૂપી ભૂલ છું; મારે પાલવે એકલતા જ નિર્મેલી છે."

"બહુ થયું; મારે વધારે સાંભળવું નથી. જો તમારે આજ કારણ હોય તો માનો, કે મારે પગ ચાંપવા પત્ની જોઈતી નથી. ઘર ગોઠવવા ગૃહિણી જોઈતી નથી. મારે તો જોઈએ છીએ દેવી–પૂજવા–ફૂલ ચઢાવવા–તેને ખોળે માથું મૂકી સ્વર્ગ અનુભવવા–દેવપદ પામવા. ભાર્યાની પરવા નથી; ભગવતી જીવનેશ્વરી જોઈએ છે,–આ તમારા હાથમાં છે.

તમારામાં પ્રેમ નથી? કોકિલા! તમારા પવિત્ર મુખે ખોટું શોભે નહિ. તમારામાં પ્રેમ નથી? તમે મને અંતરના ઉમળકા સાથે સૃષ્ટિ સૌંદર્યનો સ્વાદ શીખવ્યો. તમે જ કહ્યું, કે એવો એકતાર બે સંસ્કારી હૃદયમાં થાય ત્યારે જ એકતા–દિવ્ય પ્રેમ પમાય. શું તે ભૂલી ગયાં? તમે દેવી છો. મારી સાથે ઐક્ય નહિ થાય, પણ હું કરીશ–કરવા પ્રયત્ન આદરીશ. આવો, આવો, ના ન કહેશો–મારાં દેવી!"" ઊછળતા ઊમળકાએ શબ્દનું પૂર આણ્યું. આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. પગે પડ્યો–કોકિલાનો હાથ લીધો–લેવાઈ ગયો. એ જ સુકોમળ હાથ ઝાલી તરીશ એની ઉમેદ હતી. તેની પણ આંખમાં ઝળઝળીઆં આવ્યાં.

દુ:ખી સાદે–અડધાં ડુસકાં ખાતાં તે બોલી: ""કિશોરલાલ! તમે આવું બોલો નહિ. મારું હૈયું ફાટી જાય છે. આ સ્નેહાંજલિ મારાથી સ્વીકારાય તેમ નથી; માફ કરો." જાણે બીતી હોય તેમ અવાજ મંદ થયો. તે ફરી બોલી: "માફ કરો કિશોરલાલ! હું તમને દુ:ખી કરું છું. પણ મારાથી અપાય તેમ નથી—"

"કેમ નહિ?"

ખરતી અશ્રુધારાથી કાંપતા સ્વરે કોકિલાએ કહ્યું. "પૂછો છો તો

સાચું જ કહીશ. તમને પ્રેમ નહિ આપી શકું, ને પ્રેમ વિના પરણવું એ તો નકામું."

મનમાં કૈં અભિમાન આવ્યું: "જરા પણ પ્રેમ નહિ આપી શકો? દયા, મહેરબાની કૈં પણ? મેં છેક આવું નહોતું ધાર્યું." મારું સ્વમાન છ છેડાયું. હું ટટ્ટાર થયો ને ઊભરાતે અંતઃકરણે ત્યાંથી ખસ્યો; પણ ખસાયું નહિ. હું થોડે દૂર જઈ બેઠો—દબાએલી લાગણીઓ બહાર નીકળી. હાથમાં માથું મૂકી ડુસ્કે ડુસ્કાં ખાતો રડ્યો.

કોકિલા ઉઠીને મારી પાસે આવી. સ્નેહથી મારે વાંસે હાથ મૂક્યો. "કિશોરલાલ? આ શું? ઊંચું જુઓ. આ તમને ન શોભે. તમે ખોટું સમજ્યા; મેં તમારે માટે નથી કહ્યું, પણ મારે માટે. હું હૃદયશૂન્ય છું. શા માટે? મને કોઈ જાણતું નથી. અસંખ્ય જખમે મારા જીવનને ખુવાર કરી નાખ્યું છે. ઘણા થોડા માણસો તે જાણે છે. હું પ્રેમશૂન્ય નહોતી. હું પણ પ્રેમાળ હતી, મારું હૃદય પણ અંતરની તીવ્ર અભિલાષાઓએ ધબકતું હતું; પણ ઈશ્વર કોપ્યો. બિચારું કુણું હૃદય છુંદાયું—કચરાઈ ગયું, અને મનની મનમાં રાખી પશુવત્ જીવન મેં સ્વીકાર્યું. ક્યાં એ હું—ને ક્યાં આ?"

આ શબ્દોથી મને કૈં ભાન આવ્યું, કોકિલાના મનની અસ્થિર સ્થિતિનાં કારણો અંધકારમાં હતાં ત્યાં અજવાળું પડ્યું. હોઠ પર હોઠ પીસી, જરાં સ્થિર થઈ, કોકિલા બોલી; "સાંભળો, આટલું કહ્યું છે ત્યારે બધું જ કહું. હૃદય ચીરાઈ જાય છે, પણ હું ટૂંકમાં કહીશ. ઘણાં વર્ષ થઈ ગયાં; કોણ ગણે છે? કૉલેજમાં હતી ત્યારે હું સુખી હતી. તે વખતે મારો એક મિત્ર હતો. તેની મોહક છબિ, બહારથી દેખાતો સ્નેહાળ સ્વભાવ, છટાદાર અને કેટલીક વખત કાલું કાલું બોલવાની રીત—એ બધાથી મારું બીન અનુભવી હૃદય વશ થયું. અમે સાથે ફરતાં—સાથે વાંચતાં. મારી બુદ્ધિ,

મારી શક્તિ, સબળ હતાં; હૃદય પ્રણયી હતું. તેણે તેને પ્રભુ બનાવ્યો. કેશોરલાલ ? હું અભિમાન નથી કરતી; પણ મારી ઊર્મિઓ અપૂર્વ હતી. એવી કોઈક જ મેળવત. એ મારો દેવ એ ઉપહાર લાયક નહોતો. પણ હું આંધળી હતી ને તેને સર્વ વાતે પૂર્ણ માનતી."

આંસુ લૂછી ફરીથી સખત અવાજે તેણે શરુ કર્યું: "મારા મહોભાગ્યનો પાર રહ્યો નહિ. બાપાજીએ મારો વિવાહ તેની સાથે કર્યો. પ્રેમ ઘેલછાના વિમાને વિરાજી હું સ્વર્ગે પહોંચી; સૌંદર્યા-નુભવમાં એક ખામી હતી. તે પૂરી થઈ. ટૂંકમાંજ પતાવવા દ્યો. વિવાહ થવાથી અમે વધારે ગાઢ સંબંધમાં આવ્યાં. સૌંદર્ય સત્ત્વ જોવાની મારી તીવ્ર શક્તિએ એ સમાગમથી થોડાક દોષો દીઠા. મારો દેવ જરા મનુષ્યત્વ પામ્યો. વિવાહ થયાથી તેણે પણ માલિકીનો ડોળ ઘાલવા માંડ્યો. આ ડોળની મને સમજ નહોતી. હું મુંઝાઈ. આપણા સંસારની ગાય જેવી બાલાઓનું વ્યક્તિત્વ વિનાનું ગરિબડાપણું— જે હાલ સ્ત્રીઓનું મુખ્ય ભૂષણ ગણવામાં આપણે આપણી બહાદુરી સમજીએ છીએ તે દુર્ભાગ્યે મારામાં નહોતું. ધણી મળવાથી હું વેચાયલી ગુલામ થઈશ તેનું મને ભાન નહોતું. પ્રસંગે મારા ભવિ-ષ્યના સ્વામીનાથ એમના સ્વામિત્વનો સ્વાદ મને ચખાડતા ગયા; તે વખતે હું અકળાતી ને રડતી. ઘણી વખત કરગરતી-વિનવતી, ને એક સ્નેહમય શબ્દ સાંભળતાં પાછી રીઝાઈ જતી. મને ભવિષ્યનું ભાન નહોતું. તેના અગમ્ય ખોળે શાં શાં સુખદુઃખો પડ્યાં હશે તે હું જાણતી નહોતી. મારો નાથ એટલે હું પ્રેમ અને સુખ જ સમજતી."

તેણે સાદ જરા ખોંખારી સાફ કર્યો. એક અશ્રુબિંદુ લૂછ્યું અને પછી બોલી. "અનુભવે બીજું દેખાડ્યું. મારી વૃત્તિઓ માનસિક હતી. એની બધી સ્થૂલ અને સ્વાર્થનિષ્ઠ હતી. શારીરિક શોખની જડ અભિલાષાઓ સંતોષવામાં જ તેનો જીવનાદેશ સમાતો હોય એમ

લાગ્યું. સ્વાર્થી હલકા વિચારો જણાયાથી જરા મારી માનસિક સમતાને ધક્કો પહોંચ્યો. જ્યારે હું ઉચ્ચ ભાવનાના વ્યોમમાં વિહરતી ત્યારે મારા ભવિષ્યના ભરથાર જીભનાં રસ કે શરીરના આરામ શોધવામાં ગૂંથાતા. હું મારા કલ્પના સંસારમાંથી અવતરી-આંખો ઉઘડી. મારા દેવના રંગ પારખ્યા. ઓ ભગવાન? તે દિવસનું કેં દુઃખ મનમાં યાદ આવતાં મારું બધું જીવન ઝેર થઈ જાય છે."

"જવા દો એ વાત; બહુ લંબાણ થયું. હું મગરૂર થવા લાયક રૂપાળું જાનવર હોઉં તેમ મને તે ગણતા. એક દિવસ કેટલાક શબ્દો મારે કાને પડ્યા. કેટલાક મિત્રોને એણે કહી દીધું કે "હું પરણીશ પછી એને ઠેકાણે લાવીશ." મને સમજ ન પડી; માત્ર ભવિષ્યના ભયંકર પડછાયા પડતા દેખાયા. મેં ખુલાસો પૂછ્યો. માલિકે માલિકાઈ દર્શાવી. મારી સ્ત્રી તરીકેની સ્થિતિ સમજાવ્યું કહ્યું. પહેલી જ વખત આ ભેદ મારા આગળ ખુલ્યો. જાતિભેદ, ધણીધણીઆણી વચ્ચે સ્થિતિનું અંતર, સંસારની આ કૃત્રિમ ગોઠવણ, મારા સ્થૂલ સ્વભાવના સ્વામીનાથનો સ્વાર્થી અહંકાર; આ બધા નવા દેખાવોએ મારું હૃદય ભેદ્યું; મારું મગજ ખસી ગયું; હું માંદી પડી. દૈવે દયા લાવી તે વખતે મારી પણ ન નાંખી. સ્વામીનાથ ચીઢાયા. એમણે રમાડવા ધારેલું માંકડું વધારે સમજું લાગ્યું. તેણે વિવાહ તોડ્યો. ત્રણ મહિને ભયંકર માંદગીમાંથી બચી ત્યારે આ બધી ખબર મને પડી. આ મારું જીવન! કિશોરલાલ, હું હતભાગિનીનો આ ઇતિહાસ છે. ઓ! કિશોરલાલ! હું હરું છું, ફરું છું, બધું કરું છું; પણ તે દિવસથી મારા સુખનું સત્યાનાશ વળી ગયું છે." આમ કહી દબાવેલા જુસ્સાને પૂરો માર્ગ આપી મારે ખભે માથું મૂકી છાતીફાટ તે રડી.

"જરાક હિંમત રાખો. આમ શું કરો છો!"

જરા શાંત થઈ ફરી કોકિલા બોલી: "હિંમત કેટલી? ક્યાં સુધી? વધારામાં તમને ના પાડી. તમને દુઃખી કરીશ. મારા મહેરબાનને ધિક્કારું છું; પણ તૂટેલું હૃદય ફરી સંધાવા ના પાડે છે. તમારા પ્રેમ માટે અનહદ ઉપકાર; તેના બદલામાં કહો તો જિંદગી આપું– પણ પ્રેમ નહિ. એક વખત હું મુઈ હતી. તમને માટે ફરીથી મરીશ; પણ તમને પરણી પ્રેમ–પૂરેપૂરી એકતા–ન અર્પી શકું તો પછી ખાલી શુષ્ક સંબંધ શા કામનો?"

તે બોલતી અટકી. મારું હૃદય નિરાશાની દુઃખમય લાગણીથી ભેદાયું. શું કહું?

"કોકિલા! પ્રેમ ન આપો તો ભલે; જરાક દયાની નજર રાખો તો બસ. તેટલાં તમને સુખી કરવાને મથીશ."

જરાક હસી તે બોલી: "કિશોરલાલ! આ તમને ન શોભે હો! શું લગ્નમાં જ બધું સમાયું છે? તમારા તરફ મારો ભાવ નિશ્ચલ છે. આપણે આમ શું ખોટાં? શું આમ રહી તમારાથી સુખી ન થવાય? મારા હૃદયનું ખાલી ખોખું જો કોઈને વરમાળ આરોપવાને ધારે તો તે તમને જ. પણ પ્રેમ વિનાના લગ્નના ખાલી ઢોંગને સ્વીકારી અસત્ય આદરવું એમાં શો સાર?"

હું જીતાયો; અમારી મિત્રાચારી વધી. ત્યારથી મારી સગી બહેનથી અધિક હોય તો કોકિલા. મારી નિરાશાને બનતી મહેનતે ઓછી કરવા તે પ્રયત્ન કરતી. મારા પ્રેમનો નિર્મળ પ્રવાહ પણ પૂર વેગમાં વહેતો ને કોકિલાની સેવા કરવામાં જ સાર્થક સમજતો. પણ કોકિલાની તબિયત તો વધારે ને વધારે જ બગડવા માંડી. અમે દરેક સારે સ્થળે ફર્યાં, દરેક વિદ્વાન ડૉકટરની મદદ શોધી, પણ કૈં ઠેકાણું પડ્યું નહિ. બધા પ્રયત્ન નિષ્ફળ ગયાં. આખરે દૂરેથી યમરાજના પગલાં

સંભળાવા માંડ્યાં. મારી સુંદર–રસિક–પ્રાણેશ્વરીની ઘડીઓ ગણાવા માંડી. દીપ ઝંખવાતો ગયો.

ચાર પાંચ રાતના અખંડ ઉજાગરાથી થાકી હું જરા ઝોકાં ખાતો હતો. કોકિલાના પિતા તેની પાસે બેઠા હતા, એ બિચારાના હોશકોશ જ ઊડી ગયા હતા. એટલામાં કોકિલાએ આંખો ઉઘાડી ને નિર્બળ સાદે કહ્યું : "બાપાજી, કિશોરી !"

થોડાક વખતથી મને ટુંકે નામે તે બોલાવતી. અવાજ સાંભળી હું જાગ્યો ને તેની પાસે ગયો. કેટલાક દિવસથી કોકિલા બહુ બોલતી નહિ. આજે કૈં બોલવાનું મન દેખાયું. તે બોલી; "બાપાજી ! તમને બહુ લાગશે. હવે મને અંત નજીક આવતો દેખાય છે હોં. આખું શરીર જાણે, છે જ નહિ એમ લાગે છે.

"બાપાજી ! વહાલા બાપાજી ! મેં બહુ દુઃખ દીધું, ને તમારા ઘડપણમાં તમને ગરદન મારતી જઈશ. કિશોરી ! બાપાજીને સાચવજો." આ બોલ બિચારા ડોસાથી ન ખમાયો; એકદમ તે બહાર ગયા ને દૂરથી રડવાનો અવાજ આવ્યો. કોકિલાએ આગળ ચલાવ્યું.

"કિશોરી, તમને પણ ઘા સખત લાગશે. મેં જીવતાં પણ કૈં બાકી નથી રાખ્યું. મને માફ કરજો. મારે વિશે ખોટું ધારશો નહિ; મારાથી બન્યું તેટલું તમારે માટે કર્યું" જાણે મા એકના એક દીકરાને પાસે બોલાવતી હોય તેમ મારું માથું પાસે લીધું. નમેલા માથા પર હાથ ફેરવ્યો અને બોલી : "કિશોરી ? ભાઈ ! હવે હું જઈશ હો : દુનિયાએ બાકી ન રાખી, હવે છૂટીશ." મારું માથું તેણે પાસે લીધું. કપાળે ઓઠ અડકાડ્યા. મારું ઉર ચિરાતું હતું. હું મૂંગો રહ્યો.

થોડીવાર તે કૈં બોલી નહિ. મેં માથું ઊંચું કર્યું. કોકિલાનાં નયનો ફાટેલાં હતાં–સ્થિર હતાં. મેં હાથ ઝાલ્યો–તે શબનો હતો. મર-

ણની અણીએ મને પવિત્ર આશિષનું ચૂંબન દઈ મારી દેવી સીધાવી. ગઈ. તેના નિર્જીવ હાથ પર માથું મૂકી મેં પોક મૂકી. મારું ચાલત તો બારણાં બંધ કરી મારી કોકિલાના શબ પર મારું શબ પડત ત્યાં સુધી રડ્યા કરત.

*   *   *

વરસો વીત્યાં; પણ મારી કોકિલા જાણે અહોનિશ સાથે જ હોય તેમ મારી પ્રેમ જ્યોત અચલ રહી—વધતી ગઈ. બધે જોતો પણ મારી પ્રિયતમાનું મુખ જડતું નહિ. બાવરો રહેતો. ઘણી વખત દરિયા કિનારે બેસી દૂર દૂર નજર નાખતો. બદલાતાં વાદળોના વ્યૂહમાં, સાગરની ગંભીર ગર્જનામાં મારી કોકિલાનું મુખ હું જોતો, તેનો સ્વર સાંભળતો, આખરે થાકી નીસાસો નાખી રડતા હૃદયે ઘેર આવતો; મારો સંસાર તો સુનો જ હતો.

# માલિની

શ્રી. કેશવ હ. શેઠ

'તુમ્હી' હો પ્રાણોંકે આધાર.'

**મ**ધુમધુરા ભાવની ભરતી છલકાવતો દરિયો મેઘમાંસાને ચૂંબન કરવા ઊછળી રહ્યો હતો, અને દૂરદૂરથી ગવાતા ગીતની સૂરાવલિ, સમુદ્રની તરંગમાલામાં ભળી જઈ 'જળતરંગ'ના તલસ્પર્શી સંગીત-ધ્વનિ સ્ફૂરાવતી હતી:—

તુમ્હી' હો પ્રાણોંકે આધા...ર.'

સમુદ્રતટે ઊગેલાં વાંસનાં વૃક્ષોની જાળીઓમાં ઘૂમતા એક યુવાનને સંગીત આકર્ષી રહ્યું હતું. તે ખેંચાતો હતો–આવતા સંગીતધ્વનિવાળી દિશા ભણી; તેને તમન્ના જાગી હતી–સંગીતગાયિકાને શોધી કહાડવાની.

તે વખતે સૂર્ય લાલચોળ બની ગયો હતો–લજ્જાથી નહિ, ક્રોધથી નહિ; અજબ અનુરાગથી : સૂર્ય અનન્ત રસનિધિમાં ડૂબી જવા તન-મનાટ કરી રહ્યો હતો. કુમાર, કુદરતના આ મહાઅભિનયને શાન્તિથી નિરખતો હતો ચાને આસ્તે આસ્તે આગળ કદમ ભરતો હતો. સંધ્યાના દૃશ્યમાં સૌન્દર્યનું કરુણ સંગીત હતું, અને કલાનું કોમળ ચિત્ર તરતું હતું–ચિત્ર તરતુ હતું અને સરી જતું હતું. સંગીતધ્વનિ ચાલુ હતો:—

'તુમ્હી' હો પ્રાણોંકે આધાર.'

તે રાજકુમાર હતો. નિરન્તર અહીં આવતો; સાથે કોઈ જ નહિ; એકલો એકલો સમુદ્રતટે વિહરતો. વિહરતો ખરો, પણ રાજકુમારના લેબાશમાં નહિ; સાધારણ સ્થિતિના મનુષ્યપોશાકમાં. કલ્પી લ્યો કે છાત્રાલયનો એક છાત્ર છે, તે કુદરતરૂપ ગુરુના પાદામ્બુજે બેસીને કાંઈક અધ્યયન કરી રહ્યો છે. ચળકતી સમુદ્રવેળુમાં વિહરતાં વિહરતાં, સારભની પેઠે, ચેતનપરમાણુઓથી એનું મગજ તરબતર બનતું અને પછી તે રાજમહાલયે પાછો ફરતો.

કુમાર ચાલતો હતો—આગળ; આગળ ને આગળ; સંગીતલહરી સ્પર્શતી હતી :

'તુમ્હીં હો પ્રાણોંકે આધાર.'

ગીતસ્વર હવે સ્પષ્ટ સંભળાવા લાગ્યો. કુમારે ઊગતી સન્ધ્યાની દિશામાં દૃષ્ટિ કરી. તેને આકાશની સન્ધ્યાદેવી સાથે, અન્તરની ઉષાના દર્શન થયાં હશે શું ? તે એ જ ગાયિકા હતી, જે ગાતી હતી :

'તુમ્હીં હો પ્રાણોંકે આધાર.'

તે યૌવનમસ્ત કુમારિકા હતી. સમુદ્રને કાંઠેકાંઠે ગાતીગાતી સંચરતી હતી—હળવેહળવે ને પોચા પગલે. નીલભ્રમરી જેવી એની દૃષ્ટિ પળવાર પણ સ્થિર ન્હોતી રહેતી. અલબેલી ઊર્મિ જેવી એ બાલા, રેતીમાં પોતાનાં પાદચિહ્ન પાડતી ચાલતી હતી.

—અને કુમારે એને દીઠી. દેખતાં જ પૂર્વસ્મૃતિ—છેલ્લા શ્વાસપર્યન્ત જેનું વિસ્મરણ ન થાય એવી એ મિઠ્ઠી યાદ—સતેજ થઈ. તેની કીકી-ભિતર સ્મૃતિચિત્ર તરવરવા લાગ્યું. કીકીમાં સ્મૃતિચિત્ર; દૃષ્ટિમાં જળલક્ષ્મી જેવી કલાસુન્દર કુમારિકા : બેઉ જાણે એકસ્વરૂપ ! સંધ્યાનો સમુદ્ર, કુમારની આંખોમાં, સમુદ્રની પેલી પારની સૃષ્ટિનું રેખાચિત્ર ખડું કરતો હતો. કુમાર જેને પિછાનતો ન્હોતો, તે વ્યક્તિ હવે

કોઈ ચિરપરિચિત સંબંધીની ચેતના જગાડતી હતી. અને એ ચેતના, 'રૂપ'ની એક મનોરમ્ય આકૃતિ બની જઈ, તેની સમિપ આવી રહી હતી! તેણે સાદ પાડ્યો :–'સુશોભના !'

ચાલતી બાલાના ચરણો અટક્યા. તેણે પાછું વાળીને જોયું. કુમારને દીઠો. એના અધર પર સ્મિત, આંખોમાં મસ્તી, કપોલ પર યૌવનની છટા જામવા લાગ્યાં–નીલ મેઘમાલાની ભિતર જાણે સ્વર્ણરેખાભર અરુણોદય! કુમાર એને જોઈ રહ્યો–તૃષાર્ત નયણાંએ તદાકાર બનીને નિરખી રહ્યો.'

**'તુમ્હી' હો પ્રાણોંકે...'**

ગીત ગણગણતી બાલાએ કુમારની પાસે આવીને પૂછ્યું:–

'મને કોણ બોલાવતું'તું ?'

'હું.'

'શું નામ દઈને બોલાવી'તી ?'

'સુશોભના.'

કુમારી હસી પડી: બોલી: 'હું એટલી બધી સુંદર છું ? હઈશ કદાચ, તોય તમારાથી વધારે તો નહિ જ ને ?' બોલો, તમે મને 'સુશોભના' કહીને શાથી બોલાવી ?'

'આજ સુધી કોઈને ય મેં એ નામ દઈને નથી બોલાવી. કેમ કે કોઈનામાં પણ એવી સુંદરતા નહોતી જોઈ, જેનાં આજે જ દર્શન થયાં.'

'આજે જ ? મને જોઈને ?'

'હા, તને જોઈને. ભરસૃષ્ટિમાં એક તને જ જોઈને મારી સુશુપ્ત સૌન્દર્યઝંખનાની પ્રત્યક્ષ ઝાંખી થઈ...'

'પણ લોક જેને 'રૂપ' કહે છે તે તો મારા કરતાં તમારામાં વધારે છે !'

'હું નથી માનતો. બાલા, શું નામ તારું ?'

'માલિની.'

'શું કરે છે ?'

'ફૂલ વીણું છું, કદીકદી નાવડામાં બેસી દરિયામાં લહેર મારું છું. કદીકદી ગાયા જ કરું છું. આજે તો ખૂબખૂબ ફૂલ વીણ્યાં છે.'

'આજે કેમ એટલાં બધાં ?'

'રાજકુમારનાં લગન થવાનાં છે; ફૂલ ત્યાં લઈ જવાનાં છે.'

'પણ રાજકુમાર પરણવાનો જ ન હોય, તો ?'

'તમે કેમ જાણ્યું ?'

'હું પણ એક રાજકુમાર છું. રાજકુમારને રાજકુમારનાં લગ્નની ખબર તો હોય જ ને ?'

માલિનીએ કુમારના મુખ સામે જોયું, અને વિચારમાંથી જાગતી હોય તેમ કહ્યું :

'કુમારનાં લગન નહિ થવાનાં હોય તો ફૂલ દરિયાદેવને પધરાવી દઈશ.'

'દરિયાદેવને ?'

'હાસ્તો વળી. કુમારના જ નિમિત્ત વીણાયલાં ફૂલ બીજા કોઈને કેમ ચડાવાય ?'

'માન કે ફૂલ તને દરિયાદેવ પર ચડાવા દઉં, પછી મારી વાત ખોટી ઠરે...'

'તો ફરીથી ફૂલ વીણવા મંડી જાઉં.'

'માલિની, તું કેવળ સુંદર જ નથી, સરળ છે—બીજું ઘણું છે.'

'ને તમે કઠોર છો !' કહીને માલિનીએ નિઃશ્વાસ નાખ્યો. અને સન્ધ્યાની પેઠે પોતાનું મુખ ફેરવી દીધું. એના વાળની છૂટી લટો વાયુ સાથે ફરફરતી હતી. કુમાર મસ્તકને નીચું ઢાળી કાંઈક શોચવા લાગ્યો. એનાં અર્ધમીંચાયલાં નેત્રો અગોચર સૃષ્ટિના નિદર્શનમાં તદાકાર થતાં હતાં. એમ ઘટિકા વીતી હશે. પછી પોપચાં ઉઘાડી જોયું તો એના સિવાય બીજું કોઈ જ ત્યાં નહોતું—સિવાય માત્ર વિશાળ સમુદ્ર, સમુદ્રતટે ડોલતાં નાવડાં ને વાંસનાં વૃક્ષો. કુમારને કાને મન્દમન્દ ગીતધ્વનિ ગૂંજતા હતા—

**'તુમ્હીં હો પ્રાણોંકે આધાર'**

* * *

રાત્રિનો ઘોર અંધકાર જામ્યો ત્યાં સુધી કુમારે સમુદ્રથી પીઠ ફેરવી નહોતી. જોનારને પાગલ લાગે એમ હજી એ બેસી જ રહ્યો હતો. તે સમુદ્ર સામે જોતો. દૃષ્ટિમાં માલિની દેખાતી. ગગનપ્રદેશે તગતગતા તારક જોતો. ત્યાં પણ એ જ એક પ્રતિમા. દૂરસુદૂર દૃષ્ટિપાત કરતો; હૃદયે એ જ પ્રતિબિમ્બ !

રાત્રિના અંધકારમાં 'પ્રાણોંકે આધાર' વાળું ગાન વિલીન થતું હતું. ગાજતો હતો માત્ર મહાસાગર.

આમ કેટલોક સમય વિત્યા પછી ત્યાં કુમાર જેટલી જ વયનો એક યુવાન આવી પહોંચ્યો. તે પ્રધાનપુત્ર હતો, કુમારનો દિલોજાન દોસ્ત હતો.

'કેટલા કઠોર ! આજ તમે મને ખૂબ ભમાવ્યો. શોધતાં શોધતાં મારો તો દમ નિકળી ગયો, કુમાર ! ચાલશો ? મહાલયે બધાં ચિંતા કરે છે. અત્યાર સુધી અહીં શું કરી રહ્યા'તા ?'

'હું ખોવાયો'તો તે તને જડયો; મારી ખોવાયલી વસ્તુ નથી જડી, તે શોધી રહ્યો છું, પ્રાપ્ત થશે કે તરત આવીશ.'

'આમ રાજહઠ ન શોભે, રાજકુમાર! રાતનો અંધકાર જામતો જાય છે.'

'ભલે જામે; એવો ય પ્રહર આવશે, જ્યારે ચન્દ્રોદય થયો હશે.'

'ચન્દ્રોદય શબ્દનો ધ્વનિ સમજી શકું છું; તમે તમારી પૂર્વસ્મૃતિ વિષે બોલો છો. પણ દરેકની અવધ હોય; સ્મૃતિની ઝંખના હજી ક્યાં સુધી? હૃદયપલટો નહિ જ કરવાના?'

'ઘેલો છે તું! વિધાન રચ્યા પછી વિધિથી પણ કશો ફેરફાર નથી થઈ શકતો. મારામાં સ્મૃતિરૂપ જે બીજ બ્રહ્માએ મૂક્યું હશે, તેને નષ્ટ કરવાની તાકાત જો તેનામાં ન હોય, તો પછી મારી શી ગુંજાસ?'

'કુમાર, તમે રાજકુળે જન્મ્યા છો; જવાબદારી વિચારવી જોઈએ ને?'

'જરૂર. જો રાજતંત્ર કે રાજ્યાધિકારની મને લાલસા હોય.'

'શું કહો છો તમે! રાજ્યના એક તમે જ ગાદીવારસ છો ને?'

'લોકદૃષ્ટિએ.'

'એટલે?'

'એટલે શું વળી? પૂર્વકર્મના ભાગ્યયોગે આ ભવે રાજકુમાર થયો છું; પણ પૂર્વસંસ્કાર જુદું જ જીવન ઘડી રહ્યા છે; નથી જાણતો?'

'જાણું છું–બધું સમજું છું; છતાં સમાજ, નીતિ, ધર્મ; બધાંને લાત મારી, એક પૂર્વ સ્મૃતિને વળગી રહી, કેવળ સ્મૃતિદેવાની ઝંખના કર્યા કરવી—'

'માત્ર ઝંખના નહિ,' એની પ્રાપ્તિ ખાતર પ્રાણ પાથરીશ.'

'માનો કે ઝંખો છો તેની આ ભવે પ્રાપ્તિ થાય; છતાં કુળ, જ્ઞાતિ, જાતિ : એનો ય વિચાર કરવો પડે ને ?'

'કોને ? વિચાર કોને કરવો પડે ? વાંછિત મનોમૂર્તિની પ્રાપ્તિ પાછળ ફના થનારને ? મિત્ર, તું મૈત્રીપ્રેમને પિછાને છે, પણ–માઠું ન લગાડીશ–સ્મૃતિદેવી પ્રત્યેના મારા પ્રેમની છાયાઓ તારા અંતરમાં છપાઈ હોય એમ નથી લાગતું.'

'કદાચ એમ પણ હોય; મને સમજાવશો ? તમે પ્રત્યક્ષ છો, તમારું પ્રાણપ્રિય સ્વજન અદૃશ્ય છે; ઉભય વચ્ચેના પ્રેમસ્વરુપને ઓળખાવશો ?'

'ઓળખાવવાની તાકાત નથી અને ઓળખનો ઘમંડ કરવો મને ગમતો નથી. મારા મિત્ર, જે પ્રેમને કશું વિશેષણ નથી, જે પ્રેમની કંઈ વ્યાખ્યા જ નથી, જે પ્રેમ સમજાવવા ભાષા જ નથી, જે પ્રેમ વાસ્તે હરફ સરખો ઉચ્ચારવા જતાં કંઠ કુંઠિત થઈ જાય, એનાં તે વળી વિવેચન હોઈ શકે ?'

'તો મને શી સમજ પડે ?'

'પડે; જો હૃદયરસઐક્યનો યોગ ઊગે તો.'

* * *

એ જ સ્થળ, એ જ સમુદ્રતટ, એ જ રાજકુમાર, ગઈ કાલે જામી હતી એવી જ નિરવ ને નિર્જન રાત્રિ.

વેળુની ગાદી પર એકાકી કુમાર ઊભો હતો. ચંદ્રરુપ રૂપેરી થાળ લઈને રજનીદેવી અમૃતભિક્ષા લેવા સમુદ્ર પાસે આવી હતી. સમુદ્ર

દાન દેવા તૈયાર જ હોય, એમ તેના ઉછાળાટ પરથી કહી શકાય. આછી સુગન્ધલહરી કુમારના ચરણોને ચૂમતી હતી. કુમારની ઉત્કટ પ્રતીક્ષા—એની દિગન્તગામિની મહત્વાકાંક્ષા—આ રમણીય દૃશ્યમાં જાણે મૂર્તિમન્ત થતી હોય એવો આભાસ તે અનુભવતો હતો. એના કાનોમાં ગઈ કાલનું પ્રેમળ ગાન મન્દસ્મિતા ને કોમળ સ્વરે ગૂંજતું હતું:—

**'તુમ્હીં હો પ્રાણોંકે આધાર.'**

'અહો, શી ભવ્યતા! શી સુંદરતા!' કુમાર એકાએક હર્ષોન્માદમાં આવી બોલી ઊઠ્યો. તે તરંગમાલા ગૂંથવા લાગ્યો: 'જો સમુદ્ર બની જવાય તો કેવું સરસ! ચંદ્રિકાને ઝીલ્યા કરું.'

—પરંતુ એટલામાં આ તરફ ઉતાવળે દોડતા આવતા અશ્વનાં પગલાંનો અવાજ સંભળાયો. કુમાર વસ્તુસ્થિતિ સમજી ગયો: 'ગઈ કાલે પ્રધાનપુત્ર એકલો હતો. તે મારી આગળ નહિ ફાવ્યો, તેથી આજ મને રાજમહાલયે તેડી જવા ઘોડેસ્વારો દોડાવ્યા લાગે છે.' અને તેણે વિપળમાત્રમાં નિશ્ચય કરી લીધો—

'માલિની! વીજળી પેઠે ઘડીક ઝબકીને તું ચાલી ગઈ. મારાં પુણ્ય અધૂરાં હશે! ભલે. તારી જ એક અંતિમ વાસનાને વળગી રહી, નવો અવતાર લેવા સમુદ્રખોળે પડું છું...'

સમુદ્રે એને આદર દીધો. ચારેકોર જળ. કુમાર સમર્થ તરવૈયો હતો. તે ડૂબકી દઈ તરવા લાગ્યો. આંખો મીંચાયલી હતી. મીંચાયલી આંખોમાં માલિનીની મૂર્તિ તરતી હતી: કાન જોડે સમુદ્રજળ લાડ કરતું હતું, જળભિતર એ જ એ મધુર ગાન સ્પષ્ટ સ્વરે સંભળાતું હતું,—માત્ર ગાન નહિ; બંસીના સૂરે સરતું ગાન:—

**'તુમ્હીં હો પ્રાણોંકે આધાર'**

કુમાર તરતાં તરતાં થાકી ગયો. એનાં ગાત્ર શિથિલ થયાં, શ્વાસ રુંધાવા લાગ્યો.

—અને ત્યાં ન્હાનકડું નાવડું આવી પહોંચ્યું. શ્રમિત ડોક ડૂબકી બહાર કહાડીને કુમારે જોયું : જળમાં તરતું નાવ; નાવની કિનારીએ બેઠેલી માલિની; માલિની બંસી બજાવતી હતી અને નાવ આસ્તે-આસ્તે જળલહરીની લહેરે ચાલતું હતું.

માલિનીએ જોયું : સમુદ્રજળ સરકે છે—અંદર કોઈ તરવા પડ્યું છે–'તે તરે એ તો ઠીક; એને ડૂબવા ન દેવો જોઈએ.' માલિનીએ નાવને કુમારની નજીક આણ્યું, અને બુલબુલનો બોલ બોલી :

'આવશો ?'

'ક્યાં લઈ જશો ?'

'ત્યાં.' મલિનીએ દિશા બતાવી : 'જ્યાં કઠોરતા નથી, કોમળ આલિંઘન છે; પ્રવંચના નથી, વિશુદ્ધ આત્મશ્રદ્ધા છે; વૈભવ નથી, સરલ સૌન્દર્ય છે; જ્યાં કશાં બંધન નથી, ભેદાભેદ નથી; સ્વતંત્ર પ્રદેશ છે. જ્યાં માત્ર પ્રેમરાજ્ય પ્રવર્તે છે.'

કુમારે કર લંબાવ્યા. માલિનીએ ડૂબતા કુમારને પોતાના નાવનો માલિક બનાવ્યો. બેઉ હસતાં હતાં :—સાગર ને રજની : કુમાર ને માલિની : બન્નેના હૃદયધબકારે ગાન ધડકતુ હતું :

'તુમ્હીં હો પ્રાણોંકે આધાર.'

# સોનાનું પારણું

શ્રી. ગુણવંતરાય આચાર્ય

[ અનંતજી અમરચંદનું સ્થાન કાઠિયાવાડના ઈતિહાસમાં સુંદરજી હીરજી—સુંદર સોદાગરથી બીજું ગણાયું છે. અનંતજી અમરચંદ રાજા મહારાજાઓને વ્યાજે પૈસા ધીરનાર શરાફ હતા. બાહોશ મુત્સદ્દી પણ હતા. જૂનાગઢના દીવાન પણ હતા. પણ આ બધા કરતાંયે સંસ્કૃત, ઉર્દુ અને ફારસીના અભ્યાસી તરીકે એ વધારે મશહુર હતા. એમનું લગ્નજીવન એમના કાળમાં આદર્શ મનાતું હતું. જીવનભરનાં અનન્ય પ્રેમી બની રહેતાં એ યુગલના જીવનમાં બનેલો એક સાચો પ્રસંગ આ નીચે વાર્તારૂપે આપ્યો છે.

લેખક ]

* * *

'કાકા !' નવાબ હામીદખાને પોતાના દીવાન અનંતજી અમરચંદને કહ્યું. 'બીજું તો બધું ઠીક, પણ તમે મારો એક આનંદ તો લઈ લીધો છે.'

અનંતજીને લાગ્યું કે આ કાંઈક તિજોરીખાતાંને લગતી વાત હશે. એણે જવાબ આપ્યો : 'બીજાં ખાતાંઓનું ગમે તેમ થતું હોય, ને રાજ્યને ગમે તેવી સ્થિતિમાંથી પસાર થવું પડતુ હોય, તો યે રાજ-ખરચ માટે હજી સુધી મેં હાથ નથી સકોડયો. હુકમ કરો તો ચોપડા લાવું.'

નવાબ હામીદખાન હસ્યા : 'દીવાન એ દીવાન! એને રાજ-ખરચ ને રાજખરચ સિવાય બીજું કાંઈ સૂઝે જ નહિ. કાંઈક પણ વાત નીકળી એટલે પહેલાં ચોપડા જ યાદ આવે. પણ મારા દીવાનજી સાહેબ! હું અત્યારે ચોપડાની વાત નથી ઉખેળવા માગતો ને રાજખરચની વાત પણ નથી કરતો. હું તો બીજી જ વાત કરું છું, કાકા!'

અનંતજીએ કાને હાથ મૂકયા : 'આપનો કયો આનંદ મેં લૂંટી લીધો છે?'

'કાકા! તમારા પહેલાં જે દીવાનો થઈ ગયા તે બધા ય કોઈ કોઈવાર પોતાના દીકરાને આંગળીએ વળગાડીને આવતા, ને ઘણી યે વાર તો મને દીવાન સાથે વાત કરવાને બદલે દીવાનનાં છોકરાં સાથે રમવું વધારે ગમતું. તમે જાણો છો કે મને છોકરાં ખૂબ વહાલાં છે. પણ તમે તો કોઈ દિવસે ય તમારા દીકરા ને સાથે અહીં લાવતા જ નથી.'

અનંતજીના ચહેરા ઉપર કાળી વાદળી છાઈ. એના બુઝર્ગ ચહેરાનું શીળું નૂર જાણે હણાયું. ચાંદીને કાચો પારો લાગી ગયો હોય એમ ઝંખવાઈ ગયેલી આંખે એમણે કહ્યું : 'હજૂર! મારે દીકરો જ નથી!'

'દીકરો નથી! હામીદખાન આશ્ચર્યથી બોલ્યો : 'તમારે દીકરો જ નથી?'

'ના. જી.'

હામીદખાન ગંભીર બન્યો. એને લાગ્યું કે એણે અજાણતાં અનંતજીનાં અંતરનો કોઈ જખમ ખુલ્લો કર્યો છે. એટલે કહ્યું : 'માફ કરજો. તમને દુભવવાનો મારો ઈરાદો જ ન હતો, મને ખબર જ ન હતી તમને પુત્ર નથી તેની.'

'જી. ના. એમાં શું ?'

'એમાં શું એ તો ઠીક. મનને વાળવાની વાતો છે. કંઈક જમા-નાઓથી એક યા બીજી રીતે મનને વાળવાની વાતો શું તમારા કે શું અમારા ઓલિયાઓ ભાખી ગયા છે. છતાંય મન તો વળતું જ હોય એનું વળે.'

'અમારા ધર્મમાં લખ્યું છે કે આ દુનિયા તો કેવળ માયા છે, મિથ્યા છે. એમાં કોણ કોનો બાપ, કોણ કોનો પુત્ર, કોણ કોનો મિત્ર કે કોણ કોનો દુશ્મન છે ? કોઈનું કોઈ કાંઈ જ નથી.'

'સા...ચું છે.' હામીદખાને જવાબ આપ્યો. 'એ રીતે પણ મન જો વળતું જ હોય તો સારી વાત છે. બાકી તો દુખિયાની વાત દુખિયા જાણે.' નવાબ પોતે પણ અપુત્ર હતો. એની કડવાશ એના અવાજમાં આવી. 'બાકી તો દીકરા વગરના મહેલ પણ ભેંકાર જંગલ લાગે. નેં ભેંકાર જંગલમાંયે વાઘરી પોતાના બચ્ચાં સાથે મંગળ કરે.'

'ઈશ્વરની એ જ ઇચ્છા હશે ખુદાવિંદ !'

નવાબ હામીદખાન થોડીવાર ચૂપ રહ્યો. લાવલશ્કર જેની એક હાકલે ખડું થતું હોય, હજારનાં માથાં જેની આંખને ઈશારે ધૂળમાં રગદોળાતાં હોય, સેંકડો મણના હિસાબે જે માણસ માનુષી માટી સાથે મનપસંદ ખેલ કરી શકતો હોય, એને પણ પોતાની જ પેદાશની–બીજા કોઇની ય નહિ, સગાં ભાઈ–બહેનનીયે નહિ, એવી શેર માટીની કેવી ખોટ લાગે છે ! દિવસ આખો તો ઠીક રમતગમતમાં, રાજકાજમાં, ઘોડેસ્વારીમાં શિકારમાં નીકળી જાય, પણ રાત પડે ને કંઈક માતાઓ ત્યારે પોતાના પુત્રોને ઘોડિયે હિંચોળતી હોય, કંઈક પિતાઓ પોતાના પુત્રોને ખભે નાંખીને ઉંઘાડવા મથતા હોય...ત્યારે....ત્યારે...એમને એમ ઉઘાડી આંખે મધરાત જામે તો ય નીંદ ન આવે. મહેલની

ઘડિયાળ બાજે, જાય ! ઘડિયાળના અવાજ ને પણ પુત્ર હોય એમ પાછળ ઝણઝણતો રણકાર વાગે, મધરાતે જાગતી સર્વ કોઈ સૃષ્ટિના પુત્રોના ચિત્કારો ને કોલાહલથી કાન ભરાઈ જાય ત્યારે...છાતીમાં દીર્ઘ શ્વાસ ઊભરાય, જૂનાગઢની નવાબી તો શું પણ સારી આલમની બાદશાહત પણ એ શેર માટી વગર લુખ્ખી લાગે.

થોડીવાર હામીદખાન મનમાં ને મનમાં વિચાર કરતો બેઠો રહ્યો. પછી એકાએક એણે પૂછયું : 'કાકા ! આપને ઓરતો કેટલી ?'

અનંતજી ફિક્કું હસ્યો. જૂનાગઢના નવાબની નોકરીમાં લગભગ આખી યે વડનગરા નાગર બ્રાહ્મણોની નાત હતી. દીવાનની મસનદ ઉપર પણ આજ પહેલાં કંઈક વડનગરા નાગર બ્રાહ્મણો આવી ગયા હતા. છતાં જૂનાગઢના નવાબને એટલો પણ ખ્યાલ નહતો કે એની જ્ઞાતિમાં એક ઉપર બીજી પત્ની થઈ જ શકે નહિ. 'જી, મારે એક ઓરત છે.'

'એક જ ?' જીવનના લગભગ અંતકાળ સુધી પણ પુત્ર ન થયો હોય તો યે એક જ ઓરત ને વળગી રહેવાની આ વાત નવાબને સમજાઈ જ નહિ. ખુદ નવાબને પોતાને ત્રણ બેગમો હતી. નવાબ કે એમની બેગમો હજી વૃદ્ધ થયાં નહોતાં, તો યે ચોથી બેગમને લાવવાની વાત ગંભીરાઈથી વિચારાઈ રહી હતી. અને એક પણ પુત્ર ન હોવા છતાં ધનવંત ને નસીબવંત એના દીવાનને માત્ર એક જ ઓરત ?.!

'તો પછી તમે બીજી ઓરત લાવો ને ?'

'અમારી નાતમાં એક હયાત ઓરત ઉપર બીજી ઓરત થઈ જ ના શકે.'

'શું કહો છો ? આંખો મિંચાયા પછી ઘરને તાળું દેવાતું હોય તો ય !'

'જી હા. રિવાજ એવો જ છે.'

'ધારો કે એક ઓરતને ફરજંદ ન થતાં હોય તો?'

'તો પણ.'

'ધારો કે એક ઓરત અશક્ત હોય તો ?'

'તો પણ.'

'ધારો કે એક ઓરત ગાંડી હોય તો ?'

'તો પણ. જો કે અમારી નાતમાં હજી કોઈ ઓરત ગાંડી થઈ નથી સાંભળી !'

'પણ પાગલ હોય, નાદાન હોય, કૂડી હોય....'

અનંતજીના ચહેરા ઉપર આછું સ્મિત છાયું. પત્ની તરીકે નાલાયક ગણાવવા માટે સ્ત્રીઓમાં કેટલી બધી ખોટો ગણાવી શકાય છે!

'ખુદાવંદ ! હયાત એક ઓરત જેવી હોય તેવી. એ જીવતી હોય ત્યાં સુધી બીજી પત્ની થઈ ના શકે એ અમારો કુલાચાર !'

નવાબને આ કુલાચાર સમજાયો નહિ. 'ત્યારે તો એક ઓરત મરી ગયા પછી બીજી પરણવા દે છે એટલો પણ તમારી નાતનો અહેસાન !' નવાબ બોલ્યો 'પણ હું તમને એમ પૂછું છું કે તમારા ધર્મમાં આવી કોઈ મનાઈ છે ?'

'ના. ધર્મમાં તો મનાઈ નથી. અમારા હિન્દુઓમાં એકમાત્ર અમારી કોમ સિવાય–વડનગરા નાગર બ્રાહ્મણો સિવાય બીજી તમામ કોમમાં એક ઉપર બીજી થઈ શકે છે ને કરે પણ છે.'

'ત્યારે તમારી નાત એકમાં આમ કેમ ?'

'પ્રણાલિકા ચાલી આવે છે.—લાંબો વિચાર કરીએ તો હજૂર એમાં ખોટું પણ શું છે?'

'પણ ખાસ સંજોગોમાં થોડી છૂટ તો હોવી જોઇએ ને?'

'અમારામાં શાસ્ત્રાજ્ઞા છે કે કોઈ પણ કાર્ય ગમે એટલું નેકપાક હોય, પણ જો લોકાચારથી વિરૂદ્ધ હોય તો કરવું નહિ, ને કરવાનો વિચાર પણ ના કરવો.'

'ઠીક! ઠીક! નવાબે કહ્યું: 'પણ તમારે ત્યાં ધર્મનો તો કોઈ બાધ નહિ ને?'

'રૂઢિનો બાધ ઘણો જબરો.'

'હું તો આ રૂઢિ, ને રિવાજ ને લોકાચાર ને પ્રણાલિકા ને એવી વાતોમાં જરાય ન સમજું. અમારામાં એવું કાંઈ જ નહિ. એ તો ધર્મ ઉપર સુધારા જેવું લાગે. અમારામાં તો ધર્મની કિતાબમાં લખ્યું હોય એટલી જ ના. બાકી બધી હા.'

હિન્દુ અને મુસ્લિમ ધર્મો વચ્ચેનો મોટો મતભેદ જ આ હતો. જ્યારે મુસ્લિમ ધર્મ નિષેધ પ્રધાન હતો ત્યારે હિન્દુ ધર્મ વિધિ પ્રધાન હતો. મુસ્લિમોને માટે કુરાને શરીફ ને શરિયતમાં રોજીન્દા જીવનવ્યવહારમાં માત્ર નહિ કરવા જેવી જ બાબતોનો સ્પષ્ટ ઉલ્લેખ હતો. હિન્દુ ધર્મનાં પુરાણોને સ્મૃતિઓમાં તો આ આમ કરવું ને તે તેમ કરવું એવી હજાર જાતની વિધિ વિધિઓ હતી. પરિણામે મુસ્લિમના જીવનમાં ધર્મ એ નહિ ઓળંગવી જોઈતી સરહદ બને છે. હિન્દુઓનાં જીવનમાં ધર્મ એ ન પામી શકાય એવો વાડો બને છે.

કાશીના પંડિતોએ પણ મુક્તકંઠે સ્વીકારી હતી એવી શાસ્ત્રવિદ્યા અનંતજીની હતી. એને નવાબને સમજાવવાની ઇચ્છા થઈ. વિશેષ વિચારે એ કેવળ કાલક્ષય જેવું જ લાગ્યું.

'એ તો જેવો જેનો ધર્મ; ને જેવી જેની પાળવાની વૃત્તિ: ધર્મને કાંઈ પરાણે તો થોડો જ પળાવી શકાય છે?'

'એ તો ઠીક હું કોઈ ધર્મ પાળવા, ન પાળવાની વાત નથી કરતો. હું તો કહું છું કે તમારો ધર્મ જેવો હોય તેવો તમારે માટે સારો જ છે. મેં તો સાંભળ્યું છે કે તમારા ધર્મમાં એક નહિ, બે નહિ, ચાર નહિ પણ અનેકાનેક કિતાબો છે પરંતુ એમાંથી કોઈપણ એક કિતાબમાં, વડનગરા નાગર બ્રાહ્મણોથી એક ઉપર બીજી પત્ની ના થઈ શકે, એવું તો નથી ને?'

'એવી ખાસ મનાઈ તો નથી.'

'ત્યારે તો દિવાનજી સાહેબ! રૂઢિ તો પળાતી હોય એટલી જ પળાય. તમે એક બીજી ઓરત લાવો!'

'કોણ હું?' વાતના આરંભમાં જ સામા માણસનું મન કળી જવાની કીર્તિ ભોગવનારો જૂનાગઢનો વૃદ્ધ દીવાન નવાબની આ દરખાસ્ત સાંભળીને આભો જ બની ગયો. નવાબની સવાલ પરંપરાનો દોર એને નહોતો સમજાયો, એ એને કબૂલ કરવું પડ્યું!

'હા, શા માટે નહિ? તમારા ધર્મની કિતાબોમાંથી એક પણ કિતાબ મનાઈ કરતી નથી, પછી પુત્ર મેળવવાની તક કેમ ન લેવી?'

'અરે હજૂર! મારા કિસ્મતમાં જો પુત્ર લખ્યો હોત તો મારી હયાત ને મોજૂદ પત્નીથી જ ન થાત?'

'પુરુષાર્થ વગર કિસ્મતની ખરી કસોટી કેમ થાય? તમે બીજું લગ્ન કરો ને એથી યે જો તમને પુત્ર ન થાય તો હજી એમ કહી શકાય કે તમારા કિસ્મતમાં પુત્ર નથી.'

'ખુદાવંદ! એ વાત જ રહેવા દો. આ ઉમરે જો હું વરઘોડે નીકળું તો ગામમાં મશ્કરી થાય ને નાતને જોણું થાય! બીજું કાંઈ ન થાય?'

'કાકા! પુત્ર ગમે તે અવસ્થાએ આવે તે મીઠો જ લાગે. તમારે બીજાં લગ્ન કરવાં જ જોઈશે. તમારી મિલકત, તમારી આબરું, તમારો વારસો, તમારી કીર્તિ, તમારી વિદ્યા, તમારી બુદ્ધિ, એ સહુને ભોગવનાર તો કોઈ જોઈએ ને! પુત્રને વારસામાં તમે ઘણું આપી શકો છો. તમારે બીજાં લગ્નથી શા માટે ભડકવું જોઈએ? મારી હઠ કહો તો હઠ, હુકમ કહો તો હુકમ...જે કહો તે, હા. તમારા ધર્મની કિતાબમાં સાફ મનાઈ હોત, તો હું એક શબ્દ પણ ન બોલત. મારાથી બોલાય પણ નહિ. પણ હવે તો તમારે બીજાં લગ્ન કર્યે જ છૂટકો.'

અનંતજીને પોતાની માનહાનિ થતી લાગી. એનામાં નહાનમ જાગી કે સુષુપ્ત પુત્રૈષણા જાગી એની એને પોતાને કશી સૂઝ ના પડી. વ્યગ્ર અવાજે અર્ધનિઃશ્વાસ મૂકીને એ બોલ્યો, 'ઘરડે ઘડપણે હું નાગરનો દીકરો નાતમાં ક્યાંક એક ઉપર બીજીનું માગું કરવા જાઉં તો, હજૂર! નાતના છોકરાં મારી પાછળ કિકિયારી બોલાવે.'

'દીવાનજી, તમારે માટે એવું થાય તો હું યે જોવા આવું. ને છોકરાંને સિસકારું યે ખરો. પણ કાંઈ નહિ. તમે નિરાંત કરો. તમે મારાં લાખેણાં કામ કર્યાં છે. તમારું આ કામ હું જ કરી દઈશ.'

અનંતજીને આ વાત એકાદ અપરંગી નવાબી તરંગ સમી લાગી હોય તે એને એમ ઉવેખી નાંખવામાં એની ગણતરી–ભૂલ હતી એમ સમજતાં એને જરાયે વાર ન લાગી. ઇતિહાસને પાને પણ એટલી વાત લખાઈ છે કે નવાબ હામીદખાન બીજી રીતે ગમે તેવો હોય, તોપણ જેને એણે પોતાનાં માન્યા હોય, એનો ને એના કુટુંબ સમસ્તનો તો એ હિતચિન્તક હતો. બાળકો તરફ એને ખૂબ મમતા રહેતી. તેમ જ બીજા દીવાનો પ્રત્યેનું એનું વર્તન ગમે તેવું હોય, તો પણ એજન્સીમાં, સરકારમાં, જૂનાગઢનો મોભો જમાવનાર, જૂનાગઢને કરજના ખાડામાંથી તારીને,

સદ્ધર બનાવનાર દીવાન અનંતજી માટે તો એના અંતરતમ અંતરમાં પણ નિરભ્ર ઉપકાર બુદ્ધિ જ હતી. નાગરી નાત સમસ્તમાં ક્ષોભ ઉપજાવે એ રીતે આ નવાબી ઉપકાર-બુદ્ધિએ ઝપાટાબંધ આગેકદમ ભરવા માંડી. નવાબે આરબ જમાદારો મારફત નાગરી નાતના આગેવાન કુટુંબોના અગ્રણીજનોને બોલાવવા માંડ્યા.

સૌથી પહેલા આવ્યા બે આરબ જમાદારોની વચમાં લાકડીને ટેકે ચાલતા વૃદ્ધ કાલિદાસ નરભેશંકર. સંતોકરામ દયારામના ખાનદાનના એ વૃદ્ધ જના, અરધી નાત એમના વિશાળ શિરછત્ર નીચે સમાતી. ડોસો ઝાંખી આંખ ઉપર એક હાથનું નેજવું કરતો, બીજા હાથથી જાડી જ્યેષ્ઠિકા ઉપર વૃદ્ધ અંગનાં મૂઠી હાડકાંનો ભાર ટેકવતો, થડકતી છાતીએ આવ્યો. નવાબનાં આરબ જમાદાર મારફતનાં, હજાર કામ પડતાં મૂકીને તત્કાળ પોતાની હજૂરમાં હાજર થવાનાં ઈજન અનેક અર્થ ભર્યાં હતાં; ને બધા અર્થો આશંકા ભર્યા હતા. શું કોઈએ ચાડી કરી હશે ? શું કોઈએ એના નામનું કૂડ કર્યું હશે ? શું એનાથી કોઈ વગર વિચાર્યો શબ્દ બોલાયો હશે ? પોતાના પુત્રને એણે કહ્યું : ' જરા અનંતજી કાકાને કહી આવ કે મારા કાલિદાસ કાકાને નવાબ સાહેબના આરબ તેડી ગયા છે ને કારણમાં કાંઈ ખબર નથી.'

આમ પોતાના નાતીલા દીવાનને પોતાના ઉપરની સંભાવ્ય આફતની જાણ કરી, એના પીઠબળ ઉપર હાંફતો વિશ્વાસ મૂકીને કાલિદાસ મહેતો મહેલમાં પહોંચ્યા.

નવાબે એમને સારો આદર આપ્યો. આઠ પગલાં ઊઠીને સામા ચાલ્યા. પોતે હાથનો ટેકો આપીને ગાદીએ બેસાર્યા. અવસ્થા તરફની સહેજ અમીરી અદબથી નવાબ જરા દૂર જરા સામે એમ બેઠા. ને પછી કહ્યું : 'તમને તકલીફ આપી. તમારી પાસે હું જ જાતે આંટો આવી જાત, પણ પછી અહીં જ બોલા-

વવામાં સરવાળે ઠીક લાગ્યું. કાકા ! મારે અનંતજીભાઈનાં બીજાં લગ્ન કરાવવાં છે, તે નાતમાંથી લાયક કન્યા શોધી આપો !'

હજાર આશંકાઓનાં પડળ ફોડીને કાલિદાસનું વિસ્મય-નયું વિસ્મય બહાર ફુટયું : 'પણ હજૂર ! એમનાં ઘરમાં લક્ષ્મી બેઠાં છે.'

'એ લક્ષ્મીજી વંધ્યા છે ને મારે અનંતજીભાઈને ઘેર સોનાનું પારણું બંધાવવું છે.'

'પણ અમારી નાતમાં આવો રિવાજ નથી.'

'કાકા ! મેં પાકી તપાસ કરાવી છે. તમારા ધર્મની કિતાબમાં ક્યાંય આની કોઈ મનાઈ નથી. જે વાતની ધર્મ ના પાડે નહિ, એ વાતની માણસથી ના પડાય નહિ. તમારે કાંઈક રસ્તો કાઢવો પડશે.'

'પણ અમારી નાત આ હલાહલ કુરિવાજ કેમ જીરવી લે? દેશદેશાવરમાં ભારે ખળભળાટ થાય. નેવના પાણી મોભે ચડે.'

નવાબે ડોસાને મહાત કરવાનો બીજો રસ્તો લીધો : 'નાતનું તો ઠીક, પણ તમારું શું છે? અનંતજી રાજ્યના નોકર છે ને મારે એમને ફરી પરણાવવા છે. રાજ્યના જેટલા નોકર છે એને મારી આજ્ઞા છે. ધર્મની વાત હોય તો હું જરાયે દખલ ના કરું. પણ આતો એવી કોઈ વાત નથી. તમે પોતે જ શું કહો છો કાકા?'

વૃદ્ધ નાગરે નવાબની વાતના બદલાતાં સ્વરૂપને પારખ્યું. 'મને પોતાને તો કાંઈ વાંધો શું કામ હોય હજૂર? એકાદ કિસ્સામાં ધોરણ તૂટે તો નાતનું કાંઈ બગડે પણ નહિ. ને માણસે બનાવેલા રિવાજોમાં માણસ સમય ને સંયોગ અનુસાર ફેરફાર કરે તો એમાં ખોટું પણ નહિ.'

'ત્યારે નાતને વાંધો ન હોય તો તમારે તો કાંઇ વાંધો નથી ને?'

'ના જી. નાતનો હુકમ મારા આંખમાથાં ઉપર.'

કાલિદાસ ગયા ને નાતના એક બીજા જબરા ખાનદાનના અગ્રણી રૂપશંકર કિકાણીનો વારો આવ્યો. રૂપશંકર ગયા ને રેવાશંર મોતી-રામ આવ્યા. બેય જણાએ નવાબનો આગ્રહ પારખ્યો. નવાબી આગ્રહની રૂકાવટ કરી શકાય એવું ધર્મનું ફરમાન એમાંથી કોઈ આગળ કરી શક્યું નહિ. બંનેએ કહ્યું કે સુચવાયેલી વાત પ્રત્યે એમાંથી એકેયને અંગત વિરોધ હતો નહિ ને હશે પણ નહિ.

અને પછી નવાબી ફરમાનથી સમસ્ત નાગરી નાતને એકત્ર કરવાની તજવીજ અમલમાં મૂકવામાં આવી.

આખીયે નાગરી નાતમાં સર્વત્ર ભારે ક્ષોભ મચી રહ્યો. આ થવા બેઠું છે શું? સેંકડો વર્ષથી ચાલી આવતી આ પરંપરાને કોઈ જાતનો ધાર્મિક આધાર તો છે નહિ એ પણ ઘણાયે પહેલવહેલી વાર જ જાણ્યું. નાતના મધ્યમ ને નીચલા થરમાં તો જાણે ઉલ્કાપાત મચ્યો. નવાબ જો આમ નાતના કામમાં વચ્ચે પડે ને એક ઉપર બીજી પત્ની કરવાનો નાતમાં દાખલો ઊભો થાય તો પછી નીચલા મધ્યમ થરનાં છોકરાઓ પરણે ક્યાંથી!

પરંતુ નાતનો મોટો ભાગ નવાબનો નોકર વર્ગ હતો ને અનંતજીના હાથ નીચે કામ કરતો હતો. લગ્ન તો પોતાનાં કે પારકાનાં છોકરાંનાં એક વરસે, બે વરસે, કે પાંચ વરસે એકાદ વાર જ આવે. પણ નોકરી તો રોજની હતી, ને નવાબી કાયમી હતી.

નાગરી નાત એકઠી મળી. ને નાત સમસ્તે અનંતજી અને એમનાં પત્ની હરકુંવરને હાટકેશ્વરના મંદિરમાં બોલાવ્યાં. એ બેની વાત સાંભળીને નાત નિર્ણય કરશે એમ જાહેર થયું હતું. બૂઝર્ગ પરભુદાસ નાનાભાઈ નાતના મુખ્ય પટેલ તરીકે ગાદીએ બેઠા. ને સારી યે નાત કુલદેવતાના હાટકનાથના દેવમંદિરમાં હેલારે ચડી. અનાદિકાળ પ્રણાલિકા ઉપર નાત ઠરાવ કરવાની હતી! સારાયે શહેરમાં

નાતના કામમાં નવાબી દરમિયાનગીરીથી, જાણે વીજળીનો આંચકો લાગ્યો હતો.

'નાત પાસે એવી માગણી કરવામાં આવી છે' પરભુદાસે શરુઆત કરી : 'કે અનંતજી અમરચંદ નામના આપણી નાતના એક ભાઈને પચાસ વર્ષ થયાં છતાં હજી સંતાન થયું નથી, ને હવે એ પત્નીથી સંતાન થવાની કોઇ સંભાવના નથી, એટલે એમને એક હયાત પત્ની ઉપર બીજી પત્ની કરવાની નાતે ખાસ પરવાનગી આપવી.'

અનંતજીએ કહ્યું : 'નાતને બે હાથ જોડીને કહું છું કે મેં પોતે આવી માગણી નથી કરી. તેમ આવો વિચાર મારા મનમાંથી ઉઠ્યો નથી'

કાલિદાસ કડવા અવાજે બોલ્યાં. 'અનંતજી ભાઈ! આ તમારી વાત ચીંથરાં ફાડવા જેવી છે. કોણે માગણી કરી, ને કોણે આ વિચાર પહેલો સુઝાડ્યો એ વાત કરવાથી ફાયદો શો? તમારે બીજી પત્ની કરવી તો છે ને? ન કરવી હોય તો ટૂંકું કરો. ચોખ્ખી ના પાડો તો નાત ઉઠી જાય.'

'અનંતજીભાઈ' પ્રભુદાસે ઉમેર્યું : 'કાલિદાસભાઈની વાત સાચી છે. આખી નાત આપણી મુત્સદ્દીની રહી. બધાય બુદ્ધિની બાજીગરીના થોડા ઘણા જાણકાર તો છે જ. એટલે સાપને ઘેર પરોણો સાપ જેવી મુત્સદ્દીની પરિભાષામાં વાત કરવાનો નથી તમારે માટે અર્થ કે નથી અમારે માટે અર્થ. કોણે માગણી કરી, કોણે કરાવી, કોને વિચાર આવ્યો, ક્યારે આવ્યો, શા માટે આવ્યો વગેરે વાતો ઘણી રસિક હશે, જાણવા જોગ પણ હશે. પણ અત્યારે નકામી છે. અત્યારે નાત સેંકડો વર્ષથી ચાલતી આવતી રૂઢિ ઉપર વિચાર કરવા બેઠી છે એ વખતે સીધી સાદી ભાષામાં ટૂંકી જ વાત કરો.'

બધાના કાન સરવા થયા. પ્રભુદાસનો અવાજમાં નવો રણકાર હતો. એક વિશાળ નાતના પટેલને છાજે એવો જ એનો સૂર હતો.

'બોલો અનંતજીભાઈ !' પ્રભુદાસે કહ્યું : 'આપણી નાતમાં જૂની પરંપરા છે, એક હયાત પત્ની છતાં બીજી પત્ની કોઈ કરી શકે નહિ. આ પરંપરાને ધર્મના સ્પષ્ટનિષેધનો કોઈ આધાર નથી; પણ આપણી નાત એને અત્યાર સુધી ચુસ્ત રીતે પાળતી આવી પણ છે. આજે તમે નિઃસંતાન છો, અને નાતનો રિવાજ નહોત તો તમે બીજી સ્ત્રી કરી હોત, અને નાત તમને છૂટ આપે તો તમે બીજી કરવા માગો પણ છો.'

'મારી વાત આપ સહુ સાંભળો' અનંતજીએ કહ્યું : 'હું ઈશ્વરના સોગન ખાઈને કહું છું કે આ વાત મારા હૃદયમાં જરા સરખી યે આ પહેલાં ઊઠી જ નથી. નવાબ સાહેબે જાતે જ ઊભી કરી છે, પરંતુ એમણે ઊભા કર્યા પછી એ મારા મનમાં ભારે વિમાસણ જગવી રહી છે એમ જો હું કબૂલ કરું તો દંભી કહેવાઉ : માણસને જિંદગીમાં સંપત્તિ ને સંતતિ બેની બુભૂક્ષા રહે છે. સંપત્તિ મારે છે. ને સંતતિની મને બુભૂક્ષા રહે છે! જેને શેર માટીની ખોટ આવતી હશે એ મારી વાત સમજશે. રસ્તો ઊઘડતો હોય તો... આપ સહુ...મને...મને.'

પરભુદાસ વચ્ચે પુરાયા : 'બસ સમજાયું. હવે વિશેષ વાત શું કરવા? નાત ને જવાબ આપો. તમારી પ્રથમ પત્નીનો તમે શો બંદોબસ્ત કરવા માગો છો?'

'મારી જાત કમાઈની આજ દિવસ સુધીની જે કાંઈ મિલકત છે, એ હું એના નામ ઉપર લખી આપીશ.'

'ઠીક છે. ચાલો લખી આપો.'

'પણ આ વિષયમાં કાંઈ ચર્ચા કરવી હોય, નાતનો ઠરાવ જાણવો હોય તો...' અનંતજીએ દલીલ કરી.

'તમે તમારી પત્ની માટે સૂચવેલા પ્રબંધમાંથી પાછા તો ખસવા નથી માગતા ને? બીજો વિચાર એમ કહેતો હોય તો એમ કહેજો. તો નાતની દીકરીની ખોરાકી માટે નાત બીજી તજવીજ કરે.'

'ના. પણ મારે નાતને દુભવીને કાંઈ નથી કરવું.'

'તો લખી આપો.'

બધા એક બીજા સામે જોઈ રહ્યા. અનંતજી લખવા બેઠા. એક જુવાન નાતના વિચારના આ પ્રકારના દોરથી નારાજ થઈને બોલી ઉઠ્યો, 'તે આમાં પટેલ સિવાય બીજા કોઈએ કાંઈ બોલવાનું જ નથી શું?'

'કેમ તમારે વળી કાંઈ કહેવાનું છે?'

'મારું તો એમ કહેવું છે કે આવી રીતે એક ઉપર બીજી કરવાની છૂટ એકલા દીવાનને જ છે કે નાત સમસ્તને?'

કોઈ કાંઈ બોલ્યું નહિ. પ્રભુદાસે સામો સવાલ કર્યો: 'કેમ તમારી શી દરખાસ્ત છે?'

'હું તો એમ કહું છું કે દીવાનને પણ આવી છૂટ નહિ હોવી જોઈએ. અંગ્રેજોમાં આવી છૂટ નથી. આજકાલનો સુધારામત પણ વિરુદ્ધમાં છે. બીજી નાતમાં એક ઉપર બીજી કરવાનાં માઠાં પરિણામ આપણે જોઈએ છીએ. આપણી નાતમાં આપણે આ અનર્થ પેસવા નથી દીધો ને હવે પેસવા નહિ દેવો જોઈએ. નાત સમસ્તને માટે છૂટ ન હોય તે એકલાને મળવી જોઈએ પણ નહિ. માટે મારી દરખાસ્ત એ છે કે અનંતજીભાઈએ આવી છૂટ માગવી નહિ જોઈએ ને માગી એ બદલ નાતની માફી માગે.'

'તમારી આ દરખાસ્તમાં તમારી સાથે બીજા કેટલા ભળે છે?'

બધા મોં છુપાવવા માંડયા. કોઈ કાંઈ બોલ્યું નહિ. પ્રભુદાસના ચહેરા ઉપર સખત હાસ્ય છવાયું.

'નરસિંહપ્રસાદ! તમે વેરાવળના વહીવટદાર છો. એ વાત ભૂલો છો. રાજના નોકર છો ને અનંતજીના હાથ નીચે નોકરી કરી ખાવી છે એ શું કામ ભૂલો છો? બેસી જાઓ.'

'હર! હર!' વૃદ્ધ કાલિદાસે અફસોસનો નિઃશ્વાસ મૂકયો.

'શું કરવા અફસોસ કરો છો. કાલિદાસભાઈ?' પરભુદાસ બોલ્યા: 'જમાનો બદલાયો છે. આજકાલ કંપની આવી છે. નવાબીને હવે રૈયત રીઝવીને રાજ્ય કરવાની જરૂરત નથી રહી. દીવાનને રીઝવીને તિજોરી ભરવાની જરૂરત ઊભી થઈ છે. હવે થોડું કોઈ લશ્કર બંડ કરે એમ છે કે નવાબને નાગરી નાતના લડવૈયાઓની જરૂર પડે? હવે થોડો કોઈ પુરબિયો વસંતરાય જેવો, હામીદખાન જેવા નવાબને ઉપરકોટના કિલ્લામાં કેદ કરી શકે એમ છે કે નવાબને કોઈ જગન્નાથની જરુર પડે? હવે થોડા જ કોઈ મરાઠા આવીને નવાબને ફકીરના વેશમાં ભાગવાની ફરજ પાડી શકે એમ છે કે નવાબને કોઈ અમરજી કે રણછોડજીની જરૂરત રહે? પહેલાં તો નવાબને રૈયતનાં રખોપાં હતાં. ને હવે તો એને ગોરાનાં રખવાળાં થયાં. હવે તો નવાબીમાં ગોરાની નાતના માનપાન રહેવાના ને નાગર હડધૂત થવાના. પહેલાં નાગર મુત્સદ્દી હતો, હવે રાજના ટૂકડા ખાનારો ચાકર બન્યો છે. રંજ શું કરવા કરો છો? હું તો ભવિષ્યમાં આપણી નાતની પાયમાલી જોઈ રહ્યો છું. રાજસેવા ઉઠાવતા રાજપૂતોની જે દશા થઈ એ જ આપણી થવાની છે–થઈ રહી છે. કંપનીને કાઠિયાવાડમાં લાવ્યા છે નાગરો– રાજરખોપાં માટે. મોરબીમાં જટાશંકર, નગરમાં મોતીરામ મહેતો,

ગોંડળમાં વાસણજી બૂચ, જૂનાગઢમાં રણછોડજી નાણાવટી. આપણા માણસોએ વાવ્યું છે ને આપણે લણવાનું છે. બાપનાં પાપ છોકરાં ભોગવશે. હવે તો નાતો એ કાંઈ પોતાના જણને આસ્માની સુલ્તાની સામે રક્ષણ નહિ આપી શકે. હવે તો એ લગ્નની બજાર બનશે બજાર. ને બજાર માત્રમાં સોદા તો થવાના જ ને? નાહકનો રંજ કરવો શું કામ? સંતોષ એટલો કે આપણે–હું ને તમે હવે લાંબું જીવવાના નથી.'

પરભુદાસના અવાજમાં તિખાશ હતી. કડવાશ હતી. બધા સાંભળી રહ્યા. કોઈ કાંઈ બોલ્યું નહિ.

થોડીવાર ત્યાં મૌન છાયું. પછી પરભુદાસે પૂછ્યું: 'અનંતજી! તમે લખી રહ્યા?'

'હા. આજ દિવસ સુધીની મારી જાત કમાઈની મિલકત તમામ મારી પ્રથમ પત્નીને હું રાજીખુશીથી બક્ષિસ આપું છું. મારે આ ઘડીએ એ બોલ નાત સમસ્તને કહેવાની મરજી છે. મારી પત્ની તરફ મારે કાંઈ અણરાગ નથી. એના તરફથી કાંઈ વૈમનસ્ય નથી. મને હરહંમેશ એના તરફથી સુખ, ને સંતોષ મળ્યાં છે. છતાં પાંચ માણસમાં સમજુ ગણાતો ડાહ્યો લેખાતો હું ઊઠીને આમ કરવાને કેમ કબૂલ થાઉં છું? આજની સભામાં જેને શેર માટીની ખોટ લાગી હશે એ મારી વાત સમજી શકશે. કોઈક વાર, લાગણી, માયા, મહોબ્બત, નાત, સંસ્કાર, બુદ્ધિ, વ્યવહાર તમામના ભારનાં પડો તોડીને માણસને શેર માટીનો સાદ બોલાવે છે. એ સાદ જ્યારે પડે છે ત્યારે ભાન, સાન, વિવેક વિસરાવે છે. મારા ઉપર તમે ઇન્સાફ તોળો ત્યારે...ત્યારે...' અનંતજી આગળ ન બોલ્યા–ચૂપ થઈ ગયા.

અનંતજીના શબ્દોની બીજા ઉપર જે અસર થઈ હોય તે ખરી.

પ્રભુદાસ ઉપર ન થઈ. એણે અનંતજીની સામે નજર સરખી યે નાખ્યા સિવાય કહ્યું: 'ભાઈઓ ! આ અનંતજીનો લેખ ! અસલ લેખ અનંતજીની ઓરત બાઈ હરકુંવરને આપવો ને એની નકલ નાતને ચોપડે રાખવી. હવે આપણે અનંતજીને સાચો લેખ કરી આપીએ. નરસિંહપ્રસાદ ! આમ આવો. લખાવું તેમ લખો.'

વેરાવળનો વહીવટદાર નરસિંહપ્રસાદ આગળ આવીને પરભુદાસના પગ પાસે બેઠો. કાગળને કલમ લઈને એ જેવો ગોઠવાયો કે પ્રભુદાસે લખાવવા માંડ્યું:

## શ્રી. હાટકેશ્વરજી

**રાજેશ્રી ભાઇ અનંતજી અમરચંદ**

લી. મહેતા સંતોકરામ દયારામ. હા. કાલિદાસ નરભેશંકર, તથા મહેતા પરભુદાસ નાનાભાઈ. હા. મયાશંકર તથા હરીશંકર પરભુદાસ, તથા મહેતા જીતરામ મોતીરામ તથા રણછોડદાસ મનોરદાસ તથા મોતીરામ હરજીવનદાસ ધોડાદ્રા. હા. રેવાશંકર મોતીરામ તથા રૂપશંકર અંબાશંકર કિકાણી વગેરે.

તમને પુનરપિ બીજો સંબંધ ખૂદ નવાબ સાહેબ સંતાનની ખોટે લાચારીએ કરાવે તે સુખેથી કરજો. આપણી જ્ઞાતિનો વ્યવહાર જુદી રીતનો-જુદી તરેહનો તેનો તમને શક રહે છે વાસ્તે તમને લખી આપીએ છીએ.

જે તમે પુનરપિ-બીજા ઘરનો સંબંધ કરજો. તે વાતમાં નાત-વિરોધ કદાપિ થશે તો અમે તમારી ભેળા છીએ. ગામમાં તથા દેશાવરમાં તડ વગેરે થશે તો પણ તમારા ભેગા છીએ. અમારી તમારી લાજ ભેળી છે. તમારી સાથે કોઈ રીતે ખુટામણ કરી તફાવત લાવીએ અથવા નોખા પડીએ તો શ્રી. હાટકેશ્વરજી દરમિયાન આવ્યા

છે. તે સહી છે. આ દસ્તાવેજ અમે અમારી રાજીખુશીથી આપીએ છીએ. તે સહી છે. સંવત ૧૯૦૫ના મહા સુદ ૯ ગુરુવાર.

લેખ લખાતો જતો હતો એમ એમ એક પછી એક માણસના ચહેરા ઉપર કચવાટ વધતો જતો હતો. અનંતજીને ફરી પરણવું હોય તો પરણે, બે ઘર માંડવા હોય તો માંડે, નાતની ચોરી કરવી હોય તો કરે, અત્યારે એનો વખત છે, હાથમાં હકૂમત છે. હકૂમતથી વધારે એવી નવાબી છે, નવાબીથી યે વધારે એવાં નાતનાં પેટ છે. એ પરણે ભલે–બે વાર, ત્રણ વાર, પાંચવાર, પણ નાતની આટલી નાલેશી શા માટે?

'લ્યો અનંતજીભાઈ.' પ્રભુદાસે કઠોર અવાજે કહ્યું : 'આ લેખથી તમને સંતોષ થશે એમ માનું છું. નાતની પટેલાઈ આનાથી વધારે માનભંગ થઈ શકે નહિ. નાગરીનાત આનાથી નીચી જઈ શકે નહિ.'

'પણ મને આવો લેખ શું કામે કરી આપો છો? માત્ર સાદી રજા ચિઠ્ઠી કરી આપો...'

કડવું હાસ્ય કરીને પ્રભુદાસે કહ્યું : 'અનંતજીભાઈ! નાગરી નાત તમને પરવાનગી આપે છે તે કાંઈ રાજી ખુશીથી નથી આપતી. નાત પરવાનગી આપે છે તે અનંતજીને નહિ. જૂનાગઢના દીવાનને. તમને એકને જ એ આપે છે. બીજા કોઈને ય ન આપે. તમને આપે છે એનું કારણ એક એ હરકુંવરના મા બાપ કે ભાઈ હયાત નથી. બીજું કારણ એ કે આજ પોતાનાં અંગભૂતોનાં હિતની કાળજી કરવાને કમજોર છે. આજે નાતને કેવળ પેટની જ ફીકર પેઠી છે. નાતની એ માનહાનિ થઈ છે. નાત એ માનહાનિ સહેવા જેટલી નિર્બળ છે. પરંતુ એનો એકરાર નહિ કરવા જેટલી પામર નથી. તમે એનો આ લેખ લ્યો. તમારે ફરીને પરણવું હોય તો તમને આવો જ લેખ મળશે. બીજી જાતનો લેખ નાત તમને નહિ કરી આપે.'

અનંતજી ક્ષુબ્ધ ને કિંકર્તવ્ય મૂઢ જેવો ક્ષણભર ઊભો રહ્યો. એના મનમાં નહાનમ આવી. પોતે કાંઈ અશિક્ષિત નહોતો. અવિદ્વાન નહોતો. આચાર વિચાર સંસ્કારે જડ નહોતો. એને આ આખી વાતે લીધેલો ઝોક ખૂંચતો હતો...પણ...નવાબના સ્વયંભુ આગ્રહે મોકળાં કરેલાં બાકોરામાંથી શેર માટી એને પુકારી રહી હતી. ને નાત....કાંઈ નહિ...પ્રભુદાસ કાકા આજે જરા ખોફમાં છે. એમની જમીનની તકરાર જો એમના લાભમાં ઊતરાવી દઉં....જીતવા લેખ તો લઈ લે.

અનંતજીએ લેખ લઈ લીધો.

અને પ્રભુદાસ પોતાના આસનેથી ઊભા થયા. એના જૈફ વદન ઉપર નહાનમ–ઔશિયાળાપણું હતું. એનાં વદન ઉપર નવી કરચલીઓ પડી લાગતી હતી. પ્રભુભુદાસ એકદમ અતિવૃદ્ધ–અતિ જીર્ણ થઈ ગયેલા દેખાયા. તડતડતે અવાજે એમણે કહ્યું : 'નાત વિખેરાય એ પહેલાં નાત મારી વાત સાંભળી લે. મેં પોતે અંહીથી જ બારોબાર સંન્યસ્ત ગૃહણ કરવાનો વિચાર કર્યો છે.'

'સંન્યસ્ત ! !' સારી સભામાંથી વિસ્મયના ઉદ્દગારો નીકળ્યા.

'હા. હું હવે અહીંથી જ ગિરનાર ચાલ્યો જઈશ.' પાછો ઘેર નથી જવાનો. સહુ ભાઈઓ મારું બોલ્યુંચાલ્યું બધું માફ કરજો !

'અરે પણ આવું ગાંડપણ હોય ?' કાલિદાસે કહ્યું.

અનંતજીને લાગ્યું કે પ્રભુદાસને હાડેહાડમાં ખોટું લાગ્યું છે. એણે લેખ પ્રભુદાસના પગમાં મૂકયો : 'કાકા ! આ લેખ મારે નથી જોઈતો. મારે આવી રીતે લેખ લેવા નથી.'

પરભુદાસે કહ્યું: 'લઈ લ્યો અનંતજી : મને તમે લેખ માગ્યે

એનો રંજ નથી. તમે એક ઉપર બીજી કરવાના છો એનો યે રંજ નથી. મને તો રંજ છે આપણી પામરતાનો. પેટને આડે આપણે આપણા સ્ત્રી-ધનની પણ રક્ષા નથી કરી શકતા એનો મને રંજ છે. નવાબે આવી વાત અમારી પાસે કરવાની ધૃષ્ટતા કરી એનો. નાત પોતે પોતાની મેળે એકઠી થઈ ને આવો નિર્ણય કરે તો હું એને પણ માથે ચડાવું. પણ આ તો નાત જોરતલબીને નમે છે. નાતના ધારાધોરણ વિરુદ્ધ, નાતની કન્યાની માગણી કરવી એ....એ...આજે નવાબ એમ કહે છે કે નાતની એક કન્યાને અનંતજીના ઘરમાં બેસાડો, નાતની પામરતા નાત પાસે આ વાત કબૂલાવે છે. આવતી કાલે કદાચ નવાબ એમ પણ કહે કે: "એક કન્યાને મારા જનાનખાનામાં બેસાડો.' આપણી નાત શો જવાબ આપે એની કલ્પના કરતાં પણ મને અંગે અંગ કમકમાટી આવે છે.'

કોઈ કાંઈ બોલ્યું નહિ. અનંતજી પોતાની અંતરતમ ઇચ્છાને આ રીતે વંચાતી જોઈને જડવત્ બન્યો.

અને મૂક શાંતિની વચ્ચે પુરાતન ને સનાતન ઓજસનું ખંડેર ચાલતું હોય એમ પ્રભુદાસ ત્યાંથી ચાલ્યા.

* * *

નાગરી નાતની સભામાંથી પોતે કેવી વિચારણા અને કેવી દૃષ્ટિ લઈને પાછો ફર્યો છે એનો અનંતજીને કશો જ ખ્યાલ ન હતો. જે જે નાતોમાં એક ઉપર બીજી પત્ની કરવાની છૂટ હોય છે ત્યાં ત્યાં અંદર અંદરના ઝઘડા, અંદર અંદરના મતભેદો, ને અંદર અંદરનાં વૈમનસ્યો બહુ હોય છે. આ પરિસ્થિતિ એક ઉપર બીજી પત્ની કરવાનું સીધું પરિણામ છે કે કોઈ અકળ માનસશાસ્ત્રીય નિયમનો પરિપાક છે એ એ સમજતો ન હતો. શું પોતે આજ દિવસ સુધી

અભંગ ને એકચિત્ત મનાતી નાગર નાતમાં પાછલે દરવાજેથી કજિયા-ખોરી અને કજિયા દલાલી લાવવાના હથિયાર રૂપ તો નથી થયો ને? સુત્રેપણા ક્યાં સુધી દબાવવી? ક્યારે પોષવાની હામ ધરવી? નાતનું બંધન ક્યારે રૂંધન બને? પ્રથમ પત્નીના પ્રેમ, વફાદારી, સંતોષનાં ઋણ ક્યાં અટકે?

આ અને આવા સવાલો એને થયા. પણ ઉકેલ એકેયનો ના સૂઝ્યો. જીવનમાં કદી નહિ અનુભવેલી નહાનમ આજે એના ચિત્તને ખારાશથી–કડવાશથી ભરી રહી હતી. અત્યાર સુધી પોતે નાતમાં કેવો ઊંચે માથે ફર્યો હતો? ને બધા એની પાસે શિર નમાવતા. અત્યાર સુધી નાતમાં એ પટેલની અર્ધી ગાદી દબાવીને બેસતો–ને જ્યારે એ નાતમાં જતો ત્યારે ખુદ પટેલ એને ગાદી દબાવવાની જગ્યા કરી આપતા.

ને આજે...જવા દો. ગમે તેવા સ્થાનમાં પણ એકવાર ભોગવેલી મહત્તા ખંડિત થાય ત્યારે માનવીને રંજ થાય છે જ. જેમ સ્થાન નાનું તેમ રંજ વધારે. મનુષ્યનું મન પણ કેવો વિરોધાભાસી કોયડો છે!'

અનંતજી પોતાની હવેલીએ આવ્યો. ઘરમાં બધા ગમગીન દેખાતા હતા. મોટા ભાઈ અમૃતલાલ પરસાળમાં ખાટે બેઠા હતા. એ કાંઈ બોલ્યા નહિ. એ નાતમાં આવ્યા નહોતાં ને નાતમાં શું બન્યું એ જાણવાને ઈન્તેજાર પણ નહોતા દેખાતા. હવેલીની અંદર કાંઈક ન સમજાય એવો છતાં લક્ષમાં આવ્યા સિવાય ના રહે એવો કાળો પડછાયો પડી ગયો હતો ખમીરવંત માણસને જાણે એકાએક ઝેરીની કાળી દાઝ પડી હોય એવો.

પોતાની મેડીમાં આવીને ખાટ ઉપર એ બેસી ગયા. નાગર

નાતમાં થયેલાં માનમર્દનના પ્રસંગનો પ્રત્યાઘાત અત્યારે એની વિદ્યા, બુદ્ધિ વગેરેની સહસ્ત્ર પાંખોને કઠોરતાથી છેદી રહ્યો હતો.

નાગરી નાતે એને પરવાનગી આપી હતી ! અનંતજીના મનમાં શળ એ હતું કે નાતે એની માગણીના ગુણદોષ ઉપર વિચાર કરીને પરવાનગી આપવાને બદલે નવાબી જોરતલબી પાસે માથું નમાવ્યું હતું ! ને નાત ઉપર......સેંકડો વર્ષોથી રાજાઓ, મહારાજાઓ, નવાબો જે હઠીલા, કાળા, ભૂરા ને ગોરા કારભારીઓ સામે પોતાનું માથું અભિમાનથી ઊંચું રાખનાર નાત ઉપર જોર-તલબી સામેની માનહાનિનું કલંક લાદનાર પોતે હતો !

પણ...પણ...હિન્દના ક્યા આર્ય નરને શેર માટીની ભૂખ નથી લાગતી ? હિન્દુ સંસારમાં પુત્રેષણા કોની વધારે તીવ્ર છે? નારીની ? કે નરની ? નારીની પુત્રેષણા ઘણી વાર વક્રતિએ ચાલે છે, એ એણે સાંભળ્યું હતું. ફકીર, ભૂવા, બાવા, બાધા, દોરા વગેરેના નારીના વહેમી રસ્તાઓ ઉપર એના મનમાં ચીડ હતી. એમાં એને નારી પ્રતિષ્ઠાનો દ્રોહ ભાસતો.

પોતાની પત્ની હરકુંવરે જ્યારે દાવલશાનો દોરો બાંધ્યો હતો ત્યારે પોતે કેટલો રંજ પામ્યો હતો ? પત્નીએ જ્યાં સુધી સંતાન ન થાય ત્યાં સુધી એકાશન વ્રત લીધું ત્યારે એણે એને કેવી ને કેટલી સમજાવી હતી ? પણ હરકુંવર બીજું શું કરી શકે ? જૂનાગઢની નવાબી કાંઈ થોડી એના ઉપર મહેરબાન હતી ?

ને એમને એમ હરકુંવર સંતાનને ઝંખતી, સંતાન માટે વલ-ખાતી, સંતાન માટે ઝાવાં નાંખતી, મંદિરના પગથાર ઘસવતી ને ઓલિયાઓની દુવા માગતી 'વ્રત નિયમમાં દેહને કષ્ટતી અકાળ વૃદ્ધા થઈ હતી. ચાલીસ વર્ષની એની કાયા સુરભિવિહોણા કરમાયેલા ફૂલ જેવી થઈ ગઈ હતી.

ને અનંતજીની આંખ આગળ એક કન્યાનું ગોરુ મુખડું રમી રહ્યું. ઊગતા ચંદ્ર જેવા એના ચહેરા ઉપર કામાર્યની કુમાશ હતી. એની આંખમાં હજી સંસારની લીલાઓ તરફનું નિર્દોષ વિસ્મય હતું. ને અનંતજીના મનમાંથી સહેજ ઉદ્ગાર નીકળી ગયો : 'રાણાની કન્યા...મેં એને એકવાર જોઈ છે...છોકરી મજાનીછે......'

પાછળ કાંઈક સંચાર થયો. ને અનંતજીએ નજર કરી તો એની પત્ની હરકુંવરને એણે આવી ઊભેલી જોઈ. અનંતજીના મનમાં ક્ષોભ થયો.

હરકુંવર આગળ આવી. ખાટનો સળિયો ઝાલીને ખાટ ઉપર એક પગ ટેકવીને એ ઊભી રહી.

'પછી નાતે શો ઠરાવ કર્યો?' એણે સવાલ પૂછ્યો. અવાજમાં કડવાશ નહિ, વેદના નહિ. અફસોસ નહિ. સીધો સાદો સાહજીક સવાલ!

અનંતજી હરકુંવરના આગમન માટે તૈયાર ન હતો. અનંતજી હરકુંવરના આ સવાલ માટે તૈયાર ન તો. 'નાતે?...ઠરાવનું પૂછે છે ને?...ઠરાવ...' અનંતજીનો અવાજ વ્યગ્રતામાં અટવાઈ ગયો.

હરકુંવરે સ્મિત કરીને કહ્યું : 'મેં બે ચાર જણાને પૂછયું. પણ કોઈ મને જવાબ નથી દેતું. એટલે મનમાં થયું કે લાવને એમને જ જઈને પૂછી લઉં.'

'મને જ પૂછવાનું એમને? નાતના ઠરાવ બાબત જ ને?' અનંતજીને લાગ્યું કે શેર માટીની એની જંખના ને નવકન્યાની એની કલ્પનામાં એટલી એકાકી મજા હતી એટલી દ્વિમુખી સરળતા ન હતી. હરકુંવરના સવાલનો સીધો જવાબ આપવો એ એને નઠોરતા ભર્યું ને સ્વાર્થભર્યું લાગ્યું.

હરકુંવર હસી : 'નાતે રજા આપી લાગે છે. તમે એમાં શરમાઓ છો શા માટે? મેં એક કન્યા જોઈ રાખી છે. આપણું ઘર દીપાવે એવી છે'

વીજળીનો આંચકો લાગ્યો હોય, ક્ષણભર ધરતીની પરિક્રમા સ્થંભી હોય એવું આશ્ચર્ય અનંતજીને થયું : ' તેં કન્યા જોઈ રાખી છે?'

'રાણાની દીકરી ઉમર લાયક છે, તમને ઘર ને કન્યા બેય ગમતાં હોય તો માગું કરી આવું.'

'મારે માટે કન્યાનું માગું કરવા તું જાય?'

'હાસ્તો, તમારે માટે હું શું કામ ન જઉં? તમારો સંતોષ એ મારું સુખ. તમારી આશા એ મારો ધર્મ.'

અનંતજી ચૂપ રહ્યો. એની પત્નીની સરલ ભવ્યતા, પ્રભુદાસે એને જેટલો નાનો બતાવ્યો એના કરતાં પણ વધારે વામણો બનાવી દેતી હતી.

'આજે વાત કરું તો આજે ચોક્કસ થઈ જાય.' હરકુંવરે કહ્યું.

'પણ મારે બીજાં લગ્ન કરવાં હોય તો એની તજવીજ તૈયારી તારે શા કાજે કરવી જોઈએ?'

'હું શું કામ ન કરું? હું ન કરું તો કોણ કરે? તમને પરણીને આવી ત્યારથી આજ પચીસ વરસ સુધી મેં મારા પુત્રને પરણાવવાની ઉમેદ સેવી હતી. મારા પુત્રને પરણતો જોવાનું તો મારા નસીબમાં નથી. હવે પતિને બીજી વાર પરણાવીને મન વાળું. તમને પુત્ર થશે તો પણ એ હશે તો મારો જ ને?'

'મેં આ બધી મિલકત તને લખી આપી છે.'

'મારે શું કરવી છે મિલકતને ? મારે એ નથી જોઈતી. તમને એક પુત્ર થાય એટલે મને સંતોષ. જે તમને લાખ કોશીષ, લાખ પ્રાર્થના છતાં હું ન આપી શકી એ બીજી આપે ત્યારે મારી આંખો ઠરે. ભગવાન એટલું તો મને જરૂર આપશે.'

'દેવી !' અનંતજી ઊભો થયો. એના અંતરમાં આ ભોળી ને વત્સલ પત્ની તરફ મમત્વનો ઓઘ પ્રગટયો. 'દેવી !' એણે હરકુંવરનો હાથ પોતાના હાથમાં પકડયો.

હરકુંવરે હાથ છોડાવ્યો: 'મને અડીને હવે તમે પાપમાં પડશો નહિ, ને મને નાંખશો નહિ.'

'પાપમાં ?'

'આપણી નાતનો રિવાજ છે. નાતે એ રિવાજ નથી ફેરવ્યો. માત્ર શિરજોરી સાંખી છે. જ્યારથી તમને બીજી પત્ની કરવાનો પાકો વિચાર થયો ત્યાથી હું તમારી પત્ની નથી રહી.'

'ત્યારે ?'

'તમને જે પુત્ર થશે એની મા બનીને રહીશ. આ ઘરમાંથી હું જઈશ નહિ. આ મિલકતમાંથી હું કાંઈ લઈશ નહિ. જે આવશે એ મારી બહેન જ આવશે ને ? એ બિચારી બાળક હશે. ગભરૂ હશે. એના બાળકને હું ઉછેરીશ.'

હરકુંવરના અવાજમાં કયાંય થડકારો નહોતો. પણ એની આંખ ફીકી પડી ગઈ હતી, એના હોઠના ખૂણા જરા ખેંચાયા હતા. ક્ષણભર અનંતજી પોતાના આ સુખદુ:ખના જીવનસાથીને જોઈ રહ્યો. કેટલી આપત્તિઓ એણે આ પત્નીની સાથે રહીને વટાવી હતી, જ્યારે ભાઈઆઈ એના ઘરને નાગભરડો લેતી હતી. જ્યારે નવાબી ઈતરાજી એની

સામેડોળા કકડાવતી હતી, જ્યારે કંપની સરકારની હકૂમત એના ઉ
આળ ઓઢાડતી હતી, ત્યારે આ નારી—વહાલસોઈ પત્ની એને હૂંફ આપતી
હિંમત આપતી—તાકાત આપતી. બહારના જગતથી એ થાકે
ત્રાસેલો, કંટાળેલો, ઘેર આવતો ને ઘેરથી એ નિત્ય નવી શ્રદ્ધા ને નિ
નવી તાજગી લઈને જતો. ગરીબાઈનાં કાંપમાં ઊછરેલું કમળ હ
ઘિંગાણાં, હજાર ખટપટ, હજાર પ્રપંચ વીંધીને નવાબી ઉપર ર
શક્યું ! એમાં આ સામે ઊભેલી નારી અને એના અનન્ય પ્રેમ
હિસ્સો કાંઈ નાનો કે નજીવો ન હતો!

અનંતજીએ નાતનો લેખ કાઢયો. ધીમે ધીમે એના ચીરા કર
ચીરાઓને હવામાં ઉડાડીને એણે હરકુંવરના બન્ને હાથ સાહી
નવા ઉમળકાથી કહ્યું:

'પુત્ર લેવા જતાં પ્રેમાળ પત્ની હું શા માટે ગુમાવું?'

'ઓ મારા નાથ.' હરકુંવર અનંતજીને ગળે વેલની જેમ વિંટળા
ગઈ. અને એની બન્ને આંખોમાંથી આંસુનો પ્રવાહ નીકળી પડયો.

# ગાડીમાં

શ્રી. ગુલાબદાસ બ્રોકર

**વાર્તામાં** આવતી કોઈ સુંદર કલ્પનાએ વિજયને આકર્ષી લીધો. એ કલ્પનાનું સૌંદર્ય માણવા તે ચોપડી એક હાથની આંગળીઓમાં પરોવી, ગાડીના ડબ્બાની બહાર કાઢી, બહાર જોતો જોતો બેસી રહ્યો. ગાડી ધીમી પડતી પડતી બારના સ્ટેશનમાં દાખલ થઈ રહી હતી, પણ તે તરફ તેનું ધ્યાન નહોતું. કોણ ચડ્યું, કોણ ઊતર્યું, તે જાણવાની પણ તેને પરવા નહોતી. તે તો પેલી સુંદર કલ્પનાથી મુગ્ધ થયો હતો. તેનો ડબ્બો બરોબર સીડીની સામેજ ઊભો રહ્યો. વિજય તો શૂન્ય મનસ્ક જેમ બહાર જોતો બેઠો રહ્યો હતો. એવામાં ઓચિંતા જ તેની નજર સીડી ઉપર પડી. ગાડી પકડી પાડવાના લોભે એક તરુણી ઉતાવળથી સીડી ઊતરતી હતી. ઉતાવળમાં તેની સાડી તેના માથા ઉપરથી સરી ગઈ હતી, અને તેની ગતિનો વેગ તેમાં પવન ભરી રહ્યો હતો. જરા દોડવાથી લાલ બનેલો તેનો ચહેરો અતિ રમણીય લાગતો હતો. ગાડીને ઉપડવાને થોડી પળોની જ વાર હતી. વિજય તેની કલ્પના અને તેના સૌંદર્યને ભૂલી આ જીવંત સૌંદર્યમૂર્તિને જોઈ રહ્યો. દોડતી દોડતી તે વિજય બેઠો હતો તે જ ડબ્બામાં ચડી બેઠી. ચડતાં જ પોતાના હાથમાંની ચોપડી તેણે બેઠક ઉપર પછાડી અને થાક ખાવા બેસી ગઈ. અત્યંત બેદરકારી પૂર્વક આ બધું થયું હતું.

પણ તે દરેક વસ્તુમાં રહેલી મોહકતા વિજય નિરખી રહ્યો. વિજયની સામેની જ ગાદી ઉપર તે ગોઠવાઈ.

પરિશ્રમથી તેની છાતી હાલતી હતી–જ્યોત્સ્નાના સંયોગે સાગરના પાણી હલી ઊઠે તેમ તેણે મોં ઉપરથી પ્રસ્વેદ લેવા રુમાલ કાઢ્યો અને ચહેરો સાફ કર્યો. ચહેરા ઉપર ફરતા એ હાથનો સુંદર ઘાટ વિજયથી અજાણ્યો ન રહ્યો. પ્રભાતનાં પ્રથમ કિરણો પોતાના કોમળ સ્પર્શે કુસુમોની ઝાકળ ધોઈ તેને જે તાઝગી બક્ષે છે તે તાઝગી તેના ચહેરા ઉપર છવાઈ ગઈ. થોડો આરામ લઈ તેણે આજુબાજુ જોયું. સામે જ બેઠેલા પુરુષને જોઈ તે સ્ત્રીસુલભ સંકોચથી સંકોચાઈ, પણ આગળ સાડી જરા ઠીક કરી, છાતી ઉપરનો પાલવ વ્યવસ્થિત કર્યો, અને પગથી ખભા સુધીના પ્રદેશને એક નજરે તપાસી લઈ તે જરા નિરાંતે બેઠી.

પેલી વાર્તાની કલ્પનાને તો અત્યાર સુધીમાં વિજય સાવ ભૂલી જ ગયો હતો. આ સજીવ કલ્પનામૂર્તિશી યૌવનાને નિરખવામાં પેલી કલ્પના યાદ ક્યાંથી આવે? તે તેની સામે જોઈ જ રહ્યો.

પોતા સામે કોઈ જોઈ રહ્યું છે એ ભાન દરેક મનુષ્યમાં તીવ્ર હોય છે. પેલીને પણ લાગ્યું કે સામે બેઠેલો માણસ પોતાની સામે જોઈ રહ્યો છે. તેણે વિજયની સામે જોયું. તેનાં નયનોની સુંદરતા વિજયને ભાન ભુલાવી રહી. અમુક પળો સુધી તેણે પેલીની સામે જોયે જ રાખ્યું. પછી તેને ભાન આવ્યું. અત્યંત શરમ અને સંકોચ પૂર્વક તેણે પોતાની દૃષ્ટિ વાળી લીધી. ફરી પાછું પુસ્તક ઉઘાડ્યું અને વાર્તાના તૂટેલા તારને ફરી પાછા સાંધવા પ્રયત્ન કરવા લાગ્યો.

પરંતુ જ્યાં આખું ઉરતંત્ર જ હલી ઉઠ્યું હોય ત્યાં એ નિર્જીવ વાર્તાના તાર ક્યાં સાંધ્યા સંધાય? તેનું દિલ તેમાં ચોંટ્યું જ નહિ.

આંખો ઊંડી ઊંડીને પેલીના દરેક હલનચલનને રસપૂર્વક નિરખી રહેવા, પી જવા, પ્રયત્ન કરવા લાગી.

જયાએ અત્યાર સુધીમાં ઘણી આંખોને પોતાના સુંદર ચહેરા ઉપર તકાયેલી જોઈ હતી. પણ તે બધી ય પોતે તેમની સામે જોઈ રહેતી પાછી ખેંચાઈ જતી. આ માણસની ધૃષ્ટતા તેને અજબ લાગી. સાથે સાથે આકર્ષક પણ લાગી. વિજયના ચહેરા ઉપરના સુકુમાર ભાવો, જે થોડી પળો પોતે તેની સામે જોયું હતું તેમાં તે જોઈ શકી હતી. સૌંદર્યના દર્શને તે ચહેરાને વધારે સુકુમાર બનાવ્યો હતો. એ ચહેરામાં પણ કોઈ આકર્ષણ રહેલું જ હતું તે સમજતાં તેને વાર ન લાગી. પોતાનો મોભો જાળવવા ખાતર પણ પોતે તેની સામું ન જોવું જોઈએ તેમ તેને લાગવા છતાં વારંવાર તેની દૃષ્ટિ પેલા ચહેરાની દિશામાં ખેંચાવા લાગી.

એમ કરતાં કોઈવાર બન્નેની નજર મળી જતી, પળેક માટે તેમાં કોઈ અપૂર્વ ભાવો ભરાતા અને બન્ને, એકી સાથે, મળતાં વેંત જ નજર પાછી ખેંચી લેતાં, છતાં બન્ને એક બીજાં સામે જોવું ગમે છે તે છુપાવી શકતાં નહિ.

વિજય જુવાન હતો; રસિક હતો, સુંદર હતો. કાવ્યોની સુંદરતા તેને આકર્ષતી, નિસર્ગની સુંદરતા તેને મુગ્ધ કરી રહેતી. બે એક વર્ષથી ધંધામાં જોડાયો હોવા છતાં હજી તેમાં તેનું મન ખૂંચ્યું નહોતુ. તેની કલ્પનાશીલતા અને કાવ્યમયતા વ્યવહારુ જગતના આર્થિક કોયડાઓ પોતા પૂરતાં પણ ઉકેલવામાં તેને મદદ કરતાં નહિ.

છેલ્લાં કેટલા વખત થયાં તે વાર્તાઓ લખતો. એ વાર્તાઓ ઠીક ઠીક વંચાવા માંડી હતી, અને તેનું નામ પણ થોડું થોડું લોકોની જીભ ઉપર ચડવા માંડ્યું હતું. એ વાર્તાઓમાં તેણે સુંદર સ્ત્રી પાત્રો સર્જ્યાં હતાં. કૉલેજના દિવસો દરમ્યાન અને તે પછી

ઘણી સુંદર સ્ત્રીઓને તેણે જોઈ પણ હતી, પરંતુ અત્યારે જે સુંદરતા તેની નજર સામે સ્ત્રીનું રૂપ ધારણ કરીને બેઠી હતી તે તો ખરેખર અદ્‌ભુત હતી.

'આવી એક પણ સુંદરી જો હું કલ્પી શક્યો હોત ! એ વાર્તા અમર જ બની જાત.' તેણે વિચાર્યું

તેની સામે બેઠેલી જયા પણ કંઈ એવા જ વિચારો કરી રહી હતી. તે કૉલેજમાં ભણતી હતી. કૉલેજમાં ઘણા વિદ્યાર્થીઓને તેણે પોતાની આસપાસ ફુદડી ફરતા નિહાળ્યા હતા. તેના મોનો એક મીઠો શબ્દ સાંભળવા, તેની આંખોમાંથી જરાક જ મધુરતા પોતા પ્રત્યે વાળવા, તેના સ્મિતસૌંદર્યથી પળ માટે પણ નવાજાવા ઘણા ઘણા વિદ્યાર્થીઓ તૈયાર હતા તેમ તે જાણતી હતી, પણ આ માણસને જોતાં જ તેને તેનામાં જેટલો રસ આવ્યો હતો એટલો અત્યાર સુધી કોઈનામાં નહોતો આવ્યો. ઘણા સુંદર દેખાતા વિદ્યાર્થીઓ પ્રત્યે તો તે એટલી ઠંડી રહી હતી કે તે બધા ધીમે ધીમે તેનાથી દૂર ચાલ્યા ગયા હતા. એક પળ માટે પણ તેમના ચાલ્યા જવાનો જયાને પસ્તાવો નહોતો થયો. પણ આ તો જોતાં જ ગમી જાય એવો હતો. તેની સાથે વાતો કરવાનું, તેનો પરિચય પાડવાનું જયાને મન થયું. તેની પાસે પડેલું પુસ્તક માગી લઈ તેની સાથે વાત કરવાની અદમ્ય વૃત્તિ તેને થઈ આવી. મહા પ્રયત્ને તેણે તે રોકી લીધી.

આ યુવકના અને યુવતીના મનોભાવોની જરાપણ પરવા કર્યા વિના ગાડી તો ચાલી જ જતી હતી. આજે કૈંક ખોટકો થઈ જાય અને કલાકો સુધી અટકી રહેવું પડે તો કેવું સારું ? બન્નેને વિચાર આવ્યો એ વિચાર બન્નેને એકી સાથે આવ્યો હોય કે ગમે તેમ પણ બન્નેની નજર એક થઈ. એક પળ માટે બન્ને એક બીજાનાં

હૃદય વાંચવા પ્રયત્ન કરતાં હોય તેવી રીતે એકબીજા સામું જોઈ રહ્યાં. પછી તરત જ બન્નેએ નજર પાછી ખેંચી લીધી.

પોતા સામે જ જોઈ રહેવાની પેલાની તીવ્ર લાલસા જયા જોઈ શકી. તેમ કરતાં અટકવાના તેના વૃથા પ્રયત્નો તેનામાં હાસ્ય પ્રેરવા લાગ્યા. તેને અણુ અટકયા જોઈ રહેવાની જ તક આપવા જયાએ પોતાનું માથું ઊંચું કરી ગાદી ઉપર ઢાળી દીધું અને આંખો મીંચી દીધી.

હવે તો નિર્ભયતાથી વિજય તેની સામે જોઈ રહ્યો. આ રીતે બેઠેલી તે કેટલી સુંદર લાગતી હતી? તેની બંધ આંખોની સુંદર રેખાઓ તેની ખુલ્લી આંખોમાંથી ઝરતા માર્દવનો બદલો વાળી દેતી હતી. એ જાતના પોઝમાં બેઠેલી ઘણી નટીઓનાં ચિત્રો તેને યાદ આવ્યાં. પણ તે બધાંથી આ કેટલી મોહક હતી! તેની સાથે ગમે તે બહાનું કાઢી વાત કરવાનું તેને મન થયું. પણ તે ઉત્તર ન વાળે તો? તેને ગમે નહિ તો? એ વિચાર તો માંડી વાળવો જ યોગ્ય હતો.

વચ્ચે વચ્ચે જ્યારે એકદમ નિર્ભય બની વિજય એકીટશે તેની સામે જોઈ રહ્યો હોય ત્યારે ઓચિંતી જ જયા પોતાની આંખો ઉઘાડી દેતી અને તેની સામે જોતી. છોભીલા પડી જઈ વિજયને પોતાની આંખો પાછી ખેંચી લેવી પડતી. તેની એ દશા જોઈ આનંદ પામતી જયા આછા સ્મિતમાં પોતાનો હોઠ મરડતી અને બહુ જ ઊંઘ આવતી હોય તેવી રીતે આંખો બંધ કરી દેતી.

પરંતુ શરુ થયું ન થયું ત્યાં જ તે નાટક આટોપવું પડયું. ધસમસાટ કરતી ગાડી ચર્નીરોડ આવી પહોંચી અને કપડાં ઠીક કરી જયા ઊતરી પડી. પાછળ ફરી એકવાર પેલાની સામે જોવાની વૃત્તિ તે ન રોકી શકી. વિજય તો તેની માર્દવભરી દેહલતા અને તેની મોહક ચાલ નિહાળી જ રહ્યો.

તે દિવસે વેપારમાં કે કશામાં તેનું ધ્યાન ખૂંચ્યું નહિ.

બીજા દિવસની તે અત્યંત આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યો. ફરી પાછી એને જોવાનું મળે તો કેટલો આનંદ આવે ? આજે એજ ગાડીમાં એ ન આવે તો ? આવે છતાં પોતાના ડબામાં ન બેસે તો ? રાત્રિ આખી તેના જ વિચારોમાં અને તેની જ કલ્પનામાં પસાર થઈ.

બારનું સ્ટેશન આવતાં તેનું હૃદય ધડકવા લાગ્યું, અત્યંત આતુરતાપૂર્વક તેણે બારીમાંથી ડોકું બહાર લંબાવ્યું. એક પળ માટે તેને લાગ્યું કે તેની આશા ફોકટ હતી. નિરાશાથી તે માથું અંદર ખેંચી લેવા જતો હતો ત્યાંજ તેને સૌંદર્યનાં દર્શન થયાં. તે બેઠો હતો તે ડબા તરફ જ પેલી ચાલી આવતી હતી. બન્નેનાં નયન મળ્યાં. પેલીનો ચહેરો ગંભીર હતો, માત્ર નયનોજ હસી રહ્યાં હતાં. વિજયનાં નયનોમાં પણ તેને જોતાં ઉત્સાહ ઊભરાયો.

આગલા દિવસની માફક જ તે વિજયની સામેની બેઠક ઉપર ગોઠવાઈ. આજે ગાડીમાં ગિરદી વધારે હતી, એટલે તેમની પરસ્પરની ચોકી બહુ સાવચેતી પૂર્વક કરવી પડતી હતી. છતાં પણ બંનેની નજર ઘણીવાર એક થઈ જતી અને ત્યારે ન અનુભવાયેલા ભાવો તેમાંથી નીકળતા હતા.

થોડા દિવસ એ પ્રમાણે જ ચાલ્યું. બંને હવે એક બીજાની સામે જોવા ટેવાઈ ગયાં હતાં. બંને નજર એક થતાં હવે તે સંકોચ નહોતાં પામતાં કે સહેજે પાછી ખેંચી લેતાં નહિ. વિજય બેઠો હોય એ ભાગ તરફ વધારે માણસો બેઠાં હોય અને બીજી બાજુ વધારે મોકળાશ હોય તો પણ જ્યા ત્યાં તેની સામેની ગાદી ઉપર જ બેસતી. છતાં બંને એકબીજા સાથે બોલતાં નહિ—બોલી શકતાં નહિ. કોઈ અદૃશ્ય બળ તેમને બોલતાં અટકાવતું હોય, આ ને આ મુગ્ધ સ્થિતિ જ ચાલુ રાખવા અને તેનો અવર્ણનીય આનંદ માણવા તેમને ફરમાવતું હોય તેમ તેમને લાગતું હતું.

તો યે એ બધા દિવસો બંને શાંત બેઠાં નહોતાં રહ્યાં. બંનેએ પોતપોતાની રીતે એકબીજાં વિષે તપાસ કરી લીધી હતી. અને બંનેને પરસ્પરની મૈત્રી માટે એકબીજાની યોગ્યતા લાગી હતી.

બીજા વર્ગની મુસાફરી કરતાં હોવાથી એ તો દેખીતું જ હતું કે બન્ને પૈસે ટકે સુખી હતાં. બાકી જયાના પિતા એક સારા ડૉક્ટર હતા, આગળ પડતા વિચાર ધરાવતા હતા, અને જયાને પણ વધુ કેળવણી આપવા માગતા હતા, એટલું વિજય જાણી શક્યો. અત્યારે જયા વિલ્સન કૉલેજમાં અભ્યાસ કરતી હતી અને બી. એ. માં હતી, એનો ઐચ્છિક વિષય ફિલસૂફી હતો એમ પણ તેને કહેવામાં આવ્યું હતું.

વિજયની વાર્તાઓ સંબંધી, તેના વ્યાવહારિક અજ્ઞાન અને ધંધામાં રસ લેવાની અશક્તિ સંબંધી, તેના બી. એ. સુધીના અભ્યાસ સંબંધી, અને તેને લગતી બીજી ઘણી બાબતો સંબંધી જયાને તપાસ કરતાં ખબર પડી હતી. વિજયનું પોતા પ્રત્યેનું આકર્ષણ તેનાથી હવે જરા પણ છૂપું નહોતું રહ્યું. તે વિષે તેને કશી શંકા જ નહોતી. અને તેના પ્રત્યેનું પોતાનું આકર્ષણ પણ પોતે ક્યાં નહોતી જાણતી? એકવાર વિજયને હેરાન કરવાનો તેને વિચાર થયો.

હંમેશ મુજબ ગાડી ખારના સ્ટેશને ઊભી રહી. વિજયની ઉત્સુક આંખોએ જયાને ખોળી કાઢી. તે સ્વસ્થતાથી એક બાંકડા ઉપર બેઠી હતી. "હમણાં ઊઠશે." વિજયને લાગ્યું પણ તે તો ઊઠી જ નહિ. તેની સામે નયન મિલાવવા તેણે ખૂબ પ્રયત્ન કર્યા પણ તે તો જાણે તેને જોતી જ ન હોય તેમ બેસી રહી. છેવટે ગાડી ઉપડી પણ જયા તો ન જ ઊઠી.

વિજયને શંકા આવી. શું થયું હશે? આજે તે કેમ ગાડીમાં નહિ ચડી હોય? પોતા સામે આજે આંખ માંડીને તે જોતી પણ નહોતી.

હંમેશાં નયન મળતાં તેનાં નયન નાચી ઊઠતાં. આજે આમ કેમ થયું હશે? તેને કંઈ માઠું લાગ્યું હશે? કંઈ અસભ્ય વર્તન પોતે કરી બેઠો હશે? હજારો વિચારો તેના મગજમાંથી પસાર થઈ ગયા. તે કંઈ કારણ નક્કી ન કરી શક્યો. પણ આ સ્થિતિ અસહ્ય હતી. તેના વિના ગાડીમાં મોજ નહોતી. પાછું ખાર જવું? શું કરવું? માઠું લાગ્યું હોય તો તેને પૂછી જોવું? કોઈ દિવસ બોલેલ નહિ ને આજે સામો બોલાવવા જાય એ પેલીને પસંદ ન આવે તો? કશું સૂઝતું નહોતું. પણ તે સ્ટેશને હતી એટલે મુંબઈ તો જવાની જ. આ ગાડી નહિ તો બીજી ગાડી તે પકડશે જ. કેવી રીતે વર્તવું એ તે નક્કી કરી શકે તે પહેલાં જ વાંદરા આવી ગયું. વધારે વિચાર કર્યા વિના વિજય ત્યાં ઊતરી પડ્યો.

અનેક વિચારોમાં એ ગાડી અને બીજી ગાડી વચ્ચેનો પા કલાક પસાર થયો. પોતાના આ વર્તનથી પેલીને માઠું લાગશે અને અપમાન કરી બેસશે તો? તેનાં સૌંદર્ય દર્શનનો લહાવો પણ હંમેશ માટે બંધ થાય! એ કલ્પના જ અસહ્ય હતી.

એના એ જ વિચારોમાંથી તે મુક્ત થાય તે પહેલાં તો બીજી ગાડી આવી પહોંચી. બારીમાંથી લંબાયેલું જયાનું મુખ વિજય જોઈ શક્યો. ધડકતે હૃદયે તે બેઠી હતી તે ડબામાં ચડી ગયો અને હંમેશની ટેવ મુજબ તેની સામે ગાદીએ બેસી ગયો. પણ આજે ક્રમ ઊલટાયો હતો. આજે જયા વિજયની જગ્યાએ અને વિજય જયાની જગ્યાએ બેઠા હતાં. પેલી જાણે ચોપડી વાંચવામાં મશગુલ હોય તેવી રીતે તેમાં માથું ઘાલી બેસી રહી. ઉત્સુકતાથી વિજય તેની સામે જોઈ રહ્યો. થોડી વારમાં જયાએ ચોપડીમાંથી મોઢું બહાર કાઢયું અને વિજય સામે જોઈ ખડખડાટ હસી પડી. એ હાસ્ય પુસ્તકમાંના કોઇ વિષયને અંગે જન્મ્યું હોય તેવી રીતે ફરીથી તેણે પોતાનું મુખ તે પુસ્તકમાં ઢાંકી દીધું. વિજય પોતાને હેરાન કરવાની તેની યુક્તિ

ખરેખર સમજી ગયો. તે પણ મોટેથી હસી પડ્યો. બીજા મુસાફરો આ અસંગત હાસ્યનો કશો અર્થ કલ્પી શક્યા નહિ.

બીજે દિવસે જયા હંમેશની જ ગાડીમાં ખારથી ચડી. પણ આજે તે એકલી નહોતી. આજે તેની સાથે તેની વયની કોઈ બીજી સ્ત્રી પણ હતી. તેમની વાતચીત વિજય સાંભળી શકે તેટલે દૂર તે લોકો બેઠાં અને જાતજાતની વાતો કરવા લાગ્યાં. જયાનો મધુર કંઠ મીઠાશ પ્રેરતો વિજયના કાનમાં રણકી રહ્યો. તે લોકો ધીમે ધીમે સાહિત્યની ચર્ચા ઉપર આવ્યાં.

'અને જોને આ કોઈ 'મુકુર' કેવી વાતો લખે છે!' વિજયનું, સાહિત્યકાર તરીકેનું, ઉપનામ 'મુકુર' હતું. વિજયની દિશામાં, તે ન જોઈ શકે એવી રીતે, એક નજર નાખી જયા બોલી: 'તેમાં ન મળે કંઈ ઢંગ કે ન મળે કંઈ ધડો. કોણ જાણે કેમ તંત્રીઓ એવી વાતો છાપતાં હશે. અને ઉપનામે ય કેવું વિચિત્ર શોધ્યું છે?'

'અરે એમ તે હોય!' તેની મિત્ર બોલી: 'અત્યારે તો 'મુકુર'ની વાતો ખૂબ વંચાય છે અને વખણાય પણ છે.'

'એ બધું તો ઠીક, પણ વાતો વાંચો ત્યારે તેમને સારી લાગવી જોઈએ ના? આતો આપણા લોકો ગાડરીયા પ્રવાહ જેવા છે. એકે સારું કહ્યું એટલે બીજાએ કહેવું જોઈએ. મને તો એમાં કે દમ લાગતો નથી.' જયા બોલી, અને બોલતાં બોલતાં પ્રશંસાભરી આંખે તેણે વિજય તરફ જોઈ લીધું. વિજયને માટે તો એ એક જ નજર ગૂજરાતના મોટામાંમોટા વિવેચકની પ્રશંસા કરતાં વધારે કિંમતી હતી.

વિજયે આનો બદલો લેવાનું નક્કી કર્યું. એક દિવસ તે એક મિત્રને સાથે લેતો ગયો. જયા ગાડીમાં આવ્યા પછી સ્ત્રી કેળવણી સંબંધી તેણે પેલા મિત્ર જોડે વાત ઉપાડી.

'અને બૈરાંઓને પણ હવે જાતજાતનાં ધતિંગ સૂઝે છે.' તેણે પેલા મિત્રને કહ્યું. 'અમે ભણતા ત્યારે એક છોકરીએ ઐચ્છિક વિષય તરીકે ફિલસૂફી લીધેલી. એવા વિષયમાં બૈરાંઓની ચાંચ ક્યાંથી ડૂબે?'

'તું એમ કેમ કહે છે?' પેલા મિત્રે કહ્યું 'સ્ત્રીઓ તો ઘણા વિષયોમાં ઘણાં સારાં પરિણામો લાવે છે. માદામ ક્યુરી......'

'એ બધા દાખલાઓ હું જાણું છું.' તેને વચ્ચેથી જ અટકાવી વિજય બોલ્યો: 'એમાં કશો અર્થ નથી. એક ગુલાબ ઊગ્યે વસંત ન આવે. એ લોકો બિચારાં કપડાં લત્તા અને શરીરને શણગારવામાંથી નવરાં થાય ત્યારે કંઈક સારી ચીજ વાંચી કે સમજી શકે ના?'

લુચ્ચાઇ ભર્યા સ્મિત સહિત તે જયા સામું જોઈ રહ્યો.

ધીમે ધીમે પણ ચોક્કસ રીતે વિજય અને જયા એક બીજાની નજીક આવતાં જતાં હતાં. તેમનું પરસ્પરનું આકર્ષણ ખૂબ જ વધતું જતું હતું. પેલી વાર્તાની ચોપડી અધૂરી રહી હતી ત્યાંથી આગળ વંચાઈ જ નહોતી; કેમકે એકલો હોય ત્યારે જયાના વિચારોમાં જ વિજયનો એટલો સમય નિકળી જતો કે તેનાથી પછી બીજું કશું થઈ શકતું નહિ. ગાડીમાં પણ બન્ને એક બીજાની વધારે ને વધારે નજદીક બેસતાં જતાં હતાં. પહેલાં સામસામી ગાદીના જુદા જુદા છેડાઓ ઉપર બેસતાં તે હવે એક જ છેડા ઉપર સામસામે ગોઠવાતાં. એ જ ગાડીમાં મુસાફરી કરનાર બીજા માણસો તેમનો આ મૂક અભિનય જોઈ જાત જાતના અર્થો કાઢતા, જાત જાતની વાતો કરતા; પરંતુ આ બન્ને તો તેમની પોતાની વેદનામાં એટલાં મસ્ત હતાં કે બીજાં શું વિચારે છે, શું બોલે છે, તે જોવા જાણવાની તેમને કશી પડી નહોતી.

પણ હમણાં આઠેક દિવસથી વિજયના ચહેરા ઉપર કશો આનંદ દેખાતો નહિ. તે કશી ગૂઢ ચિંતામાં પડ્યો હોય તેમ તેના મિત્રોને પણ લાગતું અને તેનાં કારણોનો કાંઈ સંતોષકારક જવાબ તે વાળી શકતો નહિ.

તેની ગમગીનીનું કારણ જયા હતી.

હમણાં હમણાં તે ગાડીમાં દેખાતી જ નહિ. ત્રણેક દિવસની તેની ગેરહાજરી પછી ચોથે દિવસે તો વિજય જયાની કૉલેજમાં પણ જઈ આવ્યો હતો, પણ ત્યાં પણ જયા દેખાઈ નહોતી. તેને કંઈ માંદગી આવી હશે? તબિયત ગંભીર તો નહિ હોય? વગેરે વિચારો તેને કોરી ખાતા હતા. આજતો આવવી જ જોઈએ એમ તે પછીના દરેક દિવસે તે વિચાર કરતો અને નિરાશ થતો. તેને ઘેર જઈ તપાસ કરું તો? તેને વિચાર આવ્યો, પણ એમ અજાણ્યા જેવા કોઈના ઘરમાં કેમ જવાય? વળી તે ઘરની શોધ કરવી પડે તેમ હતું. છતાં એક દિવસ તો બધી હિંમત એકઠી કરી વિજય ખાર પહોંચ્યો, તપાસ કરી જયાના ઘરનો પણ પત્તો મેળવ્યો. જયાના પિતાના નામનું પાટિયું પણ તેણે બંગલાની દિવાલ ઉપર વાંચ્યું. અંદર કેમ જવું? તેના પગ ઘરના કમ્પાઉન્ડ આગળ જ ઝલાઈ ગયા. પોતે જયા સાથે કોઈ દિવસ બોલ્યો પણ નહોતો. એમ ઓચિંતા જ કોઈના ઘરમાં કેમ પેસાય? જયા ન હોય અને કોઈ 'શું કામ હતું?' એમ પૂછે તો શો જવાબ દેવો? અનિશ્ચયમાં તે બંગલાના કમ્પાઉન્ડ આગળ જ આંટા મારવા લાગ્યો. તેની નજર તો ઘરની બારીઓ પરજ ચોંટેલી હતી. પાંચ છ વાર તો તે કમ્પાઉન્ડના દરવાજામાં લગભગ દાખલ થઈ ગયો અને પાછો બહાર નીકળી આવ્યો, અને ફરી આંટા મારવા લાગ્યો. થોડીવાર પછી તેને લાગ્યું કે આમ આંટા મારવાનો કશો અર્થ નહોતો. કોઈ દેખે તો વહેમાય.

છેલ્લીવાર એક આંટો મારી લઉં એમ વિચાર કરી કરીને પણ તેને પાંચ છ વાર તો આંટા માર્યા જ. અને ત્યાંજ બારીમાં તેણે જયાનું સુંદર મુખ નિહાળ્યું. અહોભાગ્ય. તે તો તેની સામે જ જોઈ રહ્યો. જયાએ પણ તેને જોયો. એક નાનું છતાં અર્થપૂર્ણ સ્મિત કરી તે અંદર ચાલી ગઈ, તે સ્મિતની અને તે વદનની પ્રફુલ્લતામાં વિજયને કશી માંદગી ન દેખાઈ. તે તો ત્યાં ને ત્યાંજ એ બારી સામે નજર રાખીને ઘણા વખત સુધી ઊભો રહ્યો. થોડી વારે જયા પાછી બારીમાં આવી અને બન્નેની નજર એક થઈ. અકથ્ય આકર્ષણ એ ચાર નયનોમાં ઊભરાયું. જયાએ અંદર નોકરને બૂમ મારી :

'કાલથી વહેલું જમવાનું કરવાનું ભટને કહે જે. મારે કૉલેજમાં જવાનું છે હોં ?'

એ શબ્દો પોતા માટે જ વપરાયા હતા એ જ્ઞાને હર્ષથી પ્રફુલિત થતો વિજય ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે વિજયની આતુર આંખોને ખારના સ્ટેશને જયાને ખોળી કાઢતાં વાર ન લાગી.

પ્રણયનું આ મૂક નાટક વિજય માટે હવે અસહ્ય થઈ પડ્યું હતું. હંમેશાં પ્રેયસીને પોતાની સામે બેઠેલી નિહાળવી, તેની આંખોમાંથી નિર્ઝરતા સ્નેહને હરહંમેશ મૂક ભાવે જ નિરખી રહેવો, પ્રણય અનુભવવો પણ ઉચ્ચારવો નહિ, એ સ્થિતિ હવે ખૂબ જ લાંબી ચાલી હોય તેમ તેને લાગતું હતું. હવે તો તેણે નક્કી કર્યું કે એ મૌનનો અંત આણવો અને વાણીના મહાસાગરમાં પ્રિયાના પ્રણયનાદો ઝીલતાં ઝીલતાં તણાવું.

એ નિશ્ચય કરીને જ આજે તે ગાડીમાં બેઠો. ખારના સ્ટેશને જયા બેઠી જ હતી. તે ગાડીમાં ચઢી, પણ આજે ગિરદી વિશેપ હોવાથી

એ લોકોને એકબીજાથી જરા દૂર બેસવું પડયું. બેચાર દિવસ એમ જ બન્યું. વિજયની અધિરાઈ જેમ જેમ વધતી જતી હતી તેમ તેમ તેના માર્ગમાં વિઘ્નો પણ વધતાં જતાં હતાં, તેની ઇચ્છા તો એવી હતી કે તેમના પ્રથમ વાણીસંયોગ વખતે તે લોકો એકલાં જ હોય તો સારું. પણ આતો વાણીસંયોગનો પણ પ્રસંગ નહોતો આવતો ત્યાં એકાંતની તો વાત જ ક્યાં રહી? છેવટે તે કંટાળ્યો. છઠ્ઠે દિવસે પણ તે બેઠેલો તે ગાદી આસપાસ પાંચ છ માણસો બેઠા હતા. તેનો આત્મા એકાંત ઝંખતો હતો. બારનું સ્ટેશન આવતાં જ જયા ઊભી થઈ ડબા આગળ આવતી હતી ત્યાં જ તે ગાડીમાંથી ઊતરી પડયો. જયાએ તેને ઊતરતો જોયો અને તે ખંચકાઈ. હવે શું કરવું? તેને માટે પણ આ મૌન અસહ્ય થઈ પડયું હતું. પણ બોલવાની પહેલ કરતાં તે અચકાતી હતી. અમુક દિવસ નહિ દેખે તો તો જરૂર બોલશે જ એ ખ્યાલે અમુક દિવસ તો તે દેખાઈ પણ નહોતી. તે દિવસે બારીમાંથી તેણે વિજયને જોયો અને તેની સામે સ્મિત કર્યું ત્યારે તો તેને ખાતરી હતી જ કે તે અંદર આવશે, પણ તે તો સીધો ચાલ્યો ગયો હતો! એનું આ શરમાળપણું જયાને મૂંઝવતું હતું. હવે તો કોઈ નવી યુક્તિ અજમાવવી પડશે તેમ ધારી તે આજે આવી હતી પણ ત્યાંતો વિજય જ ગાડીમાંથી ઊતરી પડયો. ક્યાં જતો હશે? તેણે તેની તરફ જોયું. તે તો જઈને જયા હંમેશાં બેસતી હતી તે બાંકડા ઉપર બેસી ગયો. પ્રણય સુલભ જ્ઞાનથી જયા તેનો ઉદ્દેશ સમજી ગઈ. ગાડીના ડબાના દરવાજા સુધી તે પહોંચી ગઈ હતી, ત્યાંથી પાછી વળી ગઈ. તે વિજયની જોડે બાંકડા ઉપર બેસી ગઈ.

બન્નેએ આજે તો ગમે તે ઉપાયે બોલી નાખવાનો નિશ્ચય કર્યો હતો. ગાડી ઊપડી ચૂકી હતી. બીજી ગાડી આવવાને હજી પા કલાકની વાર હતી. સ્ટેશન ઉપર માણસો પણ બહુ થોડા હતા. પણ બન્નેની જીભ જાણે સિવાઈ ગઈ હતી. બન્નેની એકબીજા સાથે

બોલવાની ખૂબ ઇચ્છા છતાં કઈ રીતે શરૂઆત કરવી તેનો તોડ નહોતો નીકળતો. એકબીજાની સામે વારેવારે એ લોકો જોઈ રહેતાં, પણ બોલ્યા સિવાય જ નજર પાછી ખેંચી લેતાં. સમય ગાળવો મુશ્કેલ થઈ પડ્યો. તેમને પોતપોતાની ચોપડીઓ ઉઘાડવાની ફરજ પડી.

થોડી વાર થઈ અને બીજી ગાડી આવી. પણ વિજયને જોઈતું એકાંત મળે તેમ નહોતું. જયાએ તો ગાડી આવતાં જ ચોપડી બંધ કરી દીધી હતી. તેણે વિજયની સામે જોયું. વિજયે ગાડી સામે જોયું. ફરી પાછું પુસ્તકમાં માથું નાખ્યું. અર્ધી ઊભી થઈ ગએલી જયા ફરી પાછી બેસી ગઈ.

વિજયને પોતાના વિજયથી ખૂબ જ આનંદ થયો. તેણે આભારગ્રસ્ત નજરે જયા સામે જોયું. જયા નીચું જોઈ ગઈ, પરંતુ તેના કપોલ પર પથરાએલી સુરખીએ તેના હૃદયના ભાવો વ્યક્ત કરી દીધા. કઈ રીતે વાતચીત શરૂ કરવી તે વિજય નક્કી કરી ન શક્યો. એ તોડ થાય શી રીતે? હજારો પ્રશ્નો તેના મગજમાં સ્ફુરી આવતા અને તે બધાય અયોગ્ય લાગતા. નવા નવા પ્રશ્નોની શોધમાં મિનિટો પસાર થવા લાગી. એના મૌનથી મુંઝાઈ જયા હરપળે કૈં ને કૈં બોલવાનું નક્કી કરતી અને ફરી પાછી તેના તરફથી શરૂઆતની રાહ જોતી પુસ્તકમાં માથું ઢાળી દેતી.

ત્યાં તો ફરી ગાડી આવી ગઈ. આ વખતે વિજયને જોઈતું એકાંત મળે તેમ હતું. પુસ્તક બંધ કરી તે ઊભો થઈ ગયો. જયા પણ સાથો સાથ જ દાખલ થઈ. જાણતાં કે અજાણતાં જયાનો હાથ વિજયના હાથ સાથે ઘસાયો. એ સ્પર્શે તેને રોમેરોમ હર્ષ પ્રસર્યો. તેણે જયા સામે જોયું. જયા, સામે કૈં બહુ જ ઉપયોગી જોવાનું હોય તેવી રીતે જોતી હતી. તેનું ધ્યાન જ પોતા તરફ ન હોય એમ વિજયને લાગ્યું.

બન્ને સામસામાં ગોઠવાયાં. અંગ્રેજી, ગૂજરાતી, સંસ્કૃત, બધી ભાષાઓમાં વાંચેલા પ્રણય પ્રસંગો તે મનમાં ને મનમાં વિચારી ગયો. પણ બોલાવાની હિંમત જ ક્યાં ચાલતી હતી? તે જયાની સામે જોઈ હોઠ ઉઘાડવાના પ્રયત્નો કરતો હતો પણ હોઠ ઊઘડતા જ નહોતા.

ગાડી તો કશાની દરકાર કર્યા વિના આગળ ધપ્યે જ જતી હતી. દાદર આવ્યું પણ બેમાંથી કોઈ કાંઈ બોલ્યું નહિ. હવે તો વિજયને આવેલી તક હાથમાંથી સરી જતી લાગી. કૈંક શરૂઆત તો કરવી જ જોઈએ. જયાની બાજુમાં સીટ ઉપર જોડ (Joad)નું એક પુસ્તક પડ્યું હતું.

'પેલી ચોપડી જરા આપશો?' વિજયે ધ્રૂજતા અવાજે પૂછ્યું.

જયાએ સસ્મિત તે ચોપડી તેને આપી. કશા પણ ઉદ્દેશ વિના તે પુસ્તકનાં થોડા પાનાં આમથી તેમ ફેરવી ગયો. હવે તેનામાં હિંમત આવી. કશા પણ કવિત્વ વિનાની, સાદી અને સરળ વાણીમાં તેણે પૂછ્યું:

'વચ્ચે આઠેક દિવસ કેમ દેખાયાં નહોતાં?'

એ પ્રશ્ન પૂરેપૂરો સંભળાયો ન હોય કે ગમે તેમ પણ જયાએ સામું પૂછ્યું.

'શું કહ્યું?'

ફરી પાછો એનો એ જ પ્રશ્ન વિજયે પૂછ્યો.

અવાજથી શબ્દો કાનમાં ન પહોંચતા હોય તેવી રીતે કાન આડા હાથ કરી જયાએ ન સાંભળ્યાનું સૂચન કર્યું.

વિજય જરા વધારે નજીક ગયો. વધારે સારી રીતે સાંભળી શકાય તેટલા ખાતર જયાએ જરા ગરદન તેની તરફ નમાવી. બન્નેનાં મુખ એકબીજાની અત્યંત નજીક આવી ગયા.

'શું કહ્યું?' જયાએ ફરી પૂછ્યું. સફળતાના ભાનનો આનંદ તેના નયનોમાં તરવરી રહ્યો.

એ અવાજના આકર્ષણે વિજયને ઉન્મત્ત બનાવ્યો. તેનાં રોમરોમ ઝણઝણી ઊઠયાં. જયાની ત્વચાની સુવાસ પણ એટલે નજદીકથી પોતાના શરીરમાં પ્રવેશ કરતી હોય તેમ તેને લાગ્યું. તેને દબાવી દેવાની, તેને પોતાની જ કરી લેવાની, પોતાનો પ્રણય વાણીથી નહિ પણ વર્તનથી વ્યક્ત કરી દેવાની અદમ્ય વૃત્તિ તેને થઈ આવી. તેના ડહાપણે તેને તેમ કરતો વારવા પ્રયત્ન કર્યો; પણ એ વૃત્તિનું બળ અનિવાર્ય હતું. પોતાના ઓષ્ટ નજદીક આવી ગયેલા જયાના ગાલ ઉપર તેણે એક મીઠું ચુંબન કર્યું.

'જો, આ.' તે બોલ્યો.

અને જયાની પ્રણયભીની આંખો અને લાલિમા ભર્યા ગાલ સામે તે જોઈ જ રહ્યો.

એ પળની મીઠાશમાં ગાડીનો ખળભળાટ પણ રમ્ય બની ગયો.

## બંસીઘેલી

શ્રી. જયંત દલાલ

પરણ્યા પછી ઉમિયાએ પોતાનું નામ પણ બદલ્યું હતું. જૂના-ચાલાનું, કલા વિનાનું, સાદું અને શુષ્ક લાગતું ઉમિયા. અવનીશના રસિક કલાશોખીન આત્માને નહિ જ ગમે એમ માનીને એણે જ નવા નામની શોધ કરી લીધી હતી.

ચિત્રા ! કેટલું સુંદર, આકર્ષક અને સૌષ્ઠવભર્યું નામ ! અવનીશને એ જરૂર ગમશે કારણ કે અવનીશ ચિત્રકાર હતો ને !

* * *

ચિત્રાને આજે એનું જીવન અકારું લાગ્યું. પોતાના મનમાં કંજૂસની ચીવટથી સાચવી રાખેલા એ ધન્ય પ્રસંગોની એને યાદ આવી.

પોતે કન્યાશાળામાં ભણતી હતી. બા અને બાપુએ તો ઉમિયા નામ પાડવાનું છે એટલી આગાહી કરીને જ વિદાય લીધી હતી. બાપુનાં માસી તેને ઉછેરતાં અને બા બાપુના વાત્સલ્યની ઊણપ પૂરતાં.

સામે બારણે જ અવનીશ રહેતો. અત્યારે છે એટલો જ તરંગી, મનમોજી, ધૂની; બીજાં બાળકો પાછલે બારણેથી જીવનના

પાઠ શિખે ત્યારે એ ઓટલા પર બેસી કોયલાથી પહાડો અને પક્ષી ચિતરતો હોય. સવારનો પહોર ફાટયો ન ફાટયો હોય ત્યાં તો અવનીશ છાપરે ચઢી કાળી મજૂરી કરનાર શ્રમજીવીના કપાળે પરસેવાનું બિન્દુ પ્રગટી નીકળે તેમ, આકાશે ઊગતા સૂર્યનાં દર્શન કરતો હોય. રજા વખતે ભવિષ્યના નાગરિકો કાં તો સિંગવાળાનો ખૂમચો લૂંટવામાં કે રતનબાઈ ડોસીના ખેલ જોવામાં મશગૂલ થતા, ત્યારે અવનીશ આજુબાજુનાં મંદિર મસ્જિદોમાં ભરાઈ જઈ, એના થાંભલા એના ઘૂમ્મટ અને એની રચના નિહાળવામાં તલ્લીન થતો. રજાની અવધિ પૂરી કરતો ઘંટ એની તંદ્રામાં એક જ વિચાર જગાડતો : અભ્યાસ પોતાને માટે તૈયાર થઈ ગયો છે, પોતે તૈયાર છે કે નહિ એની અભ્યાસને પડી નથી.

પણ બાળકની ધૂનને સંતોષવી એમાં વડિલપણાનું અપમાન જ ગણાતું આવ્યું છે. અવનીશના પિતાને પુત્રના આ રંગઢંગ પર ભારે નફરત હતી. અને પોતાના પુત્રને છતી આંખે, પૂરા ભાનસાનમાં કાંઈ લફંગો તો ઓછો જ થવા દેવાય છે ?

* * *

અવનીશની પીંછીઓ રંગની પેટી, ગામને ખૂણે ખૂણેથી આણી મૂકેલા છાપચિત્રોની કાપલીઓ, ખમીસ ફાડી બનાવેલું ફલક : બધું જ એક ઝપાટે સામાન્ય કચરાપેટી ગણાતા પોળના રાજમાર્ગ પર પડયું.

અવનીશના પિતાની સિંહગર્જના શેરી બહાર સંભળાતી. પોતાથી અતડા રહેતા અવનીશની દુર્દશા જોવા આખાએ મહોલ્લાની વાનરસેના ભેળી મળી હતી. પણ અવનીશ બહાદૂર હતો. કદાચ એને ખબર જ હોય કે એની આંખમાં એકાદેક આંસુનું પ્રાગટય એના પિતાના ક્રોધને સાતમા આસ્માને ચઢાવી મૂકશે અને એથી કદાચ શારીરિક શિક્ષાનું સ્વરૂપ પણ લેશે, એમ માની આંખમાં એક પણ આંસુ ન આવ્યું.

સખ્ત બીડાએલા જડબાં સુધી પહોંચતા લાંબા, સુંદર, નાગવર્ણી વાંકડિયા વાળને આંખ પરથી દૂર કરી તદ્દન સ્થિર ચિત્તે એ પોતાના 'ફલાસંગ્રહ'ની અવગતિ જોતો હતો.

એની શાન્તિ એ બે પક્ષે હાર જેવી હતી. એના પિતાને આ નાનકડા બાળકમાં કાંઈ અજબ જ તત્ત્વ જણાયું. અવનીશની ખાના-ખરાબી જોવા ટોળે મળેલી વાનરસેનામાં અવનીશની પ્રશાન્ત મૂર્તિએ નિરાશા ઉપરાંત આત્મવંચના પણ જગાડી દીધી. આવા મહાક્રોધની આગ સ્હામે એક આંસુ પણ નહિં!

પણ વાનરસેના એમ તરત જ હાર કબૂલ કરે તેમ ન હતું. અવ-નીશ નહિ તો અવનીશનો 'ફલાસંગ્રહ' બીજી જ પળે, ગીધડાંની ચીલ ઝડપથી બે ચાર 'વાનર' 'ફલાસંગ્રહ' વીંખવા મંડ્યા. એકે પીંછી તો બીજાએ ચિત્રો હાથમાં લીધાં.

પણ કોઈ સત્તાવાહી અવાજે સૌ બીધાં હોય એમ લાગ્યું. ચિત્રા–ત્યારની ઉમિયાએ પોતાથી બન્યું તેટલું જોર કરી એક મોટો ઘાંટો પાડ્યો અને ચમકેલી વાનરસેનામાં ભાન આવે તે પહેલાં ને આખો 'ફલાસંગ્રહ' હાથ કરી તેણે દોટ મૂકી.

* * *

સામાન્ય પ્રસંગને અવગણતી દુનિયાએ જાણવું જોઈએ કે પ્રસંગ માત્ર અસાધારણ છે. કોઈ એની બનવાની રીતમાં, કોઈ એના વાતાવરણમાં ને બધા જ એના પરિણામમાં. અવનીશના પિતાએ અત્યાર લગી કેળવેલી બિનકાળજી અને પ્રત્યક્ષ ઉપેક્ષા ત્યજ્યાં. અવનીશે પોતાને મળેલા પ્રથમ વિજયમાં ગર્વ અનુભવ્યો. ઉમિયાએ હાથે કરીને નવાં બંધનો ઊભાં કર્યાં.

* * *

વખતને વિતતાં ક્યાં વાર લાગે છે? ચિત્રાને ઘણીયવાર એમ થતું કે કાળની ગણત્રીનું કામ કોઈ અપરિમિત શક્તિ પાસે જ હોવું જોઈએ. અંગુલિયા ભાઈના આખાયે મુલકમાંથી ભેળા કરેલા વજનથી જેમ પ્રચંડ મુસાફરની તુલા વધારે અદ્ધરી બની હતી, તેમ અધૂરા માપે મપાતી સમયગંગા પણ અપમાનનો બદલો વાળી લે છે. ઉમિયા–ચિત્રા–અને અવનીશ લગ્નગ્રંથિએ જોડાયાં. ચિત્રાએ જન્મની સાર્થકતા, જોઈ.

* * *

પણ સાર્થકતા જોવી અને અનુભવવી એ બન્ને વચ્ચે રહેલા અંતરનું માપ ચિત્રાને હજુ યે કાઢવાનું હતું.

સ્નેહાળ છતાંય ધૂની પતિને અંતરે એની કળા પોતાના કરતાં પણ વધારે વસી છે એ જોઈ ચિત્રાને પોતાનાં સ્વપ્નાં ખંડિયેર બનતાં લાગ્યાં. કલ્પના સર્જનમાં સરજાવેલી સ્વપ્નસૃષ્ટિ કલ્પનામાં જ દેખેલી અવગણનાની આગ આગળ ખાંડવવનની પેઠે જલી ગઈ અને પાછળ દિલનાડંખ મૂકતી ગઈ. ચિત્રા મૂગી બની.

* * *

અવનીશે પોતાનું જીવન કલાર્થે જ છે એમ ક્યારનુંય માની લીધું હતું. ચિત્રાના મૌનનો અર્થ એને હિસાબે અવળો થયો. શું ચિત્રા કેવળ એની કીર્તિમાં જ ભાગ પડાવવા માગતી હતી? જે પ્રેરણાની અપેક્ષા એણે ચિત્રા પાસે રાખી હતી તે તેને નસીબે નહિ જ હોય? પૂર્વગ્રહની આંટી વધારે અને વધારે વળ લેવા લાગી.

* * *

કળારસિક પતિ: રસીલી નમણી પત્ની. પત્નીને પોતાની કલામાં ઓતપ્રોત કરવાની ઈચ્છા ધરાવતો છતાં નિષ્ફળ નિવડેલો અને પોતાને

અભાગી માનતો પતિ: પતિની કલામાં સહાયરૂપ થવાની પૂરી ઇચ્છા છતાં કેવળ અવગણના પામતી પત્ની.

અને ફરી પાછી સમયની ગણત્રી કેપરી લાગવા માંડી. કલ્પનાનાં દુઃખે પતિ પત્ની ઉત્કટ ઇચ્છા છતાં પરાઙ્મુખ થવા લાગ્યાં.

* * *

ચિત્રા હારી થાકી. પહેલાં પહેલાંની એની પતિની કલા પ્રત્યેના પક્ષપાતની ઈર્ષ્યા પોતે પતિને કશીય મદદ રૂપ નથી થતી તેની નિરાશામાં પલટાઈ, કશુંય નહતું ત્યારે 'કલાસંગ્રહ'નો કરેલો બચાવ, કોઈ વૃદ્ધ યોદ્ધો પોતાના જુવાનીનાં પરાક્રમને સંભારે તેમ તેને સાંભર્યો. આજે એ 'કલાસંગ્રહ'ની ચોપાસ ફેલાએલી સુવાસમાં એને ઊભવાની ય જગા સાંપડી ન હતી.

* * *

અને ચિત્રાએ દૃઢ નિશ્ચય કર્યો. અવનીશની ઉપરવટ થઈને પણ અવનીશની કલાની કીર્તિને પ્રસારવામાં સહાય્ય દેવી જ. અવનીશની પ્રેરણા બનવાના, અને જરૂર પડે એના રંગનાં કૂંડા ધોવા જેટલી હદે પણ તૈયાર રહેવાના અંતરમાં તેણે શપથ લીધા. અવનીશ અને એની કલાને એક અને અવિભાજ્ય સહમજીને એ બંન્નેની સેવાને એણે ધર્મ પદે સ્થાપી.

* * *

અવનીશને હવે ચેન નહોતું. એને લાગ્યું કે એ પોતાની કલામાં એટલી હદે ગયો છે કે જ્યાંથી આગળ પગ દેવો એટલે ઊંડી ખીણમાં પગ દેવા જેવું છે: પણ એમાંથી એક ઉપાય એની બુદ્ધિએ શોધી કાઢ્યો: અને તે કલાને લોકભોગ્ય બનાવવાનો. હૃદયતંતુ પર જતનથી જાળવેલી કળાને જો સામાન્યમાં સામાન્ય મનુષ્યના દિલમાં ઉતારી

શકાય એટલી સહેલી અને આડંબર વિનાની બનાવવામાં આવે તો જ કલા અને કલાકાર ધન્ય છે એમ એ અનુભવે શિખ્યો.

*　　　*　　　*

પણ એ ધન્યતા હોવા સાથે પરમ કસોટી છે એ જ્ઞાન પણ એને તરત જ લાધ્યું. બહુશ્રુતને પ્રસન્ન કરવા આલેખાએલી કલાને છોડવામાં ઔચિત્યનો ભંગ ભલે ન હોય, પણ એ સાહસ ઉપરાન્ત બલિદાન છે એમ એના બુદ્ધિગમ્ય સ્વભાવમાં ઊતર્યું અને જો એ શાહાદત હોય તો તેમાં ટકી રહેવા તો પ્રેરણા જોઈએ.

પ્રેરણા ! પ્રેરણા ! ક્યાં છે પ્રેરણા?

અવનીશના આત્માએ પ્રેરણાની શોધ ચલાવી. પોતાને આવા કલ્યાણકારી ભાવનાશાળી કામમાં કેવળ ઉત્સાહ દે એવું કોઈ પણ મનુષ્ય દુનિયા પર ન હતું ? અરે એવું કોઈ પ્રાણી પણ ન હતું ? એવી ચીજના પણ તોટા પડયા હતા ? ભર્યું ભાદર્યું જગત અવનીશને મતલબું, સ્વાર્થી, કલાવિહીન અને આત્માવિહોણું ખાલી ખાલી લાગ્યું.

પ્રશાન્ત ચિત્ત ગણાતા અવનીશના આંસુથી ફલક ભીંજાયું.

*　　　*　　　*

ચિત્રાને અવનીશમાં અજબ ફેરફાર થતો લાગ્યો. વ્યોમ વિહારી પક્ષી ધરતી પર પગ માંડે; જલસિકરથી દૂરને દૂર રહેતાં જલિનીદલ જલમાં જ સમાઈ જાય, એમ કેવળ કલ્પનાવિહાર કરનાર કલાધર ભૂતલ પર કશાની ખોજ કરતો એને લાગ્યો. અને એ શેની શોધ હતી ? એ શું ઢૂંઢતો હતો ?

એ ચિત્રનો વિષય શોધતો હતો ? છી...છી...એ વિચાર જ અવનીશને અને પોતાને પણ અન્યાય કર્તા હતો. ત્યારે એ નિરીક્ષણ કરતો’ તો ? ના...ના...એ વિદ્યાર્થી અવસ્થા એણે ક્યારની વટાવી હતી.

ત્યારે? ત્યારે?

એની બ્હીક સાચી હતી? જનમ જનમનાં તપ એળે ગયાં? કલ્પનાસૃષ્ટિનાં ખંડિયેરને પણ જીવવાનો હક્ક ન હતો?

ચિત્રાનો ગર્વ ગળી ગયો.

× × ×

પણ એના ગૂમાનની ભસ્મમાંથી ભક્તની ભક્તિ જાગી. અભિમાનના કજ્જેલા અંગારાએ એકલક્ષી ભાવના જન્માવી, ચિત્રાના ઓછાયામાંથી સાચી ઊર્મિયો પ્રગટી.

પતિને પોતાના તરફ પરાઙ્મુખ કરનારી એની કલાને વન્દન કરી એણે પૂજ્યપદે સ્થાપી.

× × ×

ફરીથી એકવાર તારીખીઆં પરનાં પાનાં પ્રચંડ વાવંટોળની ઝડપે ઉડ્યાં. તારીખીઆં પણ પલટાયાં.

અવનીશ એની ખોળમાં હતો.

ચિત્રા એની સાધનામાં હતી.



કોઈને તરણાં ઓથે ડુંગર દેખાતો નહિ.

* * *

કલાકારના અભિમાનને સંતોષવા એ પૂરતું હતું. કલાકારની કલાને પ્રેરવા એ ઘણું હતું.

લજ્જા, શૃંગાર, અને ભક્તિના ધનિક ઉપાસકે 'બંસીઘેલી'ના ચિત્ર સારુ ભારે ઈનામ જાહેર કર્યું. પ્રેમલક્ષણા ભક્તિ, અને ગર્વલક્ષણા

ભક્તિનું એકીકરણ સાધવાનો એમને એ અનુપમ ઉપાય લાધ્યો હતો. પ્રેમબંસી અને પ્રશંસાબંસી સાથે બજાવી શકાય એથી રૂડું શું? ઓસરતી જતી ભક્તિમાં પૂર આવશેઃ પાંગરતી જતી કલામાં નવચેતન રેડાશે; અભિમાન સંતોષાશે; ભગવાન રીઝશે; ભક્તોને જન્મ સાર્થક્ય સાંપડશે.

* * *

કલાપારખુ જગતને ખાત્રી હતી. ચિત્રમાં કેવળ રંગના આડાઅવળા લપેડા જોનારને પણ વિશ્વાસ હતો. ઈનામ અવનીશનું જ હતું. પરમ સાધકની એકાગ્ર ભક્તિથી એણે કલાને જીતી હતી. ચિત્રણમાં અંકારાતા ભાવ, એના પાત્રોની રંગની ઝમાવટ એની વિવિધ સજાવટ : બીજા કયા હયાત કલાકારને આટલું આવડતું હતું?

ચિત્રાને તો આ પરમ પ્રસંગ સાંપડ્યો. અવનીશના કલાભવનની અધિષ્ઠાત્રી તરીકે નહિ પણ કલા અને કલાના પ્રિયપાત્ર અવનીશની અનેરી પૂજારણ તરીકે અનોખા શિષ્યભાવે એ કલાભવનને ખૂણે સ્થાન જમાવતી.

પણ ફરી એકવાર એની કલ્પનાનો જુવાળ ઓસરી ગયો. ઓસર્યો તો ખરો પણ પાછળ દુર્ગંધ મારતો પરિપાક પણ મૂકતો ગયો.

* * *

અવનીશને જીવન અસાર લાગ્યું. અનન્ય ભક્તની એકાગ્રતાથી કરેલી કલાની પાદપૂજા અર્થ વિનાની બની રહી. લોકની પોતાના પરની આસ્થા જશે? પોતે પણ શું આત્મવિશ્વાસ ગૂમાવી જ દેવો? એકે ઉપાય નહતો? પણ નિરાશ થવું એ એને માટે સ્વમાનના લોપ જેવું હતું.

એણે ફરીથી પીંછી હાથમાં લીધી. સિદ્ધહસ્તની ત્વરાથી અને ભક્તના આત્મવિશ્વાસથી એની પીંછીએ ફલકને રંગથી ભરી દીધો.

પણ .....પણ......

ઘડપણમાં આંખનું તેજ ઘટે, બુદ્ધિની એકાગ્રતા કમી થાય, એમ એની કલાનો ય આથમતો દિન હતો? 'બંસીઘેલી' પર યોગ્ય ભાવદર્શન એને ન થયું. અને સર્જકને ન સંતોષનાર સર્જન કદી ય બીજાને સંતોષી શક્યું છે?

અવનીશને હાર કબુલતાં હૈયું ભાંગતું લાગ્યું. પણ નરના અવતાર, નારાયણના દોસ્ત, હજ્જાર યુદ્ધના મહારથી, પાર્થને પણ રસ્તે જતાં કાબાએ લૂંટયો હતો એ વાત યાદ લાવી એણે ઉપરચોટિયો સંતોષ મેળવ્યો.

પુરુષની સ્થિતિસ્થાપકતાથી અવનીશે તો સંતોષ મેળવ્યો પણ ચિત્રાનું શું?

× × ×

અવનીશે નિરાશામાંથી નિપજતી નફ્ફટાઈ કેળવવાનો પ્રયત્ન કર્યો. ચિત્રા એની બેપરવાઈ જોઈ મનમાં અને મનમાં મૂંઝાતી.

અને હરિફાઈનો દિન તો આવ્યો અને ગયો.

× × ×

'અદ્‌ભૂત' 'અદ્‌ભૂત' સૌને મોંયે એક જ રણકાર હતો. ગરીબ અને તવંગર; ભણેલા અને અભણ; કલાકોવિદ્ અને સામાન્યજન સર્વનો એક જ અભિપ્રાય હતો. ધરણીધરનું ચિત્ર અલૌકિક હતું. 'બંસી ઘેલી'માં એણે ફક્ત બંસીના તાને મસ્તાન બનેલી રાધાનું જ ચિત્ર દોર્યું હતું. પણ આખાએ ચિત્રમાં અજબ માર્દવ હતું. નમણી

કલ્પના, ઉદાત્ત ભાવનિરૂપણ અને સુરુચિકર રંગપૂરણી : અને આછા વિરોધ ખાતર પશ્ચાત્ ભૂમિમાં બતાવેલી શાન્ત સરિતા : એક બાજુ ઉલ્લાસના ઓઘ ઉલટતા; બીજી બાજુ ઉદાસીનતાની નિરવ અને તેથી જ ભયંકર બનેલી શાન્તિ હતી.

ધરણીધરને શિરે કીર્તિકળશ ઢોળાયો. ધનપાળ શેઠને પ્રશંસા મળી. કલા પારખુ નહિ તો છેવટે કલારખુ બન્યાનો આત્મસંતોષ એ વધારામાં.

અવનીશની હૃદયતંત્રી પણ ઝણઝણી ઊઠી, કલાના જુવાન પણ સિદ્ધહસ્ત ભક્તને એણે વારંવાર વંદન કર્યાં. ચિત્રાના જીવનમાંનો આનંદ લૂંટાઈ ગયો.

× × ×

પણ...પણ...

એ 'બંસી વેલી' કોણ? ધરણીધરનો આદર્શ કોણ? એ કોની પ્રતિકૃતિ હતી?

ચિત્રાની?

અવનીશે બીજી વાર મીટ માંડી જોયું, એ જ આર્જવતા ભરી આંખો, એ જ પ્રેમભાવે નમેલું માથું, એ જ નમણું નાક, એ જ વિસ્મયથી રહેજ ઊઘડેલી મ્હોંફાડ; એ જ એ જ.

પણ ચિત્રા ધરણીધરનો આદર્શ ક્યાંથી બની?

પુરુષમાં અભિમાન અને ઈર્ષ્યા બન્ને હાથમાં હાથ મિલાવીને ચાલે છે. એક ઘવાતાં બીજું વ્હારે ચઢે છે. કલારસિકની સૂક્ષ્મ કલાભક્તિ ભૂંસાઈ ગઈ. સ્વત્વની ભાવનાએ જગાવેલી નિરાશા પુરુષત્વના

ખ્યાલમાં ભૂલાઇ ગઇ. નિષ્ફળતાનો ક્ષોભ વિસરાઈ ગયો. રહી ગઈ માત્ર અસૂયાની ધૂંધવાતી આગ.

× × ×

ચિત્રા—એકલક્ષી ચિત્રા, વિશ્વાસુ ચિત્રા, એના ઉત્સાહની અટારીઓ તૂટી ગઈ. એનો વિશ્વાસ ધૂમાડામાં બાચકા જેવો નીકળ્યો.

અવનીશ સફળ ન થયો એનું એને ઝાઝું દુઃખ ન હતું. એની બેપરવાઈએ ચિત્રાના દિલમાં મોટો વડવાનળ સળગાવ્યો હતો.

એના આત્મમંથનમાં એણે કેવળ આત્મવંચના જ અનુભવી. ફળની અપેક્ષાએ બાધા આખડી કરતા ભક્તજનની દાદ કે ફરિયાદ ન સૂણનાર દેવદેવી છેવટે તો ભક્તજનની નિંદા જ સાંભળે છે તેમ ચિત્રાએ ઘડી બે ઘડી તો તેના આદર્શને જ વખોડયા.

પણ એણે તરત જ સ્થિરચિત્તતા મેળવી.

આદર્શ જૂઠા ન હતા.

દેવ ખોટા ન હતા.

દેવની કૃપા પામવાની ક્રિયાએ બાધા આખડી નથી. દેવનો પ્રેમ મેળવવા તો પ્રેમી બનવું પડે. જળસ્થળમાં દેખાતા દેવને નિરાસક્ત સ્નેહથી ભેટવું જોઈએ.

આદર્શની ભક્તિ, નિરાશાએ જન્માવેલા પ્રેમ વાટે ન થાય.

કલ્યાણપદ પામવા કલ્યાણકારી બનવું પડે.

પૂર્ણપદ પામવા પ્રેમી બનવું પડે.

અને, પોતાની સાધના ?

કેટલી અધૂરી? કેટલી પાંગળી? કટલી સ્વાર્થી? કેટલી સંકૂચિત?

ચિત્રાની આંખમાં આંસુ ન હતાં.

* * *

અવનીશ દોડયો.

પણ ઉંબરામાં જ એને ધરણીધર મળ્યો. અને લૌકિક વ્યવહારે આવેશ પર કાબૂ મેળવ્યો.

પણ ઉમળકા વિનાનાં, પ્રશંસાના વચન સાંભળવા ધરણીધર નહોતો આવ્યો. એ તો આવ્યો હતો માફી માગવા—આશીર્વાદ લેવા.

અવનીશના કલાભવન સામે જ ધરણીધરનો એક મિત્ર રહેતો. કેવળ કુતૂહલમાં જ એણે કલાભવનની અધિષ્ઠાત્રી જેવી ચિત્રાની—અવનીશની કલા પર મુગ્ધ બનેલી ચિત્રાની છબી ખેંચી હતી. ધરણીધરે તેનો ઉપયોગ કર્યો હતો.

* * *

અવનીશને પારાવાર દુઃખ થયું. સુરદાસને આંગળીને છેડે લાધેલી મોક્ષની બારી ચૂકતાં પણ એટલો ખેદ નહિ થયો હોય; કારણ કે એ વાટે મોક્ષ મળશે એટલું તો એ જાણતા હતા ને?

પણ પોતે કેવળ મૂર્ખો ન હતો. આંધળો પણ હતો. અને... અને...

મનુષ્ય દેહધારી પ્રેરણા એની પાસે આવી એ જોવા એને આંખો ન હતી. પણ કુતર્કના દોર્યા તરંગે ચઢવાની બાધાઈ હતી.

અવનીશનું હૃદય પશ્ચાતાપના ભારે કુમળું બન્યું. એ ફરી દોડયો. પણ વ્યર્થ, વ્યર્થ.

ચિત્રા અવનીશના ફલક સામે જ મીટ માંઠી બેઠી હતી.

પ્રાયશ્ચિતના પાણીથી પાપ ધોવા આવેલા અવનીશમાં ફરી પાછી કલાભક્તિ જાગી. કશું ય બોલ્યા વિના એણે ફલકને રંગથી ભરવા માંડ્યું.

પણ એની એકાગ્રતા તૂટી.

ચિત્રા? એ તો ચિત્રાનો દેહ હતો. એનો આત્મા તો ક્યારનોય આદર્શની ભાવના પૂજા કરતો હતો.

બબાકળો–અવનીશ ચીસ પાડી ઉઠ્યો.

એ ચિત્ર અધૂરું જ રહ્યું.

કલાભવન, અધિષ્ઠાત્રી કે પૂજારી વિનાનાં સૂના મંદિર જેવું બની રહ્યું.

# એક વિચિત્ર પ્રેમવાર્તા

શ્રી. જીતુભાઈ મહેતા

ઓરડામાં અવાજો થયા જ કરતાં પણ એમાં માણસની બોલીનો અવાજ જવલ્લે જ દડતો. ટેબલ પરથી શીશી ઊંચકાય અને પાછી એ ટેબલ પર પડે, ખુરશીને આસ્તેથી ખસેડવામાં આવે, બારી દેવા અને ઉઘાડવામાં આવે અને આ બધા અવાજોની વચ્ચે ઉધરસનો અવાજ લટાર લે—એ ઓરડા પાસેની ઓશરીમાં તમે બેઠા હો તો જ તમને એ ઓરડાના અવાજોનું વિચિત્ર રૂપ સમજાય. તો જ તમને ખ્યાલ આવે કે માણસની બોલીથી ટેવાઈ ગયેલા કાનને એ બોલી વિનાનું જીવન 'સંભળાય' છે ત્યારે એના પર શી અસર થાય છે. સાજ પર હાથ ફરતો હોય, આંગળીઓ સ્વર ખેંચવા તણાતી હોય છતાં તમને કાંઈ જ ન સંભળાય, પક્ષીનું ગળું ગોટો થઈ ફુલાતું તમે જુઓ છતાં એક પણ સીટી કાન પર ન આવે તેના જેવો આ અનુભવ એ ઓરડામાં અવાજો મહિનાઓથી પુરાયા હતા અને નિયમિત રીતે એ અવાજો જાગતા અને સૂતા.

એક ડૉક્ટર પોતાના કુટુંબને લઈને ઘણા વખતે સીનેમા જોવાનું મેળવી શક્યો હતો એને માટે આ ઓરડો જવાબદાર હતો. પક્ષી માળામાં જતાં હૂંફ મેળવે એ રીતે આ ઓરડો પણ ડૉક્ટરનો માળો બની ગયો હતો. એમને અહીંથી ચણ મળી રહેતી.

"આ ઇન્જેક્શનની ફીમાંથી મારા જન્મદિવસે જરા લહેર કરી એનું બીલ આવ્યું છે તે ચૂકવી દેવાશે."

"મોદીનો પૂરો આંકડો આ વખતે નહિ અપાય'

ન છૂટકે આવો વિચાર એમની મગજની નસમાં દોડી જતો. કોઈકની બિમારી એની આર્થિક બિમારીને હટાવતી.

આ ઓરડામાં એક સ્ત્રી ખાટલો નાખી મહિનાઓથી તે પર જડાઈ ગઈ હતી. ક્ષયને આ ઘાટીલા શરીર પર પડાવ નાખવાનું સૂઝ્યું હતું. આ શરીરમાં મેઘધનુષ્યના તમામ રંગોની દવા જઈ આવી હતી. આ રંગોની પીચકારી ભરી ડૉક્ટર ક્ષયની હોળી શમાવવા મથતા હતા. ઇન્જેક્શન પહેલાના આયોડીનના કેસરી ડાઘાનો બાવટો પર ગંજ ચડ્યો હતો. આમ છતાં સ્ત્રીનું સ્મિત ઉપટ્યું નહોતું. એના કપાળનો રાતો ચાંદલો આથમી જવામાં સમજતો જ નહોતો. ખાટલા પાસેની આરામ ખુરશીમાં આ સ્ત્રીનો પતિ આખો વખત બેસી રહેતો. મહિનાઓથી એ ત્યાં જડાઈ ગયો હતો. આ આદમી ઓરડાનું ફરનીચર બની ગયો હતો. બોલવાની એની આદત લગભગ છૂટી ગઈ હતી. સ્ત્રી ખાસ વાત કરી શકતી નહોતી. અને પોતાનો અવાજ ખલેલ પાડશે એ ભયથી આદમી પણ મૂંગો જ પડી રહેતો. કોઈક વાર ચોપડી વાંચતો, પણ ખાસ કરીને તો પત્નીને દવા આપવી, તાવ માપવો, બારી દેવી કે ઉઘાડવી, દર્દીને ખુન્નસ ઓઢાડવું અને ઘામ હોય ત્યારે એ ખેંચી લેવું. ધુપશળી સળગાવવી 'પોઈશા'નો ફુવારો છોડવો—આ કામમાં એના મહિનાઓ ચાલ્યા ગયા હતા. બહાર ફરી આવવા માટે સ્ત્રી બહુ કહેતી ત્યારે એ વાતને એ હસી કાઢતો પણ ડૉક્ટર જ્યારે ઓરડામાં આવતા ત્યારે બહારની વાતો આંહી ઢોળી જતા.

'કાલે સાયગલનું પીક્ચર જોઈ આવ્યો.'

'એકલા ગયા હતા કે ભાભીને લઈ ગયા'તા ?' ઇન્જેક્શન પહેલાં થોડી વાતો કરવાની આ ક્ષયના દર્દીને છૂટ મળી હતી એટલે એ સ્ત્રીએ ડૉક્ટરને આ સવાલ કર્યો.

"તમારી ભાભી મને રેઢા મૂકે એવાં ક્યાં છે?"

આવા વાક્યો રચી ઓરડો મૂંગો થઈ જતો અને પછી એ માણસની બોલી બાદ કરીને અવાજ કરતો.

આખી સવાર તો સહેલાઈથી નીકળી જતી; બપોર નીકળી જતી પણ સાંજ ઓરડામાં બરાબર ખૂંતી જતી—એ કેમે જતી નહિ—અજવાળું ખસવા જાય અને અંધારું આવવા જાય—આ બન્ને સામસામાં ભટકાય ને પસાર થાય તે વખતની ક્ષણો—જ્યારે અજવાળું પણ નહોય અને અંધારુંય ન હોય—આ ક્ષણો બહુ લંબાતી. આ ક્ષણોના પગમાં કોઈએ વજનદાર લોઢું પહેરાવ્યું હોય એમ લાગતું. છતાં ઓરડાનાં એ બે જણાં એ વિષે કાંઈ બોલતાં નહિ. મનના પટારામાં બધું ભરાતું અને ઠલવાતું. વાચા સુધી એ કદી પહોંચતું નહિ.

ખાટલા પર સૂતેલી પત્નીનું મગજ આવે વખતે છૂપા બુટ્ટાઓ ઉડાવતું: મનમાં ને મનમાં સામે બેઠેલા પતિ સામે જોઈ એ વિચારે ચડતી...

"......બોલતા નથી પણ જરૂર મારી માંદગીનો એને હવે થાક ચડ્યો છે. આમ ને આમ કેટલાં દી' બેસી રહે?...એેલા કાંઈ મોતની વાટ જોવાની હશે?...છાનું છાનું બધું જોઈ લઉં છું. વાંચવામાંય ક્યાં એનું મન લાગે છે?...એ તો થોડાઘણા પૈસા એમણે એકઠા કર્યા છે માટે આમ બેસી રહે...મને કેમ કરીને એ બધું કહે? હું જાણી ગઈ છું. આ ક્ષયમાંથી હું બેઠી થવાની નથી. છાનું છાનું હું સાંભળી ગઈ છું. ડૉક્ટર એકવાર ધીરા અવાજે બોલી ગયા હતા..."

ડૉક્ટર સીનેમા જોવા ગયા હતા?...શું કામ ન જાય? ફીલમ કેવી હશે? મારા પતિ મને ઘણીવાર લઈ ગયા છે. પરણીને અમે સાથે ફીલમ જોઈ છે...પછી ગાડીમાં બેસી ફરવા ગયાં હતાં...સીનેમામાં અંધારું થયું ત્યારે આ સામે બેઠા છે ને...અત્યારે કેવા મૂંગા લાગે છે...એણે એ અંધારામાં મારી બાજુમાં આવી કેવી વાત કરી હતી? ...એ કહેવાય નહિ, કોઈને કહેવાય નહિં. પરણ્યા પછી પણ એ ભારે મસ્તીખોર લહેરી. હું એને ટોકતી...ખોટું નાટક કરતી...... આ દવા બહુ આકરી લાગે છે. પેટમાં બળતરા ચાલી...આગનો રેલો ચાલ્યો. મુસંબીનો રસ માગું? ના, ના, એ ઊંઘતા લાગે છે. આંખો ખીડાઈ છે. ઊઠીને પ્રાસે બેસી જાઉં? પગ ક્યાં ઉપડે છે?...ઉઠાય કેવી રીતે? ખાટલામાં ફરવાનાય વાંધા આવે છે......મારી દવામાં ઘેન લાગે છે. એ ઘેન સારું. સુવાડી તો દે...આ બારી ચોરસને બદલે ગોળ બનાવી હોય તો......એ હવે ગાતાય નથી...ડૉક્ટરે ભડકાવી માર્યા છે...ખલેલ પડશે એ બ્હીકથી એની બોલી જ એ ભુલી ગયા છે...મુસંબી માગું? ...ના...ના...એ સુતા છે."

* * *

અને મનમાં ને મનમાં આવા ભાંગેલા વિચારો, પ્રસંગોના ટેકડા મારતા. આ મનના મણકાઓ પત્નિના ભાગીદાર બનતા. વાચા સુધી એ પહોંચતા નહિ.

હવે પત્નિને ઊંઘ આવી ગઈ. અને પતિની આંખ ઊઘડી ગઈ. હવે પુરુષનું મગજ કલ્પનાની કેડીએ ચાલવા લાગ્યું—એ પણ બુટ્ટા ઉડાવવા લાગ્યું.

'એને જરૂર ખબર પડી ગઈ લાગે છે કે ટી. બી. એને લાગુ પડ્યું છે. મોત માટે વાટ જોઈ બેસી જ રહેવાનું? આ ડૉક્ટરો આવા રોગને દાબી દેવામાં કેમ આગળ વધ્યા નહિ હોય?...જીવન જેના પર ચોકડી

મૂકી દે એ બિમારીનું નામ ક્ષય–ખોટો રૂપિયો...આ શબ્દ મેં કેટલી બધી વાર સાંભળ્યો છે?... હજુ પણ એનું સ્મિત મેલતી નથી... મને રાજી રાખવાનો આ અભિનય છે. ડૉક્ટર મુરખ છે...હોંશમાં આવી જઈ સીનેમા જોઈ આવ્યાની વાત કરો છો....પછી આને ખાટલો વસમો લાગેને? બ્હારની દુનિયાનું અંતર વધી જાય ને...ઈંજેક્શનથી સારું પણ થઈ જાય...ના, ના આખરે ખોટો રૂપિયો... મુસંબી હજુ લગી કેમ માગી નહિ? જગાડું? સૂતી છે. ભલે સૂવે...આ ડૉક્ટર સોએ સો ટકા મુરખ છે. મને આ જાતિયશાસ્ત્રની ચોપડી શીદ આપી ગયા? એમાં ચિત્રો છે, હમણાં વાંચું?...જવા દોને...હવે જાગવી જોઈએ. પગ સંકોરી લે છે પૂછું કે મુસંબી જુવે છે કે નહિ...ના, ના ભલે સૂતી...આ ક્ષય એનાથી આઘો જતો નથી. હું પણ ક્યાં એનાથી આઘો થાઉં છું...આવો વિચિત્ર વિચાર કેમ આવ્યો...?

ફરી પતિની આંખ મળી ગઈ.. સામેની બારીમાંથી પવનનો ગોટો અફળાયો, તરત જ એ જાગી ગયો. બારી દઈ આવ્યો. અને ત્યાર પછી ઓરડાના અવાજો શરુ થયા. માણસની બોલીને બાદ કરતા... શીશીઓ ટેબલ પરથી ઉંચકાણી અને પાછી મુકાણી. ખુરશી હલી ચલી. ઓશરીમાંથી આ અવાજો ડૉક્ટરની નોંધપોથી લખતા હોય તેવા લાગ્યા.

......આ ઓરડા ને ઓશરીની બ્હાર—ઘણે બ્હાર. ઉન્હાળો ઊગતો હતો, મોર ગલ પર ઊગતો હતો, માળાઓ અને પંખીઓના હૈડ્રા પર ઊગતો હતો. ઝાડમાં જીવન ભરતો ભરતો એ ચાલ્યો ગયો અને ભીના પગે ચોમાસું આવી પૂગ્યું. અગન, ચંડુલ. દેયડ, ટાશકા, શુધરાં વરસતા વરસાદે નવા માળાની સામગ્રી એકઠી કરવાના કામે લાગ્યાં—નર રંગમાં આવી મસ્તી કરવા લાગ્યા. માદીઓ એ મસ્તીને તપાવી રહી......

અને એ ઓરડાની બારીઓ દેવાઈ ગઈ. વાછંટ આવતી હતી... જરાપણ પવન ન લાગવો જોઈએ એવું ડૉક્ટર કહી ગયા હતા. ઓરડાનાં બે જણાં અંદર જ જકડાંઈ રહ્યાં હતાં. ચોમાસું ચાસકા બોલાવવા લાગ્યું. કાચની બારીમાંથી ઝબકતી વિજળીની વેણી સળકી જતી હતી, તે ક્ષણોમાં બન્ને જણાંઓ આંખથી જ વાતો કરતાં. અને એ સ્મિત ઊગતું. ક્ષયનું દરદ સ્મિત આંચકી શક્યું નહોતું. રાતો ચાંદલો એક ક્ષણ માટે પણ આથમ્યો નહોતો.

બન્ને બોલ્યા વિના મનના મણકા રચવામાં પડી રહેતાં......એક દિવસ અવાજોની ભીડમાંથી માર્ગ કરી વિચિત્ર બનાવ આ ઓરડામાં દાખલ થઈ ગયો. ક્ષયના દર્દીના હોઠ પર જે દવા મૂકવામાં આવી તે શરીરે લગાડવાની ઝેરી હતી. એ દવા શરીરમાં ગઈ અને એ 'રૂપિયો' ખોટો ઠર્યો. એ સ્ત્રી ખતમ થઈ ગઈ. દવા આપનારે શું ભૂલ કરી હતી? મહિનાઓથી ક્ષણે ક્ષણની ચોકસી રાખનારની આ ભૂલ હતી? આટલી મોટી ભૂલ?...કે એણે માયાળુ બનવા માટે આ કામ કર્યું હતું? હેરાન થતી પત્નીને રાહત આપવાનો પતિએ આ માર્ગ કરી આપ્યો હતો?

આ ભેદનો ઉકેલ કોઈ કરી શક્યું નહિ. શું બની ગયું? અકસ્માત! જે હોય તે. એ ઓરડો અવાજો વિના બોડકો બની ગયો. ઓરડાની બહારની ઓશરીમાંથી હવે કાંઈ સંભળાતું નહોતું.

# વહેતાં પાણી

શ્રી. જેચંદ્ર શેઠ

ત્યાં એક બંગલો હતો અને સામે તરુછાયા હતી. અનેક પગવાટો સાગર તરંગ જેમ ઉપડતી, ઢળતી, ચોતરફ જુદીજુદી ટેકરીઓ ઉપર લહેરાતી જતી અને એમાં ભૂલભૂલામણી રચાતી. વાદળો બહુ નીચાં લટકતાં અને દૂરના ડુંગરાઓ ધુમ્મસઘેરા રહેતા. રસ્તાની બંને બાજુએ, બંગલાની આસપાસ સર્વત્ર વૃક્ષઝુંડો હતાં અને અંદર નાની નાની પગદંડીઓ સરી જતી. પરોઢ પડતું અને બુલબુલો ગીત ગાતાં. કોયલો ટહુકતી. નીચેની ખીણોમાંથી ઉપર ચઢી આવતા રાની લોકો હાંકલતાં. ગળે રણકતી ઘંટડીઓ બાંધી હોય એવા બળદોની પીઠ ઉપર પાણીની પખાલો જતી. એ રણકાર કલ્પનાપ્રદેશ સમક્ષ એક નાનુંશું દેવાલય ખડું કરતો. અંદર એક પૂજારણ આરતી ઉતારતી. ઘંટનાદ ગાજતો ઘેરો થતો અને એ અલોપ થઈ જતી રહેતી. હૃદય સ્વર્ગીય સંગીતથી ઉભરાતું. સૂર્યોદય પહેલાં તો હું ફરવા નીકળી પડતો અને પૂર્વની ટેકરીઓ ઉપરથી આકાશના અવનવા રંગો નિહાળતો. ધુમ્મસ ચીરાતું. પહોળો સોનેરી પટો પડતો અને દિવાકર ઊગતો. બાલરવિના સુવર્ણ-કિરણોથી ચમકતાં કેટલાંએ ઝરણો સર્પાકારે વહી જતાં દેખાતાં. હૈયે આનંદ ઊર્મિઓ ઊછળતી. બાજુમાં સાઈસ દોડતો હોય અને ટટ્ટુ ઉપર સુંદર કપડાંમાં સુસજ્જિત ગલગોટાં જેવાં બાળકો કૂદતાં જતાં. ઘૂંટણ

સુધી બૂટ અને ચુસ્ત બ્રિચિઝવાળા યુવાનો અને યુવતીઓ ઘોડો કૂદાવતાં પસાર થતાં. કોઈ યુવાન બાળા ઝડપબંધ ચાલી જતી મળતી. ઠસ્સેબંધ લાકડી ફેરવતો લ્હેરમાં સીસોટી વગાડતો કોઈક યુવાન ચાલ્યો જતો. કાનમાં ધીમે ધીમે ગણગણતાં નવપરિણીત જોડલાં મળતાં અને આ સર્વનો વિચાર કરતો હું મારા પ્રિય સ્થાનકે પહોંચતો. ત્યાં ભાગ્યે જ કોઈ આવતું. સામે ગિરિશિખરોની હારમાળા હતી અને પેલી પારથી સૂર્ય ધીમેથી બ્હાર નીકળતો. ખીણોમાં પ્રકાશ પથરાતો અને ઝાંખ ઉડી જતી. દૃષ્ય આખું ચોખ્ખું દેખાતું અને દેખાવ અતિ રમણીય થઈ રહેતો. ઉપર વૃક્ષઘટા ઝઝુમતી, તળે શીળી છાય પથરાતી અને ખાંકડા ઉપર હું બેસતો. નીચે પહોળી ખાણ દેખાતી અને અંદર એક નદી વહી જતી.

ન્હાનાં ન્હાનાં ટપકાં જેવાં ઝૂંપડાંઓ ચોમેર વેરાઈ ગયાં હતાં. ઝીણા જંતુ જેવાં પ્રાણીઓ આમતેમ કૂદતાં. હું બેસી જ રહેતો. સૂરજ માથે આવતો અને હું ઉઠી પાછો ફરતો. રસ્તા ઉપર તેજજાળીઓ ગૂંથાતી અને સૂકાં પર્ણો કચડતો હું ચાલ્યો જતો.

બે દિવસ થયા હું આવતો ત્યારે મારું સ્થાન ખાલી નહોતું દેખાતું. એક સ્ત્રી મારી જગ્યા રોકી બેસતી, સુંદર હતી. હું જરા દૂર પત્થરને અઢેલી બે હાથ માથા પાછળ રાખી બેસતો. અને એ સહેજ દૂર, પાછળ, મારે ડાબે પડખે, મારા પ્રિય આસન ઉપર વિરાજતી. એ અનુપમ સૌંદર્યવતી હતી. એનું આછું ભરેલું શરીર, ચંપકવર્ણી સાળુમાંથી ગોરું ગોરું દેખાતું. કાળા પાતળા વાળ, સાદી રીતે ઉંચા ઓળેલા હતા. અંદર કેવડાકળી ઘડી વાળીને ખોશી હતી: કપાળ બહાર તરતું અને તીણું નાક કહેતું કે એ ચકોર હતી. શુદ્ધ આકાશ રંગી આંખોમાં પાતાળ કૂવાના ઊંડાં પાણી ઘૂમરાતાં. આછા પાતળા ઓષ્ઠસંપુટ ઉપર જાસુદનો લાલરંગ ઢોળાયો હતો. એક પર એક પગ

ચઢાવી, ઉપર કોણી ટેકવી, હથેલીમાં હડપચી રાખી એ બેસતી. એના એક હાથમાં સુંદર રીતે બંધાયેલું એક પુસ્તક હતું. થોડુંક વાંચતી ન વાંચતી ને એ પુસ્તકને અધઉઘાડું રાખી અનિમિષ નયને બેસી રહેતી. ક્યારેક એના લટકતા પગમાંથી મોજડી સરકી જતી અને વિચારમગ્ન અભાન દશામાં, પહેરતાં પહેરતાં, એ જોઈએ તે કરતાં અનેકગણો સમય વ્યતીત કરતી.

પછી તો એ રોજ આવતી. હું વહેલો આવું તો યે એને માટે તે સ્થાન ખાલી રાખતો. અને એ ચોક્કસ આવવાની જ. હંમેશ જેમ એ કમાન બનાવી બેસતી. જાણ્યેઅજાણ્યે મારાથી એ તરફ જોઈ જવાતું. શાથી, પણ ડોક અને આંખ એ જ બાજુ ફરતાં. ચોક્કસ, એમાં કંઈ મલિન ભાવ ન્હોતો, પરંતુ દૃશ્ય ચિત્તાકર્ષક લાગ્યું. એના હાથમાં પેલું પુસ્તક હંમેશા હોય જ. આશ્ચર્યની વાત હતી કે નિરંતર એ એ જ પુસ્તક કેમ લાવતી હશે? પરંતુ સદા એ એમાં જ ગૂંથાયેલી રહેતી. હું પ્રત્યક્ષ હતો એ વાત એ ભૂલી જતી. આવતી ત્યારે એક નજર નાંખતી અને અમે જુદાં પડતાં ત્યારે એ સહજ ભાવે મને જોતી. એ સહેજ વિચક્ષણ લાગી. આથી મારી જિજ્ઞાસાવૃત્તિ જાગી. પહેલાં પહેલાં હું એને જોતો ફક્ત કુતૂહલ સંતોષવા; પછી તો મને એનો છંદ લાગ્યો. હું ઘેર આવતો તો યે એ યાદ આવતી. જમ્યા પછી બપોરના જરા આરામ લેવા આડો પડતો ત્યાં યે એ નજર આગળ રમતી.

પ્રત્યેક વસ્તુમાં દરેક પળે મને એ જ દેખાતી. પણ હું એની પાછળ ઘેલો નહોતો બન્યો કે એવો મને એનો મોહ પણ ન્હોતો થયો. પરંતુ એ ન્હોતી ભૂલાતી. સંધ્યા પડતી અને હું બહાર વરંડામાં આરામ ખુરશી ઉપર પડી રહેતો. આકાશ રંગીન ચટાપટાઓથી ઉભરાતું. સામેનાં વૃક્ષો સુંદર કાળી ભાત પાડતાં. દૂરની ટેકરીઓ ઘેરી

સોનેરી સુવર્ણી થતી. આભ અને પૃથ્વીની સીમા બાંધતી એક લીટી દોરાતી. ત્યાં ક્ષિતિજમાં યે મને એ જ દેખાતી. શાથી એ મારા જીવનમાં આટલી ઓતપ્રોત થઈ હશે? આમ ને આમ રાત પડી જતી. અને હું એનું સ્મરણ કરતો બેસી રહેતો. પૃથ્વી ઉપરથી અજવાળાં ઓસરતાં અને અંધકાર પથરાતો. એ અંધકારમાં પ્રકૃષ્ટ ગિરિશૃંગો ભળી જતાં ઉપર અસંખ્ય તારાઓ ચમકતા અને મને એની આંખો દેખાતી. ચંદ્ર પ્રકાશતો અને મને એના મોહકવદનનો આભાસ થતો. આ જ સ્થિતિમાં નિદ્રા મારી આંખો ઘેરતી અને હું પલંગ ઉપર ઢળી પડતો.

અમે બે રોજ લગભગ સાથે જ ઘર તરફ જવા ઊઠતાં. ક્યારેક એ આગળ ચાલતી હોય તો ક્યારેક હું. એક દિવસ એ જ પ્રમાણે અમે જતાં હતાં. ઊડતા પાલવને સમારતી એ આગળ ચાલી જતી હતી. એના પગલાંની પાછળ સહેજ ધૂળ ઉડતી. હું એને પગલે પગલે ચાલ્યો જતો હતો. અમારી પછવાડે દૂરથી ઘોડાના દાબડાનો અવાજ સંભળાયો. ઘોડો ખૂબ વેગથી દોડતો હશે. એ સહેજ તરીને ઊભી રહી ગઈ. ઘોડો છારકત મારી પાસેથી પસાર થઈ ગયો. એણે એક ચીસ પાડી. એ વળાંક પાસે ઊભી હતી અને ત્યાં ઘોડો જરા ઝોંકાયો. એ ગભરાટમાં નીચે કૂદી પડી અને એનો પગ મચકાયો. મેં તરત જ જઈ એને મારો હાથ આપ્યો. મારી લાકડીને આધારે એ ચાલતી હતી અને એની બાજુમાં ચાલવાનો મને અણમુલ લહાવો મળ્યો. જે મારા જીવનમાં પસરી ગઈ હતી તેની સાથે મારે આમ મૈત્રી બંધાઈ. તે દિવસ આજે યે નથી ભૂલાતો. હજી યાદ છે. મેં એનું નામ પૂછ્યું ત્યારે નિર્દોષ આંખો વિકસાવી, મારી સામું જોઈ, 'યામિની' એટલું બોલી. કેટલાં અકલિત દુઃખ છયાં એનાં નયનો હતાં! બીજે દિવસે હું ટેકરી ઉપર ગયો ત્યારે એ ત્યાં બેઠી હતી. હું સહેજ નમન કરી મારા પત્થર ઉપર જતો હતો, પરન્તુ એણે જરા ખસી એ જ બેઠક ઉપર બેસવાનો મને આગ્રહ કર્યો. હું ત્યાં જ બેઠો.

અને અમે વાતે વળગ્યાં. એ મને જરા તરંગી લાગી. પૃથ્વી કરતાં એ આકાશમાં વધુ વિહરતી. પરન્તુ એ બહુ વિષાદમય દેખાઈ. એની ઉડતી અધુરી કલ્પના અને વાતોમાં પણ વિષાદ ટપકતો. એની ગૂઢ આંખો વધુ ઘેરી લાગી. મેં એમાં ઘેલછા જોઈ. અમારો મંદ વાર્તાલાપ ચાલતો હોય ત્યારે યે પેલી ચોપડી તો એના હાથમાં જ રમતી હોય. એવું બધું એમાં શું હશે? મારા કુતૂહલને હદ ન્હોતી રહી. અમારી વાતો તો ચાલ્યા જ કરતી. એનું વિશાળ વાંચન એના શબ્દોમાં જ દેખાઈ જતું. એ ઘણું ઘણું સમજતી. સંગીત, રંગો અને વનસ્પતિ, પહાડો સાગરતરંગ, સમુદ્રતોફાન અને સાહિત્ય; એ સર્વ વિષે કંઈનું કંઈ જાણતી. મારા કહેવા પછી પણ એને કંઈક કહેવાનું હોય જ. મારું ગુમાન તો એણે ક્યારનું ખંડિત કર્યું હતું. બાહ્ય વાતો કરતાં કરતાં એક દિવસ અમે અંગત બાબતોમાં ઊતરી પડ્યાં. હું પરણતો નહોતો કારણ કે મારે સ્નેહલગ્ન કરવાં હતાં અને મને મારું મન હરી લે તેવી હજી સુધી કોઈ પ્રણયિની મળી નહોતી. અને પોતા માટે તો એ મૌન જ રહી. વધુ આગ્રહ કરવો મને યોગ્ય ન લાગ્યો.

ત્યાર પછી બે દિવસો સુધી એની નિષ્ફળ પ્રતિજ્ઞા કરતો હું બેસી રહ્યો. ત્રીજે દિવસે, મોડી મોડી એ ધીમે પગલે આવી. શિશિરસીકરે ચીમળાયેલ પદ્મ જેવું એનું વદન શ્વેત અને વિપણ્ણ હતું. એ આવી મારી સહામે જોયા વિના મારી પાસે બેઠી.

'તમારે મારી જીવનકથા જાણવી હતી, નહિ? લ્યો, આ પુસ્તક વાંચો. ગેરસમજુતી કેટલાં વિપરીત પરિણામો લાવે છે તે સમજાશે. એ મારા પતિનું લખેલું છે.' એનાં નયનો જરા સખત થયાં. એક અગમ્ય ભાવ એના મુખ ઉપર તરવરતો હતો. 'આજે એ આ પૃથ્વીથી પર છે અને હું એમના મૃત્યુનું નિમિત્ત છું. વાંચશો એટલે બધું સમજાશે.'

મેં એની પાસેથી એ પુસ્તક લીધું. આજે એ અનોખી લાગી, અને હું મૌન જ રહ્યો. પુસ્તક હસ્તલિખિત સુંદર મરોડદાર અક્ષરોમાં હતું. એનું શીર્ષક હતું 'અમે બે,' આખું તો વંચાય તેમ ન્હોતું; પરંતુ એણે બતાવ્યાં તે જુદાં જુદાં પ્રકરણોમાંથી થોડા થોડા ફકરાઓ મેં વાંચ્યા.

'જુઓ, આ શરૂઆત છે. અમે બાળપણનાં સંગી હતાં.'

મેં વાંચવાની શરૂઆત કરી.

'આ જે હું લખું છું તે તમારા હૃદયને આનંદવા નહિ. એમાં કીર્તિલાલસા નથી. નથી એમાં જગતને સદ્બોધ આપવાની તીવ્ર મહેચ્છા કે નથી ખાસ ઊંડું તત્ત્વ. આ તો મારા ભાંગેલા હૃદયના શોકોદ્ગાર છે. ભાંગેલી સિતારીનાં બેસૂરાં તાન છે. આ લખ્યું એથી કે કોઈક દિવસ એ વાંચે, મને ઓળખે, સમજે. મારા મૃત્યુ પછી યે મને ક્વચિત્ સ્મરી એક ઊનો નિઃસાસો નાંખે. મને એના પ્રત્યે રોષ નથી, તિરસ્કાર નથી, કોઈ દાદ નથી, ફરિયાદ નથી. હજીએ તેને ચાહતો હતો તેમ ચાહું છું. પૂજતો હતો તેમ પૂજું છું. મૃત્યુ પછી એ કરાળકાળની ઘેરી ખીણમાં જીવન જ્યારે દબદબી જાય, પછીએ સ્નેહ કે ભાવ રાખી શકાય, વિના પુષ્પે પૂજી શકાય તો તેને ચાહીશ, પૂજીશ. આ તો મુજ પ્રણયમૂર્તિ માટેની મારી સ્મરણયાત્રા છે. જગત આ વાંચી એક આંસુ પગલી પાડશે તો યે મને સંતોષ છે. પણ જવા દો. મને મારી વાત શરૂ કરવા દો. બધું તમને સ્વપ્ન જેવું લાગશે કારણ કે મારી કથની પણ સ્વપ્નવત્ આછી અધૂરી છે.

'જીવનના કેટલાએ નિર્દોષ અને રસિક, વિષમ અને ઉગ્ર પ્રસંગો ઉપર કાળના અનેક ગાઢા પડદાઓ પડી ગયા છે, છતાં યે નીતરાં પાણીમાં જેમ પાનૂસ મોતી દેખાય તેમ સર્વ ઘટનાઓ હૃદયચક્ષુ સમક્ષ

દૃષ્ટિગોચર થાય છે. અષાઢની એક મેઘલી રાતે. વર્ષાની એક મંદ ઝડી વરસી. ક્યાંકથી આવી. હું માતૃખોળે ઝીલાયો. અને જગત ઉપર શોર મચી રહ્યો. દોડમદોડ થઈ. સાકરો વહેંચાઈ. ન્યાતે પંગત નાંખી અને મારી નામકરણવિધિ આમ ગવાઈ. આ તો મારા એકલાની વાત થઈ. ત્યારે હજી એણે આ પૃથ્વી ઉપર પગરણ નહોતો માંડ્યો. એ તો હશે કોણ જાણે ક્યાંય જ્યાં મનુષ્યની કલ્પનાશક્તિ કે બુદ્ધિ પણ નથી પહોંચી શકતી ત્યાં. દડતાં પડતાં, ઘૂંટણિયાં તાણતાં બે પગો ઉપર ડગમગતા, ત્રણ ત્રણ અષાઢો ઉતારી મેં બે વર્ષ પૂરાં કર્યાં. અને એ લળુંબતા, ઝળુંબતા આંબે બેઠેલી કોયલ ટહુકે ઉતરી આવી. છોકરી છતાં મારા કરતાં એનાં વધામણાં વધુ ગવાયાં. એના બાપની મેડીઓ અમારા કરતાં ઊંચી હતી. 'યામિની, યામિની' કહી સહુ એને હસાવવા પ્રયત્ન કરતાં. અને અમે બે મોટા થતાં ચાલ્યાં. એક જ શેરીનાં અનેક બાળકોમાં અમે જુદાં જ તરી આવતાં. આજે એ બધું સાંભરે છે ત્યારે ફરી બાળક બની જવાય છે, કાચમણી જેવાં વહેતાં બીલોરી પાણીમાંથી એક એક વસ્તુ સ્પષ્ટ દેખાય છે. મ્હારો દેહ એ પાણીમાં ક્યાંય તળિએ જઈ ફરીથી શૈશવ ધરી મારી સમક્ષ રમે છે. હું મને આઠેક વર્ષનો બાળક જોઉં છું. ગરદન ઉપર ઝુલતા લાંબા સોનેરી વાળ અને ઘેનભરી મદીલી આંખો મારી સામે તાકી રહે છે. એક ઢીંગલી જેવી બાળા આવી પેલા સુંદર બાળકની ડોકે લટકી પડે છે. અને બાળક બાલિકાને સહેજ ઉંચકી પ્રેમથી હસી રહે છે. કેટલી સુંદર બાળા ! લાંબા સુંવાળા ચકચકિત વાળ અને એ વયે પણ સહેજ ઊંચે ચઢી. નીચે છૂટતી કમાન જેવી ભ્રમરો—'

અને અહીંઆથી થોડાંક પાનાં છોડી દીધાં.

'સ્મૃતિનાં સ્વચ્છ પાણી ઝપાટાબંધ વહ્યાં જાય છે અને અંદર દૃશ્યો એક પછી એક બદલાતાં જાય છે...'

'બારેક વર્ષનો તોફાની પ્રણય અને એનાથી સહેજ નીચી યામિની, બીજાં નાનાં નાનાં સમવયી બાળક બાલિકાઓ, મીઠી સંધ્યા અને સૌરભ ભરી ભરી ઊડી જતાં પવનવાળી ફુલવાડી; બાળકો આમથી તેમ મસ્ત જેવાં બેપરવાહ દોડી રહ્યાં છે. અનેક રમતો રમાતી જાય છે. કોઈક બોલ્યું. 'ચાલો ઘરઘર રમીએ,' અને બધાં તૈયાર થઈ ગયાં. વહેંચણીઓ થાય છે. ઘર મંડાયાં એટલે લગ્ન તો આવે જ ને! પ્રણય વરરાજા થાય છે યામિની કહે :

'હું વહુ થઈશ પ્રણય હસે છે.'

'ના આજ તો હું થાઉં, ભઈ.' બીજી બોલી.

પ્રણય હસ્યા જ કરે છે: 'યામિની આજ તો કોઈક બીજીને થવા દે !'

'ના, તે વળી કોઈને તારી વહુ શાની થવા દઉં ? તારી વહુ તો હું જ.' અને જ્યારે જ્યારે પ્રણય વર હોય ત્યારે એ જ વહુ બનતી: એના પ્રણયની વહુ બીજી કોઈ થાય તે એને ગમતું નહિ.

અહીંઆ ફરી યામિનીએ થોડાંક પાનાં ઉથલાવી નાંખ્યાં.

'વહી જતાં પાણીમાં આકારો સહેજ મોટા થાય છે.......'

'સોળ વર્ષનો પ્રણય છે. ઊંચી મેડીઓ છોડી બન્નેનાં ગૃહો ગામબહાર નીજનીજની વાડીએ જઈ વસ્યાં છે. બન્ને વાડીઓ પડોશમાં છે. એક ડોગકાર્ટ આવી ઊભી રહે છે. પ્રણય કૂદીને ચઢી બેસે છે. પાછળ ગાડીવાન શાળાનાં અભ્યાસના પુસ્તકો લઈ બેસે છે. ઘોડો ઊછળીને આગળ દોડે છે: મરડાતી ડોક અને કૌવતદાર નર્તન કરતાં પગલાંઓ માંડતો અશ્વ, અશ્વમંત્રે નાચતો ચાલ્યો જાય છે. માથે સુંદર મોરપીછરંગી કલગી શિયાળાની સવારના મીઠા તડકામાં અનેક રંગે

ચમકી રહે છે. ગાડી દરવાજાની બહાર નીકળે છે. ટીળીં...ગ, ટીળીં...ગ ઘંટી વગાડતો પ્રણય લગામ ખેંચે છે અને ઘોડો ઘસડાઈને ઊભો રહી જાય છે એના અસ્થિર પગ નાચ્યા છે. સામેથી દોડતી આવતી યામિની એના સહચરની બાજુમાં ચઢી બેસે છે. ઘોડો ફરીથી ઉછળે છે. ધૂળના ગોટા ઉડાડતી ગાડી અદૃશ્ય થઈ જાય છે—એ તો બેઉ શાળાએ જાય છે. હું આંખો બંધ કરી દઉં છું. દૃશ્ય નથી જોઈ શકતો. પરંતુ પવનવેગી ઘોડાના દાબડા સંભળાય છે. અનેક મીઠી વાતો કાનમાં ગૂંજ્યા કરે છે. તોફાન મશ્કરીઓ અને રસ્તે દેખાતી ચીજો ઉપર થતા બેધડક કટાક્ષો સંભળાય છે. નિર્દોષ મુક્ત હાસ્યો મારું હૃદય ભરી દે છે...ટીળીં...ગ ટીળીં...ગ હું આંખો ઉઘાડું છું અને દૃશ્ય અલોપ થઈ જાય છે......

'જુઓ, આગલા પાનાં તો અમારા એ જ બાળપણનાં છે. હવે અહીંઆથી વાંચો.'

'વીસ વર્ષનો જુવાનજોધ પ્રણય. સહેજ લાંબો અને પાતળો. સૂર્ય હજી ઉગતો હતો. બકુલવૃક્ષ ઉપર ફૂલો હજી ઊઘડતા હતાં, ચોતરફ પારિજાતક પરિમલ ફેલાવતાં વેરાયાં હતાં. અને મોઢે મરકલડાં પાડતી એ દોડતી આવી. પ્રણયને જોયો અને કદંબડાળ પકડી એ થંભીને ઊભી રહી ગઈ. નાહેલ ભીનાવાળ એણે ઢીલે અંબોડે બાંધ્યા હતા. લાલકિનારની સફેદ સાડી પહેરી લતાઓમાં એ ફૂલ જેવી ઊભી હતી. પેલો ઊભો ઊભો હસી રહ્યો હતો.

'યામિની !'

'યામિની દોડે છે. સાત તાળી રમતાં હોય તેમ પાછળ પ્રણય દોડે છે. અને લતામંડપોમાં અટવતાં બન્ને અદૃશ્ય થઈ જાય છે. એક વિજયી હાસ્ય સંભળાય છે——ગામ છોડી, કુંજ છોડી અમારાં કુટુંબો શહેરનિવાસી થયાં હતાં. અમે વિદ્યાપીઠમાં ગર્વ ભર્યાં ઊંચી ડોકે

જતાં. આ તો રજાઓમાં અમારા બાળપણની ક્રીડાભૂમિ ઉપર ફરી બાળક બનવા આવ્યાં હતાં......અને તે જ દિવસની સંધ્યા——'

અહીંયાં યામિનીના ડુસકાં મેં સાંભળ્યાં. ઊંચે જોયું તો સાડીના છેડામાં મોં સંતાડી એ રડતી હતી. થોડીવારે એ ફરીથી શાંત થઈ મને આગળ વાંચવા જણાવ્યું.

'——બેઉ ફરવા નીકળેલાં ચાલતાં ચાલતાં દૂર સુધી પહોંચી ગયાં. તે દિવસે પૂર્ણિમા હતી, ચોતરફ બરફ જેવાં શાંત અને શીળા અમી રેલાતાં હતાં. રસ્તો, વૃક્ષ, વેલી, મધુર અવાજ કરતાં પર્ણો, દૂર ખળખળ વહી જતી નદી—આખું જગત ચાંદનીથી ઉભરાતું હતું. ખુલ્લાં ખેતરોમાં ચંદ્રિકાના ઢગલેઢગલા પડ્યા હતા. અને એમાં ન્હાતાં બેઉ નદી કિનારે પહોંચ્યાં. ત્યાં એક નાનીશી બંગલી જેવું છે. અને ફરતો ખૂબ સાચવીને ઉગાડેલો બગીચો છે, આખી રાત, જગતને ભૂલી બેઉ લીલાં મેદાનોમાં આળોટ્યાં. દૂધ વરસતી જ્યોત્સ્નાંમાં આ સંસારને ભૂલી બન્ને સાવ બેભાન બન્યાં. ઘેરે એમને માટે કેટલી ચિંતા થશે એ વાત એમના ધ્યાનમાં જ ન્હોતી રહી.

'સવાર પડ્યું છે. એક સરખા કાપેલા સપાટ મેદાન ઉપર હજી બેપરવાહ જેવાં પડેલાં છે. કુમકુમવર્ણી લાલ ઉષા ઊગી છે. પંખીઓનાં ટોળેટોળાં આકાશમાં આમતેમ ઊડી રહ્યાં છે, યામિની પ્રણયની બાજુમાં માથું ઢાળી પડી છે. કામલોલ હૈયે બન્ને એક બીજાને વળગી રહ્યાં છે. પ્રણય સહચરીના વાળ, આંખ, મ્હોં—આખું શરીર ચૂમી રહ્યો છે. અશ્વિનની શરદ્ અને જોબનવંતી નાર!...તપશ્ચર્યામાંથી જોગી જાગે તેમ બંને જાગે છે. આંખોમાં આખા સંસારનો આનંદ પી ગયેલ આત્મા જાગ્યો હતો. પ્રેમની અહાલેક જગાવતાં ખાખી જેવા બંને ઘર તરફ પ્રયાણ કરે છે. રસ્તે આખી રાત શોધમાં

રખડી આવતી ગાડી મળે છે અને બંને અડધા જાગતાં, અડધા ઊંઘતાં, એકબીજામાં લપાતાં ઘેર આવે છે.—અને આ પછી અમારાં વેવિશાળ ગોઠવાયા લગ્ન નક્કી થયાં, અને રજાઓ પણ પૂરી થઈ, પાછાં શહેર ભણી.......

'......ચોઘડીયાં વાગી રહ્યાં છે. શરણાઈઓ ગહેકી રહી છે. શોરબકોર મચી રહ્યો છે. સુંદર સેલાં, સાડીઓ અને ઘરચોળાં પહેરી સ્ત્રીઓ ચોગરદમ દોડી રહી છે. રામણદીવડો ગોતીને ઠેકાણે મૂકાયો છે, પ્રણય અને યામિની પરણે છે. પ્રણય હઠ કરે છેઃ 'હું જ મારી વહુરાણીને શણગારીશ.' વડિલો સમજાવે છે પરંતુ એ નથી સમજતો. શિશુકાળમાં એ રમતમાં વર થતો અને લગ્ન વખતે એને ફૂલથી શણગારતો આજે એ સાચે જ, એની વહુ બનવાની હતી, અને એ વહુને શણગારવા ચાલ્યો. સુંદર આરસા સામે યામિની બેઠી છે. શરમ એને ઊંચે નથી જોવા દેતી. આખા શરીરનું લોહી ગાલે ચઢ્યું છે. પ્રણય યામિનીનો શણગાર સજે છે. ચૂંદડી ઉપર પાનેતર, કપાળે દામન, હાથે મીંઢોળ ઉપર હીરાકંકણ; અને એ ઘૂંટણીયે બેસે છે. સહુ એક વાત ભૂલી ગયાં હતાં. એની સહચરીના પગની પાની એ લાલ અલકતક રસથી રંગી રહ્યો છે. સૌ એને વહુઘેલો કહી હસે છે. એ ભક્તિભાવથી સહચરીને નિરખી રહે છે. એની સહચરી એ દૃષ્ટિપાત-સમજી સ્નેહનું એક મંગળ આંસુ પાડી પ્રિયતમને સ્નેહાંજલી અર્પે છે.'

યામિની-નિશ્ચલ, જોતી બેઠી હતી. તેણે કંઈએ બોલ્યા વિના મારા હાથમાંથી પુસ્તક લઈ લીધું. બેચાર પ્રકરણો એમને એમ ઉથલાવી નાંખ્યાં. 'એ પ્રકરણોમાં બહુ મીઠાં સ્મરણો ભરેલાં છે, અહીં આવીને બેસું છું એ સર્વ ભૂલી જવા.' 'પ્રિય મિલન,' 'આનંદ રાત્રીઓ,' 'મારી રાધા' એ પ્રકરણો અને ઘેલી કરી મૂકે છે. એમાં છે ફક્ત

અમારી સ્નેહસમાધિઓ અને એ મારે મન સર્વ કંઈ છે. છતાંયે એ પ્રકરણો જવા દો, એ વિગતો કરતાં બીજી બીનાઓ વાંચો.'

* * *

'ખળ ખળ ખળ............

કેટલાંએ પ્રકરણો હું વાંચી ગયો. એમાં અનેક વાતો આવી. પરંતુ છેલ્લું પ્રકરણ 'આઠ પાનાં' આખા ગ્રંથની તારવણી કરતું હતું. એ એની રોજનિશીનાં આઠ પાનાં રૂપે લખાયું હતું.

"મંગળવાર —

'કહેવાય છે કે મૃત્યુ ક્યારે આવે છે તે કોઈ નથી કહી શકતું. પરંતુ હું કહી શકું છું. આજે મંગળવાર, હમણાં દિલ કંપાવી નાંખે એવી એકાંત સંધ્યા પડી છે. હું પશ્ચિમના ગિરિ ઉપર બેઠો બેઠો લખી રહ્યો છું. અને કહું છું કે આવતા મંગળવારે, આજ સમયે, આજ સ્થળે, આત્માને નહિ પરંતુ શરીરને ત્યાગીશ, શરીરમાંથી આત્મા નહિ ઉડી જાય પરંતુ આત્માને મૂકી શરીર ફડચે ફડચાં થઈ નાશ પામશે. સ્મરણઝરણાં જેવું નથી ઝરતું, પરંતુ સંહારકાળના વિભ્રાન્ત ઝંઝાવાતો જેવું ધુમરાવે છે. ગોરંભતા ગેબ બોલ સંભળાય છે. પ્રેતઘંટા જેવા એના ત્યારે મીઠા લાગતા શબ્દો આજે કાન ફોડી નાંખે છે. જાણે કે મૃત્યુની સ્વારી અને આ સૌ એના સાજ, બજવૈયા અને જાનૈયા.

'મરવું છે. હવે નથી જીવવું. જીવનનો કંઈ અર્થ નથી. હું જીવતો હતો એના હૃદયનો ઉત્કર્ષ જોવા. પરંતુ એ ઈચ્છા હવે નહિ ફળે. એનો તો અપકર્ષ થઈ રહ્યો છે. એણે તો ક્યારનુંએ વિનાશપંથે ગમન શરૂ કર્યું છે. અને એ નથી સહેવાતું. 'દેવી' બને એવી ઈચ્છા હતી. એનું આજ પતન થાય એ કેટલું અસહ્ય ! તોયે એની ઉપાસના કરતાં કરતાં આજે મોત માગું છું, મોત ! મોત !

"બુધવાર—

'એણે અમારી પહેલી રાતે કહ્યું'તું ! 'મીઠા મહેરામણ જેવા થજે. હું ગમે તેવી તોફાની સરિતા તોપણ મને તુજમાં સમાવી લેજે.' ત્યારે અભિમાનથી મારી છાતી ઊછળી. પણ આજે ખબર પડી છે કે હું તો ખાબોચીયું છું. ત્યાં સરિતા ક્યાં સમાવાની હતી? જેવી છે તેવી પણ મારે મન તો પૂજ્ય જ રહેશે. પણ તો યે શાથી નથી સહન થતું? તે દિવસે હું ઓચિંતો ઘેર આવ્યો. અને એને મારાથી અને એનાથી અનેક વર્ષે મોટા......ના કરપાશમાં જોઈ. હું ત્યાંથી ચાલ્યો ગયો. મોડે મોડે આવી જ્યારે બેગ અને બેડીંગ તૈયાર કરતો હતો. ત્યારે એ ત્યાં આવી ઊભી. કદી મારી માફી ન માંગવી એવું વચન મેં એની પાસેથી લીધું હતું; તો એણે માફી નહોતી માંગવી પરંતુ એટલું એ ન પૂછ્યું કે 'ક્યાં જાઓ છો?'

'ત્યારથી રખડ્યો છું, દેશ દેશ. ક્યાં યે શાંતિ નથી વળી, એક અખંડ ઝાળ હૈયું બાળી રહી છે. એ ઠારવા ચીન, જાપાન, રખડ્યો, બાલી, જાવા અને સીયામના શાંત પ્રદેશમાં રમણીવૃંદોથી વીંટાઈ વળવા ઊપડ્યો. લંડન, ચીકાગો અને પેરીસની અશ્રાન્ત ભભુકમાં અંજાવા ફર્યો. હિમાલયનાં ભવ્ય ગિરિશૃંગો ઉપર બરફમાં દટાવા દોડ્યો.— પરંતુ ક્યાંએ શાંતિ ન વળી. એ આગ ક્યાંય ઓછી ન થઇ. નશાબાજ થયો. વનિતાગૃહોમાં ફર્યો, પરંતુ એ ઝાળ ત્યાંએ ન હોલવાઈ. એ તો વધતી જ ચાલી. ફર્યો ! ખૂબ ફર્યો !'

* * *

ગુરુ શુક્ર અને શનિવારનાં પાનાં અમે છોડી દીધાં.

'રવિવાર—

'હું જાગ્યો. અહિંયા જ આજ ગિરિતટ ઉપર. સૌ સ્થળોથી

કંટાળ્યો પછી અહીં આવ્યો, જીવનને નિરર્થક વેડફી દેવું એનાં કરતાં એનો નાશ કરવાનું વધુ યોગ્ય લાગ્યું. આત્માએ અંદર હા મિલાવી.

હજી બે દિવસ બાકી છે.

'સોમવાર—

'કેટકેટલો રખડપાટ ! કેટકેટલો અટવાયો ! અને પછી દશદશ દિશાઓ ગજવતો આઘોષ નાંખ્યો. મોઝમ રાતે આતમ જાગ્યો. અને આજે તો છેલ્લો દિવસ. કાલે તો ઉત્સર્ગદિન, બુદ્ધ પ્રભુનો ઉત્સર્ગ હતો શાંત અને ગંભીર. આ થશે મહાભયંકર પ્રલયકાળ જેવો. મારાં અસ્થિ ચૂર્ણવિચૂર્ણ થઈ જશે. મુરારિ, માગુ છું કે એ ચૂર્ણ સાવ ઝીણી; છેક સૂક્ષ્મ થઈ જાય. એને તારા પ્રેમસૂરથી મંત્રી જગત ઉપર એવું ફુંકી દે કે સૌ હૈયાં એથી ધવાય. મુરારિ ! તારી મુરલી ફરી બજાવ. ફરી તારું પ્રેમસંગીત છેડ. મરીચિકા જેવી હૃદયકુંજોની અગન-ઝાળ આવરી લે. શાંતિ અને સંતોષનાં જલનું સિંચન કર. મુરારિ ! તારી બંસી મેં સુણી. હૃદયના અંધકારમાં વીજળી ઝબૂકી અને મેં અંદર નેહ જોયો. ને ત્યારથી પ્રગટી રહી છે એ અખંડ જ્યોત. એમ પ્રજળાવ સૌની આતમ દીવડીઓ. મુરારિ ! મુરારિ !

'મંગળવાર,'
મોડી સંધ્યા.

'આજનોજ દિવસ છેલ્લી સંધ્યા, છેવટની ઘડી આવીને ઊભી રહી છે. મોજીલો બન્યો. વિતરાગ થયો, ખાક લગાવી ફર્યો અને અંતે અહીં પહાડના ઉન્નત શિખર ઉપર આવી બેઠો. રસ્તો સૂઝ્યો—અને તે આ જીવનવાટ પૂરી કરવાનો. થયું કે લખતો જાઉં અને હું લખવા મંડ્યો. ઇચ્છા હતી કે આમાં થોડોએક આડંબર લાવી શકું. પરંતુ ફરીથી જોઈ જતાં આમાં મારા અનેક ભાવો, અસંખ્ય વેદનાઓ, મારો ઉન્નત પ્રેમ, એના માટેની મીઠી લાગણીઓ સૌ નહિ જેવું જ

વ્યક્ત કરી શક્યો છું. પરંતુ હવે સમય નથી રહ્યો. અંધકાર ફરી વળ્યો છે. નીચે ખીણમાં પણ જીવનની પેલી પાર જેવું જ અંધારું છે. અને ત્યાં મારે જવાનું. તોયે એને જ દૃષ્ટિ સમક્ષ રાખી મરું એમ થાય છે. એને કેવી રીતે નિરખું ? અમારા જીવનનું કયું દૃશ્ય હૃદય-ચક્ષુ સમક્ષ રાખી મરું ? એને તલાવના છબછબીયાં પાણીમાં જલ-ઝીલણીયાં કરતી જોઉં ? પાણીમાં તરતા વાળ અને આંખ ઉપર આવી જતી ભીના કેશની સેરો ખેસવતી, નદીમાં નાવણિયાં કરતી નિહાળું ? વાદીની વાંસળી વાગે અને નાગ જેમ ફેણ ફેલાવી ડોલતો બેસે તેમ એને મારે પગલે બારીમાંથી ડોકાતી પેખું ? હું તે એને કેમ કલ્પું ? કેવી કલ્પું ? પણ એ તો સૌ ભૂતકાળનાં સમણાં. ઘોર અને અંધારાં. હમણાં તો મોતની મહુવર બાજી રહી છે. ડમરૂ ડગડગી રહ્યું છે. સૌ અધૂરી આશ ત્યાંજ પૂરીશ—મધુમાસ અને વસંત. આંખ બંધ કરું એટલું જ બાકી. અને આ તો છેલ્લી જ ક્ષણ, જાઉં છું. હું જાઉં છું......જાઉં છું......'

અહીંયા કથાની પૂર્ણાહુતિ થઈ. એનો નાયક ખીણમાં ગબડતો ગબડતો ક્યાં ય અલોપ થઈ મળી ગયો. યામિની તરફ જોવા મેં ઊંચું જોયું ત્યારે એ ન્હોતી. આંસુથી ભીંજાયલો એનો રૂમાલ ત્યાં પડી રહ્યો હતો. એને શોધતો એના નિવાસસ્થાને હું ગયો ત્યારે માળીએ કહ્યું: 'બાઈ પોતાના ગામ જવા માટે તૈયાર થાય છે.' હું અંદર ગયો. એની આંખો રડીરડીને લાલ થઈ ગઈ હતી. મેં એને રહેવા માટે ખૂબ સમજાવી, પરંતુ એ તો ગઈ જ અને હું એકલો પડ્યો.

ત્યાં તો રજાઓ પૂરી થઈ અને મારે જવાનો સમય આવી લાગ્યો. ફરીથી સંસારની ધૂંસરીમાં, જોડાવા હું ઉપડી ગયો. એ પ્રેરણાઓ પૂરી થઈ. એ કાવ્યો ગવાઈ રહ્યાં એ સંગીતસૂરો બંધ થયા. આદર્શ-સ્વપ્નાંઓમાંથી આંખ ઉઘડી ગઈ. કલ્પનાઓ ઊડી ગઈ. એ સર્વ

સંસાર વૈરાગ્ય જેવું આવ્યું અને ગયું. એ મારા જીવનમાં આવી અને કોણ જાણે ક્યાંય અલોપ થઈ ગઈ. અને હું એને નજીવા સમયમાં તો વિસરી ગયો. અને આમ ને આમ એક વર્ષ વિતી ગયું. હું ફરીથી સંસારને ભૂલવા ઉપડયો. એજ ગિરિતટ ઉપર. એજ સૌંદર્ય, સૌરભ અને સંગીત. ફરીથી યામિની યાદ આવી અને એનો વિચાર કરતો હું બહુ મોડે સુધી બેસી રહ્યો. હું ઘર તરફ જવા ઊભો થયો ત્યારે દૂરથી એક સ્ત્રી અને પુરુષને આવતાં જોયાં. હું સ્હેજ ખંચકાયો. પાસે આવતાં જ—એ તો યામિની હતી. એક અજાણ્યા પુરુષનો ખૂબ પ્રેમથી હાથ ઝાલી એ આવતી હતી. મને ખરેખર એના ઉપર રોષ ઉત્પન્ન થયો. પાસે આવી એ જરાક હસી. પેલા પુરુષને કહ્યું: 'જેમની વાત કરી હતી તે આ જ મહાશય.'

પેલા મહાશય મારી નજદીક આવી મારો ઉપકાર માનવા લાગ્યા, જે વાત એણે પછી મને કહી તેથી મને અચંબો થયો. એ જ ઘટના ઉપર વિચાર કરતો કરતો ઘેર આવી હું મારા મિત્રને કાગળ લખવા બેઠો.

**પ્રિય વિનુ**

'ગયે વર્ષે' મારા પેલા ગિરિવિહાર પછી પાછો ફર્યો ત્યારે તને મેં એક વાત કહી હતી. ત્યારે તેં મને એ મારી હમેશ જેવી એકાદી કલ્પના યા તો સ્વપ્નું ગણી હસી કાઢયો હતો. પરંતુ મને એ યામિની અહીં ફરી મળી છે. હાલ જ એનાથી છૂટો પડી તને આ કાગળ લખવા બેઠો છું. પેલું 'અમે બે' તને મેં વંચાવેલું તે યાદ છે? તારી સ્મરણશક્તિ સારી હશે અને તું બેદરકાર વાંચક નહિ હો તો તને આ પત્ર ઉપરથી બધું સમજાશે.

યામિની અહીંઆ પોતે મૃત ધારેલા પતિ સાથે આવી છે. આખો કિસ્સો કોઈ અજબ છે. વાત એમ બનેલી કે યામિનીના પતિને કંઈ નવલકથા લખવાનો શોખ થઈ આવેલો અને પોતાના જીવન પ્રસંગો

ઉચકી એમાં ઊઠાવી લીધેલા. કેટલાક પ્રસંગોને રસ લાવવા મારી મચડી ઊંધા ચત્તા યોજી કાઢેલા. નવલકથામાંનો એમના બાળપણવાળો ભાગ તદ્દન સત્ય અને અતિશયોક્તિ વિનાનો છે. છેલ્લું પ્રકરણ આઠ પાનાની અંદર નાયક પોતાની પ્રિયતમાને છોડી જવા માટેનું રહસ્યસ્ફોટન કરે છે તે પ્રસંગ અજબ જેવો બનેલો.

યામિનીનો પતિ કોઈ સ્ટીમ નેવીગેશન કંપનીનો મેનેજર છે. એક દિવસ એ ઓફીસેથી આવ્યો અને કાંઈક મજાક કરવા દરવાજા પાછળ સંતાઈ ઊભો રહ્યો. એના એક પુરૂષમિત્ર સાથે વાત કરી રહેલી યામિની ચહા માટે કહેવા જવા ઊઠી; શાથી પણ એનો પગ લચકાયો અને પેલાએ એને બે હસ્તોમાં ઝીલી લીધી. ત્યાં તો ટેલીફોનની ઘંટડી વાગી અને યામિનીએ પોતાના પતિને દરવાજામાંથી પાછો ફરી ટેલિફોન લેવા જતો જોયો. એનું મુખ પોતે ખરેખર ગુન્હેગાર હોય તેમ પડી ગયું. ટેલિફોનનો સંદેશો સાંભળી એનો પતિ તરત જ ફરી ઑફિસમાં ગયો. અગત્યના કામ પ્રસંગે એ જ રાત્રે એને કલકત્તા જવાનું થયું. એ બેગ ભરતો હતો ત્યાં આવી યામિની ઊભી રહી પરંતુ પતિનું મુંઝવાયલ મૂખ જોઈ કશું પૂછવાની હિંમત ચાલી નહિ. એને થયું કે જરુર એણે અર્થનો અનર્થ કર્યો છે. એના પતિને કાંઈક મોટી ધમાલને અંગે કલકત્તાથી સીધું જ રંગુન જવું પડયું. ત્યાંજ આ પુસ્તકનો છેવટનો બાકી રહેલો ભાગ પૂરો કર્યો. એ એના ધંધાની ધમાલ અને પુસ્તક પૂરું કરવાની તમન્નામાં એવો રોકાઈ ગયો હતો કે યામિની ઉપર એનાથી કાગળ પણ ન્હોતો લખી શકાયો.

પુસ્તક પૂરું કરી એણે પોતાના સેક્રેટરી ઉપર મોકલી આપ્યું એવી ઈચ્છાથી કે જરા સારા અક્ષરે એની નકલ કરાવી હોય તો બે ચાર મિત્રોમાં અભિપ્રાય માટે વંચાવવા મોકલી શકાય. એ મહેરબાન શેઠના ટેબલ ઉપર એ ભૂલી ગયા. રોજની જેમ ટેબલ ગોઠવતી વખતે

યામિનીના હસ્તોમાં એ આવ્યું. સેક્રેટરીને બોલાવી બધું પૂછતાં એને લાગ્યું કે સાચે જ એનો લાગણીપ્રધાન પતિ ક્યાંક જીવન ગુમાવી બેસે! એણે રંગુન તાર કરાવ્યો ત્યારે ખબર મળી કે એ તો દશ દિવસ પહેલાં એરોપ્લેન મારફત મુંબઈ જવા ઉપડી ગયો હતો. એ એરોપ્લેન તો ક્યારનું એ આવી ગયું હતું અને છતાં એના પતિનો પત્તો ન્હોતો. એનું મન મૂંઝાવા લાગ્યું અને ખૂબ ગભરાટમાં પડી. ચોપડામાંના વર્ણન ઉપરથી એ પેલા ગિરિતટ ઉપર આવી અને તે જ દિવસે એને ખબર મળ્યા કે એક અજાણ્યા ગૃહસ્થનું શબ બેએક દિવસ પહેલાં ખીણમાંથી મળી આવ્યું હતું. યામિનીને લાગ્યું કે જરૂર એના પતિએ આત્મહત્યા કરી છે.

હવે બીના એમ બનેલી કે કોઈક વ્યાપારી દાવપેચને અંગે એનો પતિ પોતાના નામથી કોઈકને રંગુનથી રવાના કરી છૂપી રીતે તપાસ કરવા ત્યાં રોકાયો હતો. પાછો ફર્યો ત્યારે યામિની મળે નહિ. બેચાર દિવસની તપાસને અંતે ગિરિતટ ઉપરથી લખાયેલ યામિનીનો પત્ર આવ્યો ત્યારે એનો પત્તો મળ્યો. એ પત્રમાં યામિનીએ મૃત્યુને આહ્વાન જ કરેલું. જે દિવસે મેં પુસ્તક વાંચ્યું અને યામિની પોતાને વતન ચાલી ગઈ તે જ દિવસે એનો પતિ અહીં આવી પહોંચ્યો હતો. પરંતુ યામિની તો નીકળી ગઈ હતી. એટલે તે જ દિવસે તે પાછો ફર્યો. પછી તો એ લોકો મળ્યાં, હસ્યાં અને આખો પ્રસંગ એક રમુજી કિસ્સો બની ગયો. એને પોતાની પત્ની ઉપર જરા પણ શંકા ન્હોતી આવી. પેલો પગ લચકાતાં એણે જોયો હતો અને એથી એને હસવું પણ આવ્યું હતું. એ પ્રસંગને નવલકથામાં રસ લાવવા એણે જુદી રીતે મૂક્યો હતો. અને એમ દોસ્ત, અમે ત્રણે પછી એ વાત ઉપર ખૂબ હસ્યા.

અરે હા. એક વાત રહી ગઈ. હંમેશ સવાલો પૂછવાની તારી ટેવને લઈને તને થતું હશે કે યામિની ચાલી શા માટે ગઈ? મેં પણ

એને એ જ પૂછ્યું, એવી બીકથી કે ક્યાંક તારા જેવો આવો પ્રશ્ન પૂછી મને મૂંઝવી ન નાંખે. પરંતુ એનો ઉત્તર એણે એટલો જ આપ્યો કે એ પોતે પણ સમજી નહોતી શકતી. કોઈક અજાણ શક્તિ ખેંચી રહી હોય એવું એને લાગ્યું હતું. બોલ, હવે તો આને સ્વપ્ન નહિ માને ને? કે પછી મારું અધૂરું રહેલ સ્વપ્ન અહીં આવ્યા પછી લંબાઈ ઉત્તરભાગ તરીકે પૂરું થયું એમ ગણી લેશે?'

ડી..........ના સંભારણાં.

*Meena*

## શેત્રુજીને કાંઠે

શ્રી. ઝવેરચંદ મેઘાણી

**શેત્રુજીના** કાંઠા બારે માસ લીલાછમ રહેતા. ગોઠણ ગોઠણ વા ઊંચું ખેવડાનું ખડ આઠે પહોર પવનમાં લે'રિયાં ખાતું. અને બેય કાંઠાની ભેંસો, ડુંગરાના ટુંકને તોડી નાખે તેવાં જાજરમાન માથાં હલાવી, પૂછડાં ફંગોળી ફંગોળી ઉભે કાંઠે ચારો ચરતી. પાસેની ગીરમાંથી સાવજની ડણકો સંભળાતી.

બેય કાંઠે પારેવાના માળા જેવાં આહિરોનાં બે નેસડાં પડ્યાં છે. સવારસાંજ ભેંસોના આંચળની શેડયોને ધમોડે અને છાશને વલોણે બેય નેસડાં સીમ બંધીને ગજવી મેલે છે. અંદર સળી ઉભી રહી જાય એવાં ઘાટાં દૂધ દોણાંમાં સમાતાં નથી. વલોણાં ઘુમાવતી આહિરાણીઓ નેતરાં ઉપર આખાં અંગને એવી તો છટાથી ડોલાવે છે, કે જાણે શરીરમાંથી રૂપની છોળો છલકાઈ ઉઠે છે. કાયાનાં સરોવર જાણે હેલારે ચડે છે.

પહોર દિવસ ચડતાં બેય નેસડાંમાંથી ભેંસો ધોળીને બે છોકરાં નીકળે છે: એક છોકરો ને એક છોકરી: બેયને દસ બાર વરસની અવસ્થા વહી જાય છે. છોકરાને ઉઘાડે માથે વેંતવેંતનાં ઓડિયાં ઓળેલાં હોય છે, ને છોકરીનો મીંડલા લઈને વાળેલ મોટો અંબોડો

ભાતીગળ લૂગડાની કુંચલીમાં ઢંકાયેલો હોય છે. બેયના હાથમાં લાકડી : બેય આંબલીની ઉંચી ઉંચી ડાળીએથી પાકા પાકા કાતરા શોધી કાઢી, લાકડીને ઘાયે મનધાર્યાં નિશાન આંકીને પાડી નાખે, અને વ્હેંચીવ્હેંચી ખાય. વાંદરાં જેવા રમતીઆળ બેય છોકરાં ગોંદરાનાં ઝાડની ઘટામાં ઓળકોળાંબો રમે છે. ઘણીવાર છોકરી એ છોકરાને ઝાલી લે છે. પણ ઘણીવાર તો છોકરો જાણીબુઝીને જ પોતાને ઝલાવા દે છે. આલણદેને ઝાલવી તે કરતાં એના હાથે ઝલાવું, એમાં દેવરાને વધુ આનંદ પડતો. ઘણીવાર તો આ જાણીજોઈને ઝલાઈ જવાની દેવરાની દાનત દેખાઈ આવતી. આલણદે ખીજવાઈને કહેતી કે 'તો કાંઈ નહિ બાઈ! આવી રમતમાં શી મઝા પડે? સાચુકલો તો તું દોડતો નથી ને!'

'તો તો સવારથી સાંજ સુધી ય તારે માથેથી દા નહિ ઊતરે ખબર છે?'

માંહી મોતી પડ્યું હોય તો યે વીણી લેવાય એવાં નિર્મળ, શેતલનાં પાણી ખળ ખળ નાદે ચાલ્યાં જતાં, અને આલણદે ને દેવરો બન્ને ભેખડ ઉપર બેસીને પાણીમાં પગ બોળતાં. બેય જણાંની દસે આંગળીએ માછલીઓ ટોળે વળતી, અને બેમાંથી કોના પગ ઊજળા, તે વાતનો વાદ ચાલતો.

'આમ જો દેવરા, મારા પગ ઊજળા.'

'એમાં શું? કોઢીઆંના પગ તારાથી યે ઊજળા હોય છે. ઊજળાં એટલાં કોઢીઆં!'

'ના, આયરથી ઊજળાં એટલાં કોઢીઆં.'

'એમ તો આપણા ગામનાં ગધેડાં ય ધોળાં હોય છે.'

ઉનાળાના બપોર થતા ત્યારે આંબલી અને વડલાની છાંયડીમાં નદીની લહરીઓથી દેવરાની આંખો મળી જતી. વાગોળતી ભેંસના શરીરનો તકિયો કરીને દેવરો પોઢી જતો, અને આલણદે એકલી ઊભી ઊભી ડોબાંનું ધ્યાન રાખતી. કોઈ કોઈ વાર સમળીઓનાં પીંછાં લઈને દેવરાનાં ઓડિયાંમાં ઊભાં કરતી. કોઈ વાર દેવરાની પછેડીની ફાંટે બાંધેલ બાજરાનો લીલોછમ રોટલો માછલીઓને ખવરાવી દઈ, પછી એ ભૂખ્યા છોકરાને પોતાના હાથનો ઘડેલો રોટલો ખવરાવવા બેસતી. ખાતોખાતો દેવરો બોલતો :

'અરેરે આલણદે ! મારી મા બચારી ગલઢી થઈ ગઈ; એને હાથે હવે તારા જેવા રોટલા થાતા નથી.'

'તો હું તુંને દાડી રોટલા ઘડીને લાવી દઈશ.'

'કેટલા દિ' ? જોજે હો, બોલ્યે પળીશ ને ? ખૂટલ નહિ થા ને ?'

'હાં ! સમજી ગઈ ! તો તો આ લે !' એમ કહીને આલણદે અંગૂઠો બતાવતી.

સાંજે ખાડું ઘોળીને દેવરો પોતાને નેસડે જતો ત્યારે જાણી જોઈને એકાદ પાડરુને હાંકવું ભૂલી જાતો. પાછળથી આલણદે પાડરુ હાંકીને દેવરાને ઘેરે જાતી અને હાકલ કરી કહેતી કે

'એલા દેવરા, રોજ પાડરુ હાંકવું ભૂલી જાછ, તે ભાન ક્યાં બળ્યું છે ? આયરનો છોકરો થઈને આવો ભૂલકણો કાં થાયો ? આ લે, હવે જો ભૂલીશ તો હું મારાં ડોબાં ભેળું હાંકી જાઈશ.'

દેવરાની રંડવાળ મા આ કુંજના બચ્ચા જેવી છોકરીને ટીકી ટીકીને જોઈ રહેતી અને એને ઊભી રાખીને ધોળા તલનું ગુંજું ભરાવી કહેતી 'લે માડી આલણદે, તું રોજ પાડરુ મેલવા આવછ તેનું આ મહેનતાણું.'

તુર્ત દેવરો બોલતો 'મા, દા'ડી દા'ડી તમે એને તલનાં ગુંજા કાં ભરાવો ? ઇ તો હેવાઈ થઈ જાશે હો ? પછી નત્ય ઊઠીને આપણો ઊંબરો ટોચશે.'

દાંત કાઢીને છોકરી પોતાને નેસડે ચાલી જતી.

ડોશી પાડોશીના ઘરમાં જઈને વગર બોલાવી, વગર સાંભળ્યે, ઘેવલી બનીને કહેતી 'જો તો ખરી બાઈ ! કેવી જોડ્ય મળી જાય છે ! આવી છોડી આંગણે આવે તો મારે ભવની ભૂખ ભાંગી જાય ને ?'

'પણ ડોશી ! તમે રાજમાણસ કાં થાવ ? ક્યાં હરસૂર આયરનું ખોરડું, ને ક્યાં તમારો કૂબો !'

'ઠીક માડી ! થયું ત્યારે !' એમ બોલીને ડોસી ડુંગર જેવડો નિસાસો મૂકતી.

## ૨

આલણદેના અંગ ઉપર બાળાપણ ઊતરીને હવે તો જોબનના રંગ ચડતા થયા છે. માથા ઉપરથી મોશલો ઊતરીને હવે તો ચૂંદડી ઓઢાઈ ગઈ છે. હવે આલણદે ભેંસો ચારવા આવતી બંધ થઈ છે; પણ સવારસાંજ માથે પીતળની હેલ્ય મેલી નદીએ પાણી ભરવા નીકળે છે તે વખતે જ એકબીજાંની સાથે ચાર આંખોના મેળાપ થાય છે. અને એમાંય તે, આંખો હજુ મળી ન મળી હોય ત્યાં તો બેય જણાંની પાંપણો, કંજૂસ માણસના પટારા જેવી, તુર્ત નીચે ઢળી પડે છે. બાળપણની એટલી છૂટી જીભ પણ જાણે આજ કોઈ અદીઠ કારણથી ઝલાઈ ગઈ છે ને મોંમાંથી વાચા ફૂટતી નથી. વીરડાને કાંઠે બેસીને પાણી ઉલેચતી પોતાની બાળપણની ભેરૂડીની ચૂંદડીના છેડા નદીના વાયરાની અંદર ફરુકતા હોય, અને એમ થાતાં માથાનો સવા ગજ ચોટલો બહાર ડોકિયાં કરી જોતો હોય, તે જોવામાં પણ એબ

છે એવું માનનારો દેવરો આયર, નીચે ઢળેલે પોપચે, ભેખડ ઉપર સૂનમૂન બેઠો રહેતો.

આલણદેનો બાપ માનશે, એ આશા હજુ દેવરે ખોઈ નથી.

* * *

'ના, ના, મારી સાત ખોટયની એક જ દીકરીને એ ડોસલીના ગોલાપા કરવા સારુ ઢોરની જેમ દોરી નથી દેવી. માવતરમાં ખાવાનું ને પહેર્યાઓઢયાનું અઢળક સુખ લીધું, અને હવે એને એ રાંકના ઘરમાં જઈ થીગડાં પહેરવાં, ખરું ને?'

'અરે આયરાણી, બેય જણાંને નાનપણની પ્રીત્યું છે, અને શું દીકરીને એ દુઃખી થાવા દેશે? વળી આપણને કરીયાવર કરવાની ક્યાં ત્રેવડ નથી?'

'આપણે સોને મઢીએ તોય એ પીટયાં ઉતારી લેશે. એને બે તો છોડીયું છે, ઈ બેય આંકોલ સાંઢ જેવી નણદું બાપડી દીકરીનાં ઘરાણાંલૂગડાં પહેરી ફાડશે. મારે એ નથી કરવું. હું તો અછો અછો સાયબીમાં દીકરીને દેવાની છું. અને આપણને ક્યાં ચિંતા છે? સો ઠેકાણેથી આયરો અવાયા પડે છે.''

'પણ છોડીનું મન......'

'એ તો અણસમજુ કહેવાય. બે દિ' આંસુડાં પાડશે. પછી વૈભવ ભાળશે ત્યાં બધુંય વિસારે પડી જાશે.'

'ઠીક ત્યારે.' કહીને આલણદેનો બાપ ડેલીએ ચાલ્યો ગયો.

## ૩

નેસને પાદર પરગામની બંદૂકો વછૂટી. ઢોલત્રાંસાં ધડૂક્યાં, શરણાઈઓના મીઠા સૂર મંડાયા. પરદેશી આયરની જાન ગાજતેવાજતે

સામૈયે ગામમાં ગઈ, અને તરવારધારી મોડબંધાએ પોતાના ગોઠણ સુધી ઢળકતા લાંબા હાથે સાસરાની ઊંચીઊંચી ડેલીએ ઊભા રહીને તોરણનું પાંદડું તોડયું. વરરાજાનાં તો બબ્બે મોઢે વખાણ થવા લાગ્યાં, અને આયરોની દીકરીઓએ ઓરડે જઈને આલણદેને વાત કરી, 'બેન, આવો આયર કોઇ દિ' ગામમાં પરણવા આવ્યો નો'તો, તું તો બહુ ભાગ્યશાળી !'

રાંદલમાના અખંડ બળતા બે દીવડાની સામે બેઠેલી, ડીલ ભાંગી પડે એટલાં સોનારૂપામાં શોભતી આલણદેનાં બેય નેત્રોમાંથી ડળક ડળક આંસુડાં ચાલવા લાગ્યાં. 'દીવાની જ્યોત એ પાણીવાળી આંખોમાં ઝળહળી ઊઠી: અને રાંદલમાની મલકાતી મૂર્તિ સામે 'બે' હાથ જોડીને મનમાં મનમાં આલણદે બોલી 'હે મા ! તું સુરજડાડાની રાણી થઈને મારી આ ફજેતી થાવા દઈશ ? તારા સતના દીવડા બળે છે, ને શું હું ગાય ખાટકીવાડે દોરાઈ જઈશ ?'

માંડવા નીચે ગામોગામના આયરો એકઠા મળ્યા છે. નીખારેલ પાણકોરાંનાં નવાં લૂગડાં અને માથે પછેડીઓ પહેરી કૈંક જુવાનો કડીઆળી ડાંગ પછાડતા ટલ્લા મારે છે. વરલાડડો ઢોલરો દશે આંગળીએ વેઢ પહેરી બાજડ ઉપર વીરભદ્ર જેવો શોભે છે. સહુ ફુલગુલાબી થઈને ફરે છે; ફક્ત એક દેવરાના અંગ ઉપર જ ઊજળાં લૂગડાં નથી, કે નથી મોં ઉપર જરીકે તેજ. દેવરો ભાન ભૂલ્યો થઈને ભમે છે. બારી ઉઘાડીને આલણદે પછીતે નજર કરે છે, ત્યાં દેવરાને નીચે ઢળેલે માથે ચાલ્યો જતો દેખે છે. આલણદે કહે છે કે

આ ભાદ્દાળા ભમે, [ઈ] રૂપાળાસું રાચું નહિ,
[તું] ડોલરિયો થઇને, માણને માંડવ દેવરા !

'અરે દેવરા ! આંહી ભમનારા આયરો રૂપાળા છે, પણ એ

નાદાનોના રૂપથી હું રાજી થતી નથી. તું મારા માંડવા નીચે શીદ નથી મહાલતો ?'

'આલણદે ! હવે તો ડોસરિયા થઈને ફરવાના દિ' વયા ગયા. હવે બળતાને શીદ બાળો છો બાઈ? હવે તો ભૂલી જાવ ને અંજળ દાણોપાણી લખ્યાં છે તેની સાથે ફેરા ફરો, કંસાર જમો, ને સંસાર માંડો.'

'અરે દેવરા !'

**મળિયા મૂઢ ઘણાય, મનસાગર મળિયા નહિ,**
**(તેની) તરસ્યું રહી તનમાંય, દલ અમારે દેવરા !**

'ને તું મને આજ શે દાવે ઠબકો દઈ રીયો છો ? બોલ્ય ! બોલી નાખ્ય ! છે તારી હિંમત ? છે છાતીમાં જોર ? અબઘડી જ આ મીંઢળ તોડીને ચાલી નીકળું.'

દેવરાએ ડોકું ધૂણાવ્યું.

'હાંઉં ત્યારે. તું જ ઊઠીને મને દોરી દેછ ને !'

**ટોળામાંથી તારવ્યે, (જેમ) ઢાઢું દિયે ઢોર;**
**(એમ) ચિત અમારું ચોર; (આજ) દોરી દીધું દેવરે.**

'દેવરા ! માણસ જેમ પોતાના પશુના ટોળામાંથી એક ઢોરને ખરાડા પાડતું વેચી નાખે છે, તેમ તું પણ આજ મને પશુતુલ્ય ગણીને પરાયાને હવાલે કરી રહ્યો છેઃ રડતી કકળતી દોરીને દઈ રહ્યો છો.'

વરઘોડીયાંને માયરે પધરાવ્યાં: ચોરીએ ચડી ચાર આંટા ફરવાનો સમય થયો પણ આલણદેની કાયા સ્થિર નથી રહેતી.

ફરતાં ચડે સું ફેર, મંગળ આંટા મન વન્યા;
(મારી) આંખ્યુંમાં અંધેર, ચકડોળે ચિતડું ચડ્યું.

વર-કન્યા કંસાર જમવા બેઠાં. પણ એ કંસાર તો કન્યાને મન વિષ જેવો છે:

ચોરી આંટા ચાર, (હું) ફડફડતે હલડે ફરી
(પણ) કેમ જમું કંસાર, દઃખ માને સું દેવરો.

શેત્રુંજીને કાંઠે ઝાડવે ઝાડવાંની ને જળની માછલીઓની સાખે મેં જેની સાથે એક ભાણે બેસીને રોટલા ઘડવાના મીઠા કોલ દીધા, એ પુરુષને ત્યજી હું આજ કોની સાથે કંસારના કોળિયા ભરવા બેઠી? અરેરે, આયરાણીના બોલનું શું આટલું જ મૂલ? વિચારી વિચારીને કન્યા ઝુરે છે. કુળમરજાદનાં લંગર જેને પગે પડી ગયાં, તેનાથી નાસી છૂટાતું નથી.

જાન ઊઘલવાની વેરા થઈ છે. પાનેતરનો ઘૂમટો તાણીને આલણદે ઓરડાની પાછલી પરસાળે થાંભલી ઝાલીને ઊભી છે. શું કરું ! જીભ કરડીને મરું ? કે છેડાછેડીની ગાંઠ છોડીને વનરાવનના મારગ લઉં ? એવા મનસૂબા ગોઠવે છે, ત્યાં દેવરો આવીને ઊભો રહ્યો.

'આલણદે, બાલાપણનો ભેરુબંધ આજ છેલ્લી આશિષ દેવા આવ્યો છે.'

સીધાવો ભલે સજણાં, લીયો લાખેણો લાવ
દેવરા કેરા દાવ, અમ કરમે અવળા પડ્યા.

અંતર વલોવાઈ જતું હતું, તેને દબાવીને દેવરો કોઈ પ્રેત હસે તેમ ખડ ! ખડ ! હસ્યો.

'હાં ! હાં ! દેવરા ! જાળવી જા !

દેવરા દાંત મ કાઢય, દોખી તારા દેખશે;
થાશે હસવું ને હાણ્ય, વાતું એયની વંઠશે.

'આલણદે ! હવે વળી વાત વંઠીને શી થવાની હતી ? હવે હતું એટલું તો બધું ય હારી ગયા. મારાં નાનપણથી સાચવેલાં રતન આજ રોળાઈ ગયાં. હવે શેની બીક છે ? સીધાવો આલણદે ! અને હવે ભૂલી જજો.'

'થયું. હવે તો દેવરા !

કોથળ કાંધ કરે, વાલમ ! થાજે વૈદ;
આવજે તું આહીર, દેશ અમારે દેવરા !

'કોઈક દિવસ અમારી માંદગી તપાસવા વૈદને વેશે, ઓસડીયાંની કોથળી ખભે નાખીને અમારે દેશ આવજે દેવરા !'

સામવીયું સગા ! (કે' તો) પાલખીયું પુગાડીયેં;
આવ્યે આષાઢા ! ડમ્મર કરીને દેવરા !

'હે સ્વજન ! તું કહે તો તને લેવા માટે હું સામી પાલખી પહોંચાડીશ. હે આષાઢીલા મેઘ સમ પિયુ ! તારો મેઘાડમ્બર કરીને પ્રીતિનાં નીર વરસવા આવજે !'

આલણદે વેલ્યમાં બેઠી. પૈ સિંચાણાં. નાળીએર વધેરાયાં. અને જોતજોતામાં તો વલેડું શેત્રુંજીકાંઠાનાં ઝાડવાં વળોટી ગયું. ઘૂઘરમાળના રણકાર, આઘેઆઘેના વગડામાં આલણદે રોતી હોય તેના રૂદનસ્વર જેવા, પાદર ઊભેલ દેવરો સાંભળતો રહ્યો.

'સાજણ ચાલ્યાં સાસરે, આંસુડાં ઝેરી,
પાડોસી હાલ્યાં વોળામણે, માવતર થ્યાં વેરી.

માવતર થ્યાં વેરી ને કીયો
સુખદુઃખ મનમાં સમજી લ્યો.

'કે' તમાચી સુમરો, ગીયાં સાજણ ને તજીયે શેરી;
'સાજણ ચાલ્યાં સાસરે; આંસુડાં ઝેરી.'

૪

નદીને તીરે ઝાડ ઊભાં છે. વેલ્યમાં બેઠેલી આલણદે એ ઝાડમાં પણ પોતાના વાલમનાં સંભારણાં ભાળે છે. 'અહાહા ! આંહી આવીને દેવરો રોજ સવારે દાતણ કરતો. હું એને તાજાં દોહીને ફીણાળાં દૂધ પાતી !

(આ) તરવેણીને તીર, (અમે) સાગવનેય સરજ્યાં નહિ;
(નીકર) આવતડો આહીર, દાતણ કરવા દેવરો.

'અરેરે ! હું માનવીનો અવતાર પામી, તે કરતાં આ નદીને કાંઠે વનનું ઝાડવું સરજાઈ હોત તો કેવું સુખ થાત ?' રોજ મારો પ્રીતમ દેવરો દાતણ કરવા આવત ત્યારે હું મુંગુંમુંગું ઝાડવું થઈને એનાં દર્શન તો કરત ! મારી ડાળીઓ ઝુલાવીને એને વીંઝણો તો ઢોળત ! મારી છાંયડી કરીને એનો તડકો તો ખાળત ! પણ કર્મની કઠણાઈએ હું તો સ્ત્રીનો અવતાર પામી.'

બપોરના તડકા થયા. વૈશાખની લૂ વરસવા લાગી. જાનૈયા ભૂખ્યા થયા. નદીકાંઠો આવ્યો એટલે ટીમણ કરવા માટે ગાડાં છોડવામાં આવ્યાં. સહુએ ખાધું. તે પછી નદીને વીરડે સહુ જાન-

ડીઓએ વીરડો ઉલેચ્યો, પણ પાણી આછર્યું નહિ. જાનડીઓ અરસપરસ હોડ વદી :

'એલી બાઈયું, જેને પોતાનો વર વાલો હશે એને હાથે પાણી આછરશે.'

રૂપાળા છૂંદણાંવાળા હાથની સુંવાળી થપાટો વીરડાનાં ડોળાં પાણીને વાગવા લાગી, પણ પાણી તો એકેય આહીરાણીનાં અંતરની વ્હાલપની સાક્ષી પૂરતું નથી. થાકીને જાનડીઓ સામસામી તાળીઓ દેવા લાગી. ત્યાં બે ચાર જણી બોલી:

'એલી એય, ઓલી વહુ લાડકડીને ઉતારો વેલ્યમાંથી હાથ ઝાલીને હેઠી. જોઈએ તો ખરાં, ઈ નવી પરણીને આવે છે તે વર ઉપર કેવુંક હેત છે ?'

મનની વરાળને પાણી કરીને પાંપણે ટપકાવતી આલણદે વીરડાને કાંઠે આવી. આવીને મંત્ર બોલે તે રીતે મનમાં બોલી:

(આ) વેણુમાં વીરડો, ખૂંદ્યો ન ખમે વીર;
(પણ) આછાં આવજો નીર, જે દશ્ય ઊભો દેવરો !

'આ મારો વીર વીરડો, બીજી સ્ત્રીઓનાં ખુંદણ ખમી શક્યો નહિ. એનાં પાણીને ચોખ્ખાં કરવાનું કોઈથી ન બન્યું. અને હવે એને કેટલોંક ખૂંદવો ? હવે તો હે વિધાતા ! જે દિશામાં મારો પ્રિયતમ દેવરો ઊભો હોય તે દિશામાંથી આછાં નીરની સરવાણીઓ ચાલી આવજો !'

એટલું કહીને જ્યાં આલણદેએ એક જ છાપવું ભરીને વીરડો ઉલેચ્યો, ત્યાં તો પોતાના પિયરની દિશામાંથી વીરડામાં આછી સેર્યો આવવા લાગી. દેવરાનો સંદેશો દેતી હોય તેમ સરવાણીઓ

ખડબડીઆં બોલાવી દેવરાના અંતર સરીખા ચોખ્ખા પરપોટા પાણી ઉપર ચડાવવા લાગી. ઘડીક વારમાં તો વીરડો જાણે મોતીએ ભર્યો હોય તેવી કાળી, વાદળી, લીલી, પીળી ને ધોળી કાંકરીઓ પાણીને તળીએ ચળકી રહી. આખી જાને આછું પાણી પીધું, જાનડીઓમાં વાતો ચાલી કે 'વાહ રે વહુવારુનાં હેત ! ઢોલરો કેવો નસીબદાર !'

૫

વરઘોડીઆનાં સામૈયાં થાય છે. ઢોલરાનું કળશી કુટુંબ કુળ-વહુવારુનાં પગલાં થયાં જાણીને કોડે ઉભરાય છે, પણ વહુને તો એ હેતપ્રીતમાં ક્યાંયે ઝંપ નથીઃ

> સામૈયાના સૂર, ફૂલ-દડો ફાવે નહિ,
> દેવરો મારે દૂર, ઢોલરે મન ઢળે નહિ.

વરઘોડીઆંને ફૂલદડે રમાડો : ગલાલની કોથળીઓ ભરાવો : ઢોલરાને લગનનો પૂરેપૂરો લાવો લેવરાવો : કોડભરી લાડડીને ઓછું ન આવવા દેજો : પણ

> મૂઠી ભરીને માર, ગલાલનો ગોઠે નહિ,
> અંતરમાં અંગાર દેવરા વણ દાગી દીએ.

આલણદેનું શરીર ઢોલરાના હાથના ગલાલના માર શી રીતે ખમી શકે ? એને તો એ ગલાલની મૂઠીઓ સળગતા અંગારા સરખી લાગતી હતી. દેવરા વિના બીજાના હાથનો ગલાલ શે સહેવાય ?

* * *

થંભ થડકે મેડી હસે, ખેલણ લગ્ગી ખાટ.
સો સજણાં ભલે આવિયાં, જેની જોતાં વાટ.

એવા ઉછાળા મારતા અંતરે દોલરો અધરાતે ડાયરામાંથી છૂટો પડીને પોતાના ઝાકમઝોળ દીવડે દીપતા ઓરડા તરફ ચાલ્યો આવે છે. ઓરડામાં કેમ જાણે નાનકડું આભામંડળ ગોઠવાઈ ગયું હોય તેવું, ચારે ભીંતે ચોડેલ ચાકળાચંદરવાનાં આભલાં ઉપર દીવાનું તેજ ચળકારા કરતું હોવાથી દેખાય છે. મારા પગલાંના અવાજ ઉપર કાન માંડીને આયરાણી ક્યારની આતૂર હૈયે ઓરડાને બારણે ટોડલા ઝાલીને ઊભી હશે : એવું ચિંતવતો ચિંતવતો દોલરો જ્યાં ઓસરીએ ચડે, ત્યાં તો ઊલટું પોતાની નવી વહુને મશ ઢળેલ મોઢે ઓરડામાં બેઠેલી દેખીને એના ઉતાવળે ડગલાં દેતા પગ ઢીલા પડી ગયા. માતાએ ઊલટથી શણગારેલ ઓરડામાં આલણદેને શું કાંઈ ઉણપ લાગી હશે? હસીને સામી ડગલાં માંડવાને બદલે સુનકાર હૈયે બેઠી કેમ રહી છે? માવતરની લાડકવાયી દીકરીને મહિયર સાંભરતું હશે? કે શું હું એને મનગમતો નહિ હોઉં?

એવી ચિંતાએ ચડીને, સ્ત્રી જેમ પોતાના સ્વામીને મનાવવા કોમળ ઈલાજો કરે તેમ પુરુષ પોતાની પરણેતરને રીઝવવા માટે મહેનત કરવા મંડયો.

"ચાલ આલણદે! તારો ચોટલો ગૂંથી દઉં. તારાં માથામાં ફુલેલ તેલનાં કચોળાં ઢોળવું. ચાલ, મન ઉપરથી ભાર ઉતારી નાખ."

એમ કહીને દોલરો અડકવા આવ્યો. ત્યાં તો હરણી પારાધીને દેખી ફાળ ભરે તે રીતે આયરાણી કૂદીને આઘેરી જઈ બેઠી.

'કાં?'

ચોટો ચારજ હાથ, ગૂંથ્યો ગોરે માણસે,
(એના) ગુણની વાળેલ ગાંઠ, દોરો છોડે દેવરો.

'આયર ! આ ચોટલામાં તો બીજા હાથનો દોરો ગૂંથાઈ ગયો અને ક્યારૂની એ ગાંઠ વળી ગઈ. હવે તું આઘેરો રે'જે. સંસારને સંબંધે હું તારી પરણેતર ઠરી છું ખરી, ને મરીશ ત્યાં સુધી તારા ઘરમાં રહી તારા ગોલાપા કરીશ. પણ તારો ને મારો છેડો યે અડ-વાના તો રામરામ જાણજે.'

ઢોલરો સમજી ગયો. ઘૂંટડો ગળી ગયો. પણ માન્યું કે થોડીક પંપાળીશ ત્યાં જૂની પ્રીત ભૂલીને નવા નેહ બાંધશે. એવું ચિંતવીને ફરીવાર ફોસલામણાં આદર્યા :—

'આલણદે ! મૂંઝા મા. ઉતાવળી થા મા. એમ કાંઈ આખો ભવ નીકળવાનો છે ? આપણે તો આયર વરણ : જૂની વાતો ભૂલી જવામાં આપણને એબ નથી. આવ આપણે ચોપાટ રમીએ.'

'ઢોલરા ! તું જેવો ખાનદાન આયર આજ શીદ ચીથરાં ફાડી રહ્યો છે ? તુંને ખબર નથી આયર, પણ

સાવ સોનાને સોગઠે, પરથમ રમીચલ પાટ;
(તેદી) હૈયું ને જમણો હાથ, દા'માં જીતેલ દેવરો.

'કાંઈ નહિ આલણદે. તારૂં ચિત્ત ચકડોળે ચડ્યું છે. આજની રાત તું નીંદર કરી જા. મનના ઉકળાટ હેઠા બેસી જશે. લે તને ઢોલીઓ ઢાળી દઉં. સુખેથી સુઈ જા. બીહીશ મા. હું તારી મરજાદ નહિ લોપું.'

એમ કહીને ઢોલરાએ ઢોલીઓ ઢાળીને તે પર મશરુની તળાઈ બિછાવી. પણ આલણદેને તો એ ગોખરુની પથારી બરોબર છે :

કીમ સોઉં સજણાં ! મું સૂતે થે સખ નહિ,
પાંપણુનાં પરિયાણુ, ભાઝ્યા વણુ ભાંગે નહિ.

'મારે શી રીતે સૂવું? મારી એ પાંપણો નોખી પડી ગઈ છે, એ દેવરાનાં દર્શન કર્યા વિના તો ભેળી જ થાય તેમ નથી. પોપચાં બીડાવાની જ ના પાડે છે. જે દિ' એને જોશું, તે દિ' જ હવે તો ઝંપીને સૂશું, નીકર જીવતર આખું ય જાગવાનું છે.'

મનાવી મનાવીને ઢોલરાની જીભના કૂચા વળી ગયા. મનોરથ જેના મનમાં માતા નથી એવો ફાટતી જુવાનીવાળો આહીર આજ પરણ્યાની પહેલી જ રાતે પોતાની પરણેતરના આવા આચાર દેખીને અંતરમાં વલોવાઈ ગયો. એનાં રુંવાડાં બેઠાં થઈ ગયાં. એના શરીરમાં થરેરાટી છૂટી અને હોઠ કમ્પવા લાગ્યા. ધીરે ધીરે ક્રોધ ઉપડવા લાગ્યો. આંખો ત્રાંબાવરણી થઈ ગઈ.

'અરરર ! એક સ્ત્રીની જાત ઉઠીને આટલી હદ સુધી મને તરછોડે? પરણ્યા પછી પણ પારકા પુરુષનું નામ ન છોડે? એમ હતું તો મને પ્રથમથી કાં ન ચેતાવ્યો? મારી ફજેતી શીદ બોલાવી? મને ટળવળતો કાં કરી મેલ્યો? બળાત્કાર કરું? ચોટલે ઝાલીને બહાર કાઢું? કે આંહી ને આંહી કટકા કરું?'

થર! થર! થર! થર! આખું અંગ ધ્રૂજી ઊઠયું. ધગધગતા શબ્દો હોઠે આવીને પાછા વળી ગયા.

'ના, ના. જીતવા ! એમાં એનો શો ગુન્હો? જન્મનો જે સંગાથી હતો, એના પરથી સ્ત્રીનું હેત શી રીતે ખસે? આખો ભવ બાળીને પણ આંહી કુળમરજાદને કાજે મારાં વાસીદાં વાળવા જે તૈયાર થઈ છે, એ શું મારવા લાયક? કે પૂજવા લાયક? હું ભૂલ્યો. મારા સ્વાર્થે મને ભાન ભૂલાવ્યું. આવી જોગમાયાને મેં દુભવી !'

અંતરમાં ઊછળેલું બધું ય વિષ પી જઈને ઢોલરો બહાર નીકળ્યો. ઓસરીમાં પથારી નાખીને ઊંઘી ગયો. આલણદેએ આખી રાતનું જાગરણ કર્યું.

ભળકડું થતાં તો આલણદે ઘરના કામકાજમાં સહુની સાથે લાગી પડી. છાણના સૂંડા ભરીભરીને ભેળા કરવા માંડી, વાળવા લાગી અને તેવતેવડી નણંદોની સાથે છાશનું વલોણું ઘુમાવવા લાગી. સાસુજીએ ઉઠીને નવી વહુને ધૂળરાખમાં રોળાતી દેખી.

'અરે દીકરા, આવીને તરત તે કાંઈ વાસીદાં હોય? મેલી દે સાવરણી. હમણાં તો બેટા, તારે ખાવાપીવાના ને હરવાફરવાના દિ' કેવાય.'

'ના ફુઈ, મને કામ વગર ગોઠે નહિ. પાંચ દિ' વેલું કે મોડું, કરવું તો છે જ ને!'

વહુના હાથ અડયા ત્યાં ત્યાં જાણે મોતીડાં વરસ્યાં. સાસુ ને નણંદો તો હોઠે આંગળી મેલીને ટગર ટગર જોઈ જ રહી, કે ઓહોહો કેવી ચતુર વહુ આવી છે!

પણ વચ્ચે વચ્ચે વહુના હાથમાં સાવરણી ને નેતરાં થંભી જાય છે. વહુને કોઈ બોલાવે તો એ સાંભળતી નથી. આંખો કોણ જાણે ક્યાંય ફાટી રહે છે. એ વાતનું ધ્યાન કોઈને નથી રહ્યું.

જમવા ટાણું થયું છે. સાસુએ હોંશે હોંશે જુઈનાં ફૂલ જેવા ચોખા રાંધ્યા છે. 'વહુ, દીકરા, થાકી ગઈ હઈશ, માટે બેસી જા ફળફળતા ચોખા ખાવા.'

ચોખામાં તપેલી ભરીને ઘી રેડયું. દળેલી સાકર છાંટી. પણ કોણ જમે! વહુ તો બેઠી બેઠી લવે છે કે

ઉનાં ફળફળતાં ય, ભોજનિયાં ભાવે નહિ;
હેતુ હૈયામાંય, દાઝે સૂતલ દેવરો.

'અરે રે, ઉનાં ભોજન તો હું શી રીતે જમું? મારા અંતરમાં દેવરો સૂતો છે, તેની કોમળ કાયા એ ઉના કોળિયાથી ક્યાંઇક દાઝી જાય તો?

એવી વ્હાલાની વિજોગણ એક બાજુથી ખાતી પીતી નથી, ને બીજી બાજુ કુળધર્મનું જતન કરવાનું ક્યાંયે ચૂકતી નથી. પણ દિવસ પછી દિવસ વીતતા ગયા, અંતરના ઉત્પાત સંતાડવા આલણદે બહુ બહુ મથી. તોયે એનું ચિત્તભ્રમ ઉઘાડું પડવા લાગ્યું. મોતીની ઈંઢોણી ઉપર ત્રાંબાની હેલ્ય મેલી સૈયરોના સાથમાં પાદરને કૂવે પાણી ભરવા જાય છે, બધી સૈયરો આઠ આઠ બેડાં ભરીને ચાલી જાય છે, તો યે આલણદેની એક પણ હેલ્ય હજી ભરાતી નથી. પાણીમાં જાણે દેવરાનો પડછાયો પડયો હોય, ઝાડવામાં જાણે દેવરો આંસુડાં વરસાવતો હોય, દિશાઓ જાણે દેવરાની ઘવાયલી છાતીના રૂધિરથી રંગાઈને રાતી થઈ ગઈ હોય, એવી કલ્પના કરતી કરતી આલણદે ઊભી રહે છે. સીંચણુ હાથમાં થંભી રહે છે. એમ ને એમ દિવસ આથમે છે. કૂવામાં પડછાયો દેખાતો બંધ થાય છે, પારેવાં ઘૂઘવાટા છોડીને માળામાં લપાય છે, વાદળાં વિખરાય છે, ને દિશાઓ ઉપર અંધારાના પડદા ઊતરે છે, ત્યારે આલણદે ઠાલે બેડે ઘેર આવે છે, અને સાસુના ઠપકા સાંભળીને લવે છે કે

સીંચણુ ચાળીસ હાથ, પાણીમાં પૂગ્યુ નહિ;
વાલ્યમની જોતાં વાટ, દિ' અથમાવ્યો દેવરે.

'હે બાઈજી! સીંચણુ તો ઘણુંય ચાળીસ હાથ લાંબુ હતું. પણ પાણીને પહોંચ્યું જ નહિ. મારો દિવસ તો દેવરાની વાટ જોવામાં

નિસાસો નાખીને સાસુ બોલ્યાં કે 'અરેરે! આ હરાયું ઢોર આંહી કાંથી આવ્યું? આનું તો ફટકી ગયું લાગે છે. આ તો મારું કુળ બોળાવવાની થઈ!'

૬

સાજણ ચાલ્યાં સાસરે, આડાં દઈને વન;
રાતે ન આવે નિંદરા, દિ'નાં ન ભાવે અન્ન.
દિ'નાં ન ભાવે અન્ન તે કોને કહીએ!
વાલાં સજણાંને વેણે વળગ્યાં રહીએ.

§

સાંજનું ટાણું છે. દેવરો પોતાના ઘરની ઓસરીએ બેઠો છે, ડોસી આવીને પૂછે છે કે

'ગગા, આજ તો તારા સારુ જારનો ખીચડો મેલું છું. આવશે ને?'

'માડી, મને ભૂખ નથી લાગી.'

'ભૂખ કેમ ન લાગે બેટા? ફડશ રોટલો લઈને સીમમાં ગયો' તો, એમાં શું પેટ ભરાઈ ગયું?'

'પણ માડી, હમણાં મને પેટમાં ઠીક નથી રહેતું.'

'બાપુ! ગઈ વાતને પછે ભવ બધો સંભાર્યા જ કેરાય? હવે તથ્યા મેલી દેને એ વાતની?'

'ના માં, એવું કાંઈ નથી.' એટલું બોલતાં દેવરાને ગળે ડૂમો ભરાઈ આવ્યો.

દેવરાની બે જુવાન બહેનો ઓસરીના ખારણીઆમાં ખીચડો ખાંડતી હતી. તેની આંખમાં પણ ભાઈનું ગળેલું શરીર જોઈજોઈને જળજળીઆં આવી ગયાં.

'ઠીક માડી, ખીચડો કરજો. સહુ ભેળાં બેસીને આજ તો ખાશું.'

'બસ મારા બાપ!'

ડોસીને તો જાણે બારે મેઘ ખાંગા થઈ ગયા.

બરાબર એ ટાણે એક બાવો ને બાવણ એકતારો વગાડતા ચાલ્યાં આવે છે, ને એના ભજનનાં વેણ સાંભળીને દેવરાના કાન ચમકે છે :—

પેલા પેલા જુગમાં રાણી! તું હતી પોપટી ને,
અમે રે પોપટ રાય, રાજા રામના.

ઓતરા તે ખંડમાં આંબલો પાકયો ત્યારે,
સૂડલે મારી મને ચાંચ, રાણી, પીંગલા!

ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને,
તું ય નો હાલી મોરી સાથ રાણી પીંગલા!
દનડા સંભારો બબ્બા! પૂરવ જલમના સે'વાસના!

દેવરાને ભજન બહુ પ્યારું લાગ્યું. એણે બાવા–બાવણને બોલાવી પોતાની ઓસરીએ બેસાડયાં. ભજન આગળ ચાલ્યું :–

બીજા બીજા જૂગમાં રે તું રાણી મૃગલીને
અમે મૃગેશર રાય, રાજા રામના.

વનરા તે વનમાં સાંધ્યો પારધીડે ફાંસલો ને,
પડતાં છોડયા મારા પ્રાણ રાણી પીંગલા !

ઈ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને
તોય નો આવી તું મોરી પાસ રાણી પીંગલા !
દનડા સંભારો અમ્મા ! પૂરવ જલમના સે'વાસના !

સાંભળી સાંભળીને દેવરાની છાતી વીંધાવા લાગી:-

ત્રીજા ત્રીજા જુગમાં રે તું રાણી બામણી ને,
અમે હતા તપેસર રાય, રાજા રામના.

કંડળિક વનમાં રે ફૂલ વીણવા ગ્યાં'તાં મંને
ડસીયલ કાળુડો નાગ, રાણી પીંગલા :

ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને;
તોય તું ન આવી મોરી પાસ રાણી પીંગલા !
દનડા સંભારો અમ્મા ! પૂરવ જલમના સે'વાસના !

ચોથા ચોથા જુગમાં રે તું રાણી પીંગલા ને,
અમે ભરથરી રાય રે.

ચાર ચાર જુગનો ઘરવાસ હતો જી રે,
તોય તું નો હાલી તું મોરી સાથ, રાણી પીંગલા.
દનડા સંભારો અમ્મા ! પૂરવ જનમના સે'વાસના !

આડોસીપાડોસી તમામ ભજન ઉપર થંભી ગયાં છે. દેવરા જેવો વજ્રની છાતીવાળો જુવાન પણ આંસુડાં વહાવી રહ્યો છે. ઘરમાં

ઘરડી મા રડે છે, ઓસરીમાં જુવાન બે બહેનો રૂવે છે, પાલવડે આંસુડાં લૂછતાં જાય છે, 'તોય નો આવી તું મોરી પાસ'—ના પડઘા ગાજી રહ્યા છે, તે વખતે વેલ્યની ઘૂઘરમાળ રણકી, અને ડેલીએ જાણે કોઈએ પૂછ્યું કે 'દેવરા આયરનું ઘર આ કે?'

પોતાનું નામ બોલાતાં તુર્ત જ દેવરો ડેલીએ દોડ્યો અને કોઈ પરદેશી પરોણાને દેખીને, ઓળખાણ નહોતી છતાં વ્હાલું સગું આવ્યું હોય તેવે અવાજે કહ્યું :

'આવો બા, આવો. આજ ઘર રામધણીનું ઊતરો.'

ઠેકડો મારીને ગાડાખેડુ નીચે ઊતર્યો. બેય જણા બબે હાથ દઈને ભેટ્યા. બળદનાં જોતર છોડી નાખ્યાં. મહાદેવના પોઠિયા જેવા રૂડા, ગરૂડનાં ઈંડાં જેવા ધોળા અને હરણ જેવા થનગનતા બે બળદોને, અમુલખ ભરતભરેલી ઝૂલ્યો ઉતારી લઈને દેવરે ગમાણમાં બાંધી દીધા. નાગરવેલ જેવું આષાઢ મહિનાનું લીલું ઘાસ નીર્યું. ગળે ઘૂઘરમાળ બાંધેલી તે ગજવતા બેય બળદ ખડ બટકાવવા મંડ્યા. અને પછી હીંગળોકિયા માફાનો પડદો ઊંચો કરીને કંકુની ઢગલીઓ થાતી આવે તેવી પાનીઓવાળી એક જોબનવંતી ઊતરી. વેલ્યનો ગાડાખેડુ મોખરે ચાલ્યો, સ્ત્રીએ પા[illegible] દીધાં. અજાણ્યો ગાડાખેડુ ઓસરીએ ચડ્યો અને ડોશીને ટ[illegible]

'આઈ, આ અમારી બે'નને પોંખી લ્યો.'

ચકિત થાતાં ડોશી બહાર આવ્યાં. આ બેન કો[illegible] શાનાં? આ ગાડાખેડુ ક્યાંનો? કાંઈ સમજાતું નથી. પોતાની સાથેની સ્ત્રીને કહ્યું :

'બોન, બાપ, સાસુને પગે પડ.'

યુવતીએ ડોસીના પગમાં માથું ઢાળી દીધું. વગર ઓળખે ડોસીએ વારણાં લીધાં. દેવરાની બન્ને બહેનો મહેમાનને ઘરમાં લઈ ગઈ. અને દેવરો તો ઓસરીએ આવીને ઢોલરા સામે ચકળ વકળ તાકી જ રહ્યો.

'ઓળખાણ પડે છે?' ઢોલરાએ પૂછ્યું.

'થોડી થોડી! તાજા જ જોયા હોય એવી અણસાર છે.'

'હું ઢોલરો, દેવરા! તારું હતું તેને હું ચોરી ગયેલો. તે આજ પાછું દેવા આવ્યો છું.'

'શું ભાઈ?'

'તારું જીવતર: તારી પરણેતર.'

'મારી પરણેતર?'

'હા બાપ, તારી પરણેતર. દેવતાની સાખે તને વરેલી ઇ તારી પરણેતર. મેં તો ભૂલથી વેચાણ લીધેલી. વહેવારને હાટડે માનવી વેચાતાં મળે છે, પણ માનવીએ માનવીએ ફેર છે એની મને જાણ નહોતી દેવરા!'

'આયેર ભાઈ!' એટલું જ બોલાયું. દેવરાની છાતી ફાટવા લાગી.

'દેવરા, જરાય અચકાઈશ મા. હું પરણ્યો ત્યારથી જ એ તો માની-જણી બોન રહી છે. તેત્રીસ કરોડ દેવતા સાખ પૂરે છે.'

કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝયાં હતાં તેને લૂછતો લૂછતો દેવરો કંઈક વિચારે ચડી ગયો. પછી મનમાં કાંઈક નક્કી કર્યું હોય એવે અવાજે પોતાની માને સાદ પાડયો:

'માડી! બેય બોનુંને પાનેતર પહેરાવો અને કટંબને બોલાવો, ઝટ કરો. સમો જાય છે.'

ઢોલરો ચેત્યો: 'અરે ભાઈ, આ તું શું કરછ ? હું આટલા સારુ આવ્યો'તો ?'

'ઢોલરા, તેં તો એવી કરી છે કે મારું ચામડું ઊતરડી તારી સગતળીયું નખાવું તો ય તારો ગણ ન જાય. અને તારા જેવા આયરને મારી બોનું ન દઉં તો હું કોને દઈશ ?'

'પણ ભાઈ એ—'

'બોલ મા, બાર હોત તોયે ઓછી પડત.

દીકરીયું દેવાય, વહુયું દેવાય નહિ,
એક સાટે બે જાય, ઢાલ માગે તો ય ઢોલરો.

'ઢોલરા, ભાઈ, દીકરીઓ તો દેવાય, પણ પોતાની પરણેતરને પાછી આણીને સોંપી દેવી, એ તો મોટા જોગીજતિથી યે નથી બન્યું. હું બે આપું છું, તો પણ તારું લેણું તો મારા ઉપર ચડેલું જ જાણજે.'

ઘડીયાં લગ્ન લેવાયાં. થડોથડ બે માંડવા નખાયા. એકમાં દેવરા અને આલણદેની જોડ બેઠી: બીજામાં ઢોલરા અને દેવરાની બે બ્હેનોની ત્રિપુટી બેઠી. જોડાજોડ વિવાહ થયા. અને પછી તો એ પાંચ છોકરાં ને છઠ્ઠી ડોસી, છયે માનવીની છાતીઓમાં સુખ ક્યાંય સમાયાં નહિ, છલકાઈ ગયાં. સહુએ સાથે બેસીને જુવારનો ખીચડો ખાધો.

## સૌ સૌનો ધરમ

શ્રી. દુર્ગેશ શુક્લ

'વોય માડી રે ! મોતડીયાં આવ્યાં' ડોકડું વળી ગયેલી ડોશી ટાઢમાં ડગમગતી દાઢી સ્થિર કરવા નિષ્ફળ પ્રયત્ન કરતી બોલી અને સામે કરેલા તાપની વધુ નજીક આવી.

ઉભડક બેસી, પહેરણ ઊંચું લઈ છાતી સેકતો વૃદ્ધ બોલ્યો 'તો ઈમાં ચીયાં એવાં રાંધ્યા ધાન રઝળે ઈમ હતાં, લખમી? આ ઉમરે મોત આવે તો ભલા છૂટયા. પછી ટાંટીયા ઘસવાનો દન તો ન આવે.'

કપાળે હાથ અડાડી લખમી બોલી 'માગ્યે મળતાં હોત તો જોત શું ભગત? હું તો કયારની બે હાથ જોડી વેનતી કરું છું, કે બાપલીયા, હવે ઉપાડી લો, ઘણું જીવ્યાં, ઘણું લીધું ને ઘણું દીધું. ધરતી હારે હવે તે શી લેણદેણ બાકી છે, કે તાંતણો તૂટતો જ નથી?'

છાતીમાં ગરમી આવી એટલે ડોસાએ ખમીસ નીચું કરતાં કહ્યું 'લેણ ને દેણ બાકી હોય તો આપે બીજો અવતાર. પૂરું કરશું ઇ વેળા. શીદને આ ઘયડે ઘડપણ આંતરડાં અમળાવે છે?'

'આજ તો રખડીરઝળી થાકયાં પણ મૂઠી ધાન મળ્યું નથી. દા'ડે દા'ડે માણાના જીવજ ઓછકલા થતા જાય છે. ઈ આ ઉંમરે જોયું

જાતું નથી. બળ્યો જીવ તો હોલદોલ રાખવો જોઈએ. ઈમને પાંચ આંગળની ભરવા જોઈએ ને અમે શો ગનો કર્યો ?. કે'શે મજૂરી કરો, કામ કરો. એલા આ ઉંમરે મજૂરી કરવા કહેતાં શરમાતા નહિ હોય ? શી દુનિયા છે ?'

ડોસાએ ઘૂંટણથી પેટ દબાવતાં નિઃશ્વાસ નાખી કહ્યું 'મલક માથેથી સત ગીયું, લખમી, આ થોડું ઘણું રીયું છે, ઈ આપણે હાલ્યાં કે આપણા ભેળું. પાછળ નરાતાર અંધાર. જીવતો રે' તો જોજે તારી સગી આંખે.'

આ ધર્માવતારના મૃત્યુ બાદ પૃથ્વી પરનું પુણ્ય પરવારી જશે. એવી નિશ્ચયાત્મક વાત સાંભળી ડોશી ઘડીભર મૂગી બની ગઈ. પછી થોડી વારે ઊંડા નિશ્વાસ સાથે બોલી 'મારો દિનાનાથ ઈ દેખાડવા જીવતી નો રાખે ભગત. હું તો તમારા આગળ હાલી નીકળું કે જગ જીતી. હવે તો લાખ વાતે ય ભગવાન મોત આપે એટલે હાઉં.'

સડસડાટ કરતો ઠંડા પવનનો સુસવાટો આવ્યો, અને તાપણા પાસે બેઠેલાં આ વૃદ્ધ સ્ત્રીપુરુષ સીત્કાર બોલાવતાં, તાપની મીઠી જ્વાળાઓ મોં ઉપર ઝીલવા લાગ્યાં.

બન્નેનાં વદન પરની કરચલીઓને ઘડીક અજવાળતો અને ઘડીક મ્લાન કરતો તાપણાનો અસ્થિર પ્રકાશ હવે ઓછો થતો જતો હતો. બળતણ ખૂટ્યું હતું.

ડોસાએ ચિંતાતુર નજરે ચારે તરફ જોતાં કહ્યું 'લખમી, બળતણ તો ખૂટ્યું. રાત શે જશે ?'

ડોશીએ લમણે હાથ મૂક્યો 'આટલામાં કંઈ મળે ઈમ પણ નથી.'

બળે એવું તો ઘણું ય એટલામાં મળી શકે તેમ હતું, પરંતુ એ લેવા જતાં અનેક મચ્છીઓનો સામનો કરવો પડે. અને એ કર

એટલી હિંમત ક્યાંથી લાવવી? થોડેક જ દૂર ગાડીવાળાઓને ગાડીઓ ઊભી રાખવાની જગા હતી, ત્યાં ઘણું યે ઘાસ પડ્યું રહેતું. પણ મોટો ડર મામુદનો હતો. ઘાસના તણખલાંને હાથ અડાડો કે મૂવા પડ્યા સમજો. ઘોડાનો ચાબૂક ને તમારી પીઠ. મામુદો એના ઘોડાને આખો દિવસ દોડાવી દોડાવી થકવે, ને રાતે આવું વેરણછેરણ ઘાસ ભેગું કરી ખવડાવે એવો દિલનો કંજૂસ. હરામ જો ઘોડાના ઘાસ પાછળ ચાર આના ય ખરચે તો. એ મામુદાની નજર ચૂકવી ઘાસ લાવવું એ સહેલ વાત નહોતી.

મામુદો સ્મરણમાં આવ્યો અને ગયો તે સાથે તાપણાએ રજા લીધી. એની જ્વાળા શમી ગઈ. અંગારા થોડીવાર તો તપ્યાં પણ પછી ઉપર રાખ વળી. તાપ મળતો બંધ થયો કે તરત ટાઢનું જોર જણાયું. બેચાર વાર થરથર ધ્રૂજારી ખમવી પડી એટલે ડોસો કંટાળીને ઊભો થયો. કોથળાને ત્રણ બાજુથી ઉતરડી લઈ બનાવેલો કામળો શરીર પર લપેટી ડોસો બોલ્યો 'હું જરા આટલામાં જઈ આવું– કંઈ મળે તો.'

ડોશી ચિંતા બતાવી બોલી 'નો મળે તો રોકાતા નહિ. વે'લા આવજો.'

'ભલે' કહી ડોસો બળતણની તપાસમાં નીકળ્યો.

રાત્રિની શાન્તિનો ભંગ કરતો ઠંડો શિયાળુ પવન સૂસવાટા કરતો હતો. ઘરમાં સંશય પમાડે એવો ખખડાટ થાય, તો યે ગોદડામાં બહાર મોં કાઢી જોવાનું મન ન થાય તેવી ઠંડી હતી ડોસો ધ્રૂજતો ધ્રૂજતો, શરીર પર કોથળો લપેટતો 'ગાડીઓ અહીંયાં ઊભી રાખો' એવું લખેલા પાટિયાવાળા થાંભલા પાસે અટક્યો. ચોતરફ ચોરની જેમ દ્રષ્ટિપાત કર્યો. નીચે પડેલું ઘાસ જોતાં આંખમાં લોલુપતા આવી, પણ બીજી પળે સહેજ જ દૂર; ઊભા ઊભા ઊંઘતા ઘોડાની લગામ

પકડી, ઝોલાં ખાતો મામુદ નજરે પડ્યો. ડોસાની આંખમાં ત્રાસ છવાઈ ગયો.

મામુદ ખરેખર ઊંઘમાં હોય તો થોડુંક ઘાસ વીણી લેવું એવા ઇરાદાથી ડોસો ઊભો રહ્યો. થોડી વારે, ચોરની જેમ ત્વરાથી નીચા વળી, બે હાથે ઘાસનો બાચકો ભરી ડોસો નાસવા ગયો, પણ ત્યાં સામે જ કાળ જેવા મામુદને હાથમાં ચાબૂક લઈ ટટ્ટાર બેઠેલો જોઈ એનાં મોતિયાં મરી ગયાં. હાથમાંથી ઘાસ પડી ગયું.

મામુદે ચાબૂકનો અવાજ કરી આજ્ઞા ફરવાવી, 'બધું ઘાસ ભેગું કરી મારા ઘોડાના મોં આગળ ઢગલો કર, ડોકરા. નહિ તો મુવો સમજી લે'

ડોસાએ કચવાતે મને બધું ઘાસ ભેગું કરી ઘોડાના મોં આગળ નાખ્યું. ઘાસ નાખવા નજીક ગયો કે એના વાંસા પર ચાબૂક પડ્યો. ડોસો ધ્રૂજી ઊઠ્યો.

'મામુદકાકા, રે'વા દો હવે ઘયડે ઘડપણ માર નથી ખમાતો.'

'ચોરી કરવી ને વળી શાહુકારી ?' આ મોટા શાહુકારે બરાડો પાડ્યો.

'ભાઈ, આ તો ટાઢે લઈ વાળ્યાં, તે થોડું ઘાસ લેવા આવ્યો હતો. ટાઢમાં જીવ જાય છે.'

'તો ક્યાં પાછળ કોઈને રોવું પડે એમ છે, ડોસા ? સાલો બુઢ્ઢો થયો તો ય મરવાનો ડર લાગે છે !'

જતાં જતાં ડોસો બબડ્યો 'મરવા તો અબઘડી તૈયાર છું, પણ કંઈ મોત આવ્યા વનાં ? હાથોહાથ તાંતણો તૂટતો નથી, એટલો જીવ બોચો. બાકી હવે શી માયા ? તંબુરો વગાડી પેલું ભજનીયું તો આજકાલ કરતાં વીસ વરસથી ગાઉં છું :

'સંસારી સંબંધ તોડી, જીવ આપ ચરણે જોડી; હું તો બેઠો
બની બાવો, બાવો, બાવો રે !'

ટાઢથી ધ્રૂજતા હોઠ, ધીમે અવાજે ભજનની પંક્તિઓનું અસ્ફુટ ઉચ્ચારણ કરી શાન્ત થયા. એક પ્રકારની કડવાશ પાણીની છાલક જેમ ડોસાના હૃદયમાં છલકાઈ રહી. આજ કેટલાં વરસથી હાથમાં મોર-પીચ્છથી શોભતો તંબુરો ને કરતાલ લઈ, ડોસાએ ભગવાનનું નામ ભૂલતા આ પામર માનવીઓના કાનમાં ભક્તિરસનો મહિમા ગાઈ સંભળાવ્યો હતો ? ને સાથે ઝીણે અને સુરીલે અવાજે મંજીરા વગાડતી ડોશીએ પણ રંગ રાખ્યો હતો. એ પ્રભુભક્તિની જ્યોત અખંડ રાખનારાં ભાવિકોના જ નસીબમાં, જીવનની જ્યોત સાચવવા જેટલીયે સામગ્રીનો અભાવ હોય પછી બધું કડવું ઝેર જેવું ન લાગે ? ડોસાનું દિલ ખાટું થઈ ગયું.

એના પગ પાસેની લાતી તરફ વળ્યા. દૂરથી લાકડાના ગંજ ખડકેલા જોઈ ડોસાએ ઊંડો નિઃશ્વાસ મૂકયો. આમાંથી એકાદ ટુકડો મળે તો આખી રાત સુખમાં નીકળી જાય એમ હતું. પણ પકડાય તો મોટી ચોરી કરી કહેવાય. કાલ સવારે આખું ગામ ભગતની ભક્તિને વગોવે એ વધારામાં. ઝાંપા પાસે ઊભા રહી નજર કરી તો એની આશા સાવ નિર્મૂળ થઈ ગઈ. એને હતું કે ઝાંપાની બહાર છોડિયાં પડયાં હશે–ઘણી વાર મજૂરો લાકડાં ફાડતા ત્યારે છોડીયાં બહાર પડતાં–તે વીણી લઈશું. પણ અહીં તો લાતીનો માલિક હાથમાં ફાનસ લઈ ઊભો હતો, અને એની સ્ત્રી બે છોકરાં ને એક નોકર; બધાં કમર કસી છોડિયાં વીણવા લાગી ગયાં હતાં. ડોસાએ નિરાશામાં શિર હલાવી બડબડાટ કર્યો 'વીણો બાપા, વીણો. જોજો કોઈ અભાગિયાના બળતણ માટે છોડિયું સરખું યે મૂકી જતાં. શો જીવ થઈ ગીયો છે માણા માતરનો ? હે રામ !'

ડોસો ઘડીભર ટાઢના ઉકરાંટા આવતાં હતાં તે ભૂલી ગયો. આ નવી વાતે એના મનમાં સાનંદાશ્ચર્યની ભરતી આણી હતી. પેટમાં વાત નહિ ટકે અને આ રસાસ્વાદમાં ભાગીદારની જરૂર પડશે જ એમ એના ઝડપથી ઉપડતા પગ પરથી સ્પષ્ટ થતું હતું. એના વિશ્રામસ્થાન વડલા તળે પહોંચ્યો ત્યારે બિચારી ડોશી એના કોથળામાં ટૂંટીયું વાળી થાકીપાકી સૂતી હતી. ડોસાના પગના અવાજે એણે જાગીને પૂછ્યું 'કંઈ મળ્યું ?'

'ના' કહી ડોસો બેસી ગયો.

'ત્યારે તો કાઢો હવે આખી રાત ટાઢમાં થરથરતાં. શું થાશે ? આ કરતાં મોત શું ખોટું રોયું ?' ડોશીએ બળાપો કર્યો.

પણ આ વખતે ડોસાએ મરવાની વાતમાં પહેલાં જેટલો ઉત્સાહ બતાવ્યો નહિ. એના મનમાં બીજી જ વાત ઘૂમતી હતી. અંતે રહેવાયું નહિ એટલે ધીમે અવાજે કહ્યું 'તને ખબર છે બીજી કાંઈ ?,પેલી રતન ખરીને રતન, ઈને અને ઓલ્યા મોહનિયાને ભારે બને છે, હમણાંહમણાં.'

ડોશીએ રતનને થોડી વાર પહેલાં જ સામેની હોટલના પગથિયે ઊભી રહેલી જોઈ હતી એટલે એણે કહ્યું 'મને યે ઈમ લાગ્યું કે કંઈ છે ખરું ?'

ડોસાએ ખાંખાખોળા કરી ફાળિયામાંથી બીડી શોધી સળગાવી અને ધૂમાડાને ફેફસાં સુધી મુસાફરી કરાવી ગરમ થવાનો પ્રયત્ન કરવા માંડ્યો 'શું હશે, હેં એલી ?

ડોશી હોઠ પર આંગળી દાબી આછું હસતી બોલી 'ઊંહ ! હોય શું વળી ?'

ડોસો પળભર શાન્ત રહી બોલ્યો 'આપણા જેવું હશે તો.'

'તમે ય તે' કહી ડોશીએ કોથળામાં વધારે ટૂંટીયાં વાળ્યાં. શરમથી કોકડું વળી ગઈ એમ તો ઉમરનો વિચાર કરી ન કહી શકીએ.

'આપણે ય આમ જ એકબીજાને મળતાં ને તું ન આવતી તો–'

'મારા ભોગ બીજે દિ' ડોશી વચ્ચે બોલી. એના ઉદ્ગારમાં વ્હાલપ હતી.

'શાના ભોગ વળી ?'

'નહિ ત્યારે? ફજેતીના ફાળકા. આખું ગામ જાણે કે ભગતે લખમી જોડે અબોલા લીધા છે.'

ભગતે નિઃશ્વાસ નાખી કહ્યું 'ઈ તો જેની વાટ જોતાં હોઈએ, ઈનો આવે તો ખબર પડે, લખમી, કે કેવું હોય છે.'

ઘડીભર બન્ને લાગણીની છોળમાં ડૂબી શાન્ત રહ્યાં. વાત કરતાં અટક્યાં. તે જ સમયે પવન પર કૂદતો આવતો કોઈનો મંજુલ કંઠ-સ્વર કાને અથડાયો. દૂર હોટલની ઓસરીમાં મોહન અને એની મોહના રતન એકબીજાની સોડમાં ભરાઈ મીઠી મીઠી વાતો કરી રહ્યાં હતાં. રતન લાડમાં કહેતી હતી 'કોક દિ' મોડું થઈ જાય, ઈમાં આટલો ટચડાય છે શાનો? લગન પછી તો તું જાણે કોટે વળગાડીને ફરીશ. આજકાલ તારા સ્વભાવમાં જ ફેર પડી ગયો છે. ક્યાં ગઈ'તી? શું કરતી'તી? ઓલ્યા જોડે વાત ચીમ કરતી'તી? પેલા સિપઈડે મુંવે મશ્કરી કરી, તાં કેશે તારે કંઈ હશે તઈને? અદેખાઈનો જ પાર નહિ, વહેમનો જ પાર નહિ.'

'તું મને અદેખાઈ થાય એવું ચ્યાં ઓછું કરે છે તે ન ખીજાઉં?' મોહન બોલ્યો 'આજ આખો દન મોં બતાવ્યું નહિ ને રાતે આવી મોડી મોડી. બપોરે કે હાંજે ચા પીવાય નો આવી.'

'તું મને ચા પાય છે ઈ શેઠને ખબર પડી ગઈ છે, મોહન, મૂવો પગારમાંથી ગણીને કાપી લેશે.'

વાત સાચી હતી. આજે જ શેઠે મહિનાના પગાર લેખે દોઢ રૂપિયો આપી, બાકીનો દોઢ રૂપિયો રતનને ચા પાવાના ખર્ચનો ગણી કાપી લીધો હતો. મોહનને શરુઆતમાં બહુ ખોટું લાગ્યું પણ પછી દરકાર કરી નહિ. એની રતન પાછળ બાકીનો દોઢ રૂપિયો પણ ખરચાઈ ગયો હોત તો યે મોહન પરવા કરત નહિ. અંતે તો બધું એને માટે જ હતું ને?

'કાપી લે તો એમાં થઈ શું ગીયું?' મોહનના સ્વરમાં બેદરકારી હતી 'એટલા ઓછા સાચવવા. કાલે ચા પીવા ન આવે તો મારા જીવના સોગન.'

'હાય હાય, મોહન, આવું શીદને કરતો હઈશ? દુ:ખથી ઉભરાતા સ્વરે રતન બોલી ઊઠી. ને પછી નિરાશ થઈ ધીમેથી કહ્યું 'આવા સોગન દેવાતા હશે? ભૂલભૂલમાં કોઈ દિ' ન અવાય ને તને કંઈ થાય તો મારો જીવ ઊડી જાય ને? તને તો હાથ જોડયા. કોઈ રીતે પોંચાય નહિ.'

'આવીશને હવેથી રોજ?'

'હાસ્તો કંઈ છૂટકો છે?' રતને કબૂલાત આપી. બન્ને થોડીવાર શાન્ત રહ્યાં.

વડલા તળે ડોશી સળવળી 'આ મોહનિયોએ તમારાથી ઊતરે એમ નથી હોં. અંતે પોતાનું ધાર્યું કરાવ્યું.'

ડોસાની આંખમાં ઉલ્લાસની ચમક આવી 'ઈ તો એમ જ હોય લખમી.'

'મૂવાં વાત કરે છે તે જાણે આપણે જ વાત કરતાં નો હોઈ?'

ડોસો હસીને બોલ્યો 'ગાંડી, માણાનું ખોળિયું ઘરડું થાય પણ જીવ ઘરડો નો થાય. દેવળ જૂનું થાય પણ હંસમારાજ તો ઇના ઈ, નાંના બાળ. માણામાતર 'ઓજોજોજો હાલ્ય' થાય ત્યાં ફટ કરતાં એવા ને એવાં ઊંકારા કરે.'

ડોશીને ભગતની આ ફીલસુફીમાં ધ્યાન આપવાને બદલે ભૂત-કાળની યૌવનલીલામાં ડૂબવું વધારે ગમ્યું. આંખો મીંચી, કલ્પના દીકરીને ઘેર જઈ તાજીમાજી થવા ડોશી નીકળી પડી. મોત જેવા ઠંડા પવનના સુસવાટા અને ભૂખના દુઃખને પણ કહેતી ગઈ, કે 'ભાઈ, મારી દીકરીના ઘેર જાવા દે, તાજીમાજી થાવા દે, પછી મને ખાવી હોય તો નિરાંતે ખાજે.'

ઠંડા પવને વળી ખીજાયેલી યૌવના જેમ છણકો કર્યો.

'ટાઢ વાય છે, રતન?' મોહનનો ચિંતાતુર અવાજ સંભળાયો.

'જોને મુઈ ટાઢ કેડો મૂકતી નથી. મરી હાલી હું તો'

'લે આ મારી પછેડી ઓઢ'

'ને તું પછી ટાઢે ઠરે ઈ?'

'મને તો કંઈ ટાઢ વાતી નથી. લે આ ઓઢ.' કહી મોહને પોતાની પછેડી રતનને ઓઢાડી અને પોતે ધ્રૂજવા લાગ્યો.

ઝાડ તળે બેઠેલા ભગતનું હૃદય આ ઉદારતા જોઈ દ્રવી ગયું 'શો છોકરો છે?' એવો પ્રશંસાનો ભાવ ક્ષીણ આંખોમાં આવ્યો. મનમાં એક ધૂન આવી. ડોશી સામું જોયું તો એ આંખો મીંચી પડી હતી. હળવેથી, શાંતિનો ભંગ ન થાય તેમ ડોસો ઊભો થયો.

પોતાના કોથળાનો કામળો શરીર પરથી ઉતારી એની ઘડી વાળી. પછી મોહન કે રતનની આંખે ન ચડાય એવી રીતે લપાતો છૂપાતો હોટલ નજીક પહોંચ્યો. દિવાલ પાછળ છૂપાઈ, હાથ લંબાવી, ડોસાએ કોથળો ઓશરીમાં નાખ્યો ને ધીમે પગલે ત્યાંથી પાછો વળી આવ્યો.

પણ થોડે દૂર ગયો ત્યાં જ ટાઢના જોરનું એને ભાન થયું. ડોસાની દાઢી ડગમગવા લાગી અને દાંત ફફડવા લાગ્યા. પેલા ગભરુ છોકરા પ્રત્યેની ઉદારતા ડોસાને આકરી થઈ પડી. એણે ચોતરફ નજર નાંખી. થોડે દૂર ગાડી રસ્તા વચ્ચે છોડી, બાજુ પર ઘોડાને બાંધી, મામુદ જમીન પર માથા સુધી ઓઢી ઊંઘી ગયો હતો. પણ એના માથા પાસે બેસી એક ન્હાનો છોકરો કંઈક હાથના ચાળા કરતો અડપલાં કરતો હતો એટલે મામુદ વારે વારે મોં પરથી ઓઢવાનું દૂર કરી બબડાટ કરી પાછો જામી જતો હતો. જીજ્ઞાસા વધી એટલે ડોસો નજીક આવ્યો. પાસેના મ્યુનિસિપાલિટીના ફાનસના પ્રકાશમાં છોકરાનું ઘાટીલું રૂપાળું મોં જોઈ ઓળખાણ પડી.

ડોસો ધીમે સ્વરે બોલ્યો 'ચાંદ.'

પેલા રૂપાળા છોકરાએ સહેજ ચમકીને ઊંચું જોયું. એની વાંકી ફેઝ ટોપીમાંથી બહાર નીકળી, પાછળ ગળાં સુધી પહોંચતા સુંદર વાળના ગૂંછળા વચ્ચે ઓપતું હસતું વદન, એના 'ચાંદ' નામને સાર્થક કરતું હતું. આંખોમાં મસ્તીનો ચળકાટ હતો. ગાલ ઉપર ચોરી કરતાં પકડાયો તેની શરમને લીધે ખાડા પડયા હતા. ડોસાને નાક પર આંગળી મૂકી ચૂપ રહેવા ફરમાન કરી, ચાંદે એની રમતમાં મન પરોવ્યું. ચાંદના હાથમાં ઘોડાના પૂંછડાનો સુંવાળો વાળ હતો. મામુદ જ્યારે મોં ઉઘાડતો ત્યારે ચાંદ એના ગાલ પર આ સુંવાળો વાળ ફેરવતો. મામુદ બિચારો આ કોમળ સ્પર્શ કોઈ મચ્છરીયાંનો ધારી, ગાલ પર ફડાક દેતો તમાચો લગાવતો. એને હાથે જ એના ગાલ

લાલચોળ કરવામાં ચાંદ ફાવ્યો હતો. ડોસો પાસેના ઝાડની ઓથે ઊભો રહી બહુ રસપૂર્વક આ મઝા જોઈ રહ્યો.

બીજવાઈને મોં પર તમાચો ખેંચી કાઢી, મામુદ પાછો સૌ સાંભળે તેમ મોટેથી નસકોરાં બોલાવા લાગ્યો, એટલે વાંદરા જેવા અટકચાળા ચાંદે ડોસા સામે જોઈ આંખ નચવી, દાંત કાઢ્યા. ડોસો પણ રાજી થયો. મનમાં બબડ્યો, 'મામુદો યે આજ દાવનો છે.'

ચાંદે મામુદની કુંભકર્ણની નિદ્રાનો લાભ લીધો. ચારે તરફ નજર નાખી, એણે કોઈના કહોવાઈ ગયેલા ચંપલની જોડી શોધી કાઢી અને મામુદના જોડામાંથી વાધરી ખેંચી કાઢી ચંપલ મામુદની બંને હથેલી સાથે બાંધી પછી દોડીને એ પાસેની ગલીમાં સુતેલા બે ચાર ગાડી-વાળાઓને ઊંઘમાંથી ઊઠાડી બોલાવી લાવ્યો. સહુના કાનમાં ફુંક મારી દીધી, કે મામુદચાચાને પીર આવ્યા છે.

ચાંદે મામુદના ગાલ પર વાળ ફેરવ્યો. મામુદે બીજમાં ચંપલ બાંધેલા હાથ વડે બન્ને ગાલની ખબર લઈ નાખી. અચાનક મામુદની આંખ ઊઘડી ગઈ. એણે હાથમાં ચંપલ જોયાં. કોઈને હસતા ને નાસી જતા સાંભળ્યા. થોડી સમજણ પડી, એટલે ગાળોનો વરસાદ વરસાવતો એ નાસી જતા લોકોની પાછળ દોડ્યો.

તરત ડોસાએ આસપાસ પડેલા ઘાસનો પૂળો ફરી, બગલમાં મારી દોટ મૂકી. વડલા તળે ડોશી ચિંતાતુર હૃદયે એની રાહ જોતી બેઠી હતી. ઘાસ જોઈ એ રાજી થઈ, ને બોલી 'હાશ, ઠીક આ લેતા આવ્યા. હવે મુઇ રાત તો જાશે.'

ડોસાએ નીચે બેસી તાપણું કર્યું, બન્ને તાપની નજીક આવ્યાં. ડોસીએ વ્હાલભર્યા અવાજે કહ્યું, 'કોથળો આપી આવ્યાને ?

'બચ્ચારો ટાઢે ઠરતો'તો, લખમી' ડોસાના સ્વરમાં દયા હતી.

'ઠીક થયું. મને યે વચાર આવેલો. હમણા મોહન કે'તો તો, કે એ તો ભગવાન જાતે આવીને દઈ ગીયા, પણ તમને તમારા પંડનો વચારે ય ન આવ્યો ? ટાઢે મરશો ઈ ?'

ડોસાની આંખમાં સંતોષ છવાયો. હૃદયે કંઈક ગર્વની લાગણી અનુભવી. ક્ષણભર ઊંડા વિચારમાં ડૂબી ગયો, પછી બોલ્યો 'આ ઉમરે પંડનો વચાર ન હોય, લખમી; ભગવાનનાં તેડાંનો હોય.'

છોકરાં બચારાં ભારે દખીયારાં છે.' ડોશી થોડી વાર રહીને બોલી.

'શી વાતનું દખ ?' ડોસાએ ભવાં ઊંચકી પૂછ્યું.

'મોહન કહે, એક દસ રૂપિયા હોય તો પાનની દુકાન કાઢું.'

'એટલામાં શું થાય, લખમી ?'

'એને ક્યાં મોટી દુકાન માંડવી છે ? ગળામાં ઓલા પાટિયું પે'રીને નથી ફરતા ? મહીં રાખે પાન, બાકસ, બીડીયું.'

'મોહન કે'તો'તો આ બધું ?'

'હા. બચારાને મન આશા છે. પણ શું કરે ? આટલું થાય તો નિરાંતે રતન જોડે ઘર માંડીને રહી શકે. મૂંઝાઈ ગીયાં છે છોકરાં.'

ચેતન આવ્યું હોય એમ ડોસાનું શરીર સળવળ્યું. ક્ષીણ આંખોમાં ચમક આવી. બાહુ ફરક્યા અને ભવાં સંકોચાયાં. કેટલાક વૃદ્ધોને પોતાના જીવતાં પોતાનું બાળક પરાજયથી નિશ્ચેતન થઈ જાય એ, ગૌરવને ઘા પડવા જેવું લાગે છે; તેવી લાગણી આ ડોસાએ પણ અનુભવી.

ધીમે પણ દૃઢ સ્વરે ડોસો બોલ્યો 'લખમી !'

'હાં'

'કાલથી કમર કસો ત્યારે. છોકરાંને દખી થવા દેવાશે ? બે આંટા વધારે ફરશું.'

ડોશીએ સંમતિપુર્વક માથું હલાવ્યું.

'દસ દિ'ની મે'નતનું કામ છે, લખમી. એટલાં દન આ ગોક ઓળીયું ટકી જાયને, એટલે બસ.' ડોસાએ ટાઢથી ધ્રૂજતાં કહ્યું.

'ટકશે, ટકશે, કેમ નહિ ટકે ?' ડોશીએ પણ જીવવાની વાતમાં ભારે ઉત્સાહ બતાવ્યો.

ડોસાએ વિચાર કરી કહ્યું 'રામજી મંદિરમાં એક ઓરડી છે. બાવાજીને કે'શું તો રે'વા દેશે.'

'પાથરવાના બેચાર ગાભા તો નંદુશેઠાણી મને રોજ લઈ જવાનું કે' છે.'

'લોટની કે અનાજની તો ચિંતા નથી.'

'ના રે ! ગામમાંથી હજી ધરમ ક્યાં ભાગી ગયો છે ?' સામેની ઓશરીમાં ફરી કિલકિલાટ થતો કાને પડયો.

'પાછુ મારવી રે'વા દે મોહન, ઊંઘવા દે.' રતન રોફથી બોલતી હતી.

'ઓઢવાનું મળ્યું એટલે ઘોરવા માંડીને ? ન મળ્યું હોત તો ?'

'તો તને ઊંઘવા ન દેત આખી રાત.' લાડ કરતી રતન બોલી.

'હવે હું તને જંપવા દઈશ તોને ?'

ઓશરીમાં ધમાચકડી જામી. ખિલખિલાટ હસતી રતન 'ઓ માડી' કરતી પથારીમાં બેઠી થઈ ગઈ. વડ તળે ડોસાડોશીના હોઠ મલક્યા. આંખમાં આનંદની ચમક આવી. યુવાન સ્ત્રી પુરુષની વાત

સાંભળી જવાય તે ન સાંભળી કરવી જોઈએ એવા વિચારે, ડોસાએ ખોંખારો ખાઈ ડોશીનું ધ્યાન ખેંચ્યું.

'હું શું કે'તો'તો, લખમી ? હાં, એક દસ 'દિ'ની વાત છે.' થોડીવાર વિચારમાં ડુબકી મારી ફરી ડોસો બોલ્યો 'આપણે .ઘરડાં આપણો ધરમ પાળીએ, ઈ જવાનીયાં ઈમનો ધરમ પાળે; સૌ સૌનો ધરમ પાળે, લખમી, તો આપણે કૈં કે'વાપણું નો' રે.'

ફરી પવનનો સૂસવાટો આવ્યો. ડોસાનાં ગાત્ર ધ્રૂજી ઊઠયાં. 'આ ટાઢ તો જીવ લેશે'

ડોશીએ ડોસાનું બાવડું પકડી પોતાના તરફ ઘસડયો 'ઓરા આવો ઓરા. બેય જણા [સમાશું આ કોથળામાં' કહી, ડોશીએ વ્હાલપૂર્વક પોતાના કોથળાનો છેડો ડોસાને ઓઢાડયો. તાપ સરખો કરતાં ડોશી બોલી, 'મરે શાનાં આટલાં વહેલાં ? હજી તો મારે મોહનનું ઘર જોવું છે.'

ડોસો તો ભાવિમાં કયાંક આગળ ડૂબકી મારી ગયો હતો. નીચાં નમેલાં જીર્ણ પોપચામાં કોઈ મીઠું સ્વપ્ન આવી વસ્યું હતું. એ ધીમેથી બોલ્યો 'ને બીજું કંઈ નહિ, લખમી ?'

ચોરી પકડાઈ ગઈ હતી. એના મનની વાત ભગત કળી ગયા હતા. બંને એકબીજા તરફ જોઈ આછું હસ્યાં. બન્નેનાં નેત્રો સમક્ષ કોઈનું ગભરુ, નિર્દોષ વદન તરવરતું હતું. કોઈની ન્હાની પણ ચેતનવંતી કાયા, પગ ઉલાળતી, હાથની મૂઠીઓ ઉછાળતી ખેલતી હતી !

મોડી રાતે ઊગેલા ચંદ્રે અત્યાર સુધી અંધકારપૂર્ણ રહેલી પૃથ્વીનું હૃદયપાત્ર અમોલા જીવનરસે છલોછલ ભરી દીધું હતું !

# સતી કે કુલટા?

[ સિંધી લોકગીતોની પ્રેમકથા ]

શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

**પ્રેમપાગલ** અને કળારસિક શાહાજહાન દિલ્હીમાં રાજ્ય કરતો હતો એ અરસામાં પંજાબમાં ચીનાબ નદીને કાંઠે ગૂજરાત નામના ગામમાં તલ્લુ નામનો એક કુંભાર રહેતો હતો. આ કુંભાર સાધારણ મનુષ્ય નહોતો. એણે બનાવેલી બરણીઓ, માટલાં અને કુંજાઓ એટલા અપ્રતિમ હતા કે દૂર દૂરના લોકો ખાસ માણસ મોકલીને એનો માલ મંગાવતા.

તલ્લુને એકની એક દીકરી હતી. રાજકન્યાને શોભે એવા લાડથી બાપે એને ઉછેરી હતી. સાતમે વર્ષે તો એ આખું કુરાન વાંચી જતી હતી. તે ઉમરલાયક થઈ અને એની લાવણ્યપ્રભા ચારે તરફ પ્રસરી. બાપે એનું નામ સુહણી રાખ્યું. સુહણી એટલે લોકસુંદરી.

શાહાજહાનનો વખત એટલે ઉત્તર હિંદુસ્તાનના કળાકૌશલ્યના જાહોજલાલીનો કાળ. દૂર દૂર દેશના ધનવાન અને સાહસી લોકો દિલ્હીનો વૈભવ નજરે જોઈને આંખોને કૃતાર્થ કરતા. બગદાદનો ખલીફ અને ચીનનો બાદશાહ બંનેને દિલ્હીના દરબારની ઈર્ષ્યા થતી. તો પછી બુખારાના મીર્ઝાઅલી બેગ મોગલ વ્યાપારીને એક વખત

તો દિલ્હી જોવી એમ થાય એમાં આશ્ચર્ય શું! પણ મીરઝા ઘરડો થયો હતો અને સંતાનહીન હતો.

એક દિવસે એક પ્રખ્યાત ફકીર પાસે જઈને એણે પોતાના દુઃખના રોદણા રોયા. પેટે સંતાન ન હોય તો પછી આ સંપત્તિનું સુખ શું ? ફકીરને આ વૃદ્ધની દયા આવી. એણે દુવા દેતા કહ્યું કે "ભાઈ, ખુદા તારી ઉપર મહેર કરે! આ ઘડપણમાં પણ તને એક છોકરો થશે, પણ જો એ પ્રેમપાશમાં સપડાયો તો ભોગ મળ્યા છે.' પોતાને છોકરો થશે અને આ ઘડપણમાં પણ ઘરમાં દીવો થશે એના આનંદમાં મિરઝા ચકચૂર થઈ ગયો. ગૂજરાત (પંજાબ)માં તલ્લુને જે દિવસે દીકરી આવી તે જ દિવસે મિરઝાને દીકરો આવ્યો. બાપે એનું નામ ઈજ્જત બેગ રાખ્યું. માબાપનાં લાડકોડમાં ઉછરેલો આ છોકરો શરીરે ખૂબ હૃષ્ટપુષ્ટ હતો. શિકાર ખેલવો, વાજીંત્રો વગાડવા અને પ્રવાસ કરવો એ બધાનો એને નાદ લાગ્યો. છોકરો સોળ વર્ષનો થયો એ અરસામાં ઘેર આવેલાં કેટલાક વેપારીઓએ હિંદુસ્તાનમાં શાહજહાનના દરબારના મન- લોભાવે એવા વર્ણન કર્યાં. પછી તો પિતાના સંકલ્પે પુત્રનાં શરીરમાં પ્રવેશ કર્યો. બાપે તેને કહ્યું 'હું જીવું છું ત્યાં લગી મને છોડી જઈશ નહિ. પછી તને ના કહેવાવાળું કોણ છે!' પણ છોકરાએ તો દિલ્હી જવાની રઢ લીધી, એના વિના ન મળે ખાતાં અન્નની મિઠાશ ને ન આવે રાતની નીંદર. છોકરો લેવાતો જાય છે એ જોઈને બાપે ઘણી નાખુશીથી ઈજ્જતને જવાની રજા આપી. સંખ્યાબંધ નોકરચાકર અને અઢળક ધન આપીને બાપે દીકરાને રવાના કર્યો. તે વખતે સર્વત્ર રાજ્યનો બંદોબસ્ત સારો હતો; ચોર લૂટારૂની બીક ન હતી તેથી આપણો યુવાન વણિક્ રસ્તામાં ક્યાંયે સંકટ વેઠયા વિના દિલ્હી પહોંચી ગયો. પણ હવે દરબારમાં દાખલ કેમ થવું! પંડિતો અને કવિઓ તો પોતાની પંડિતાઈનું પ્રદર્શન કરીને દરબારમાં દાખલ થઈ

જાય, શૂરવીરો પોતાની બહાદુરી બતાવીને દરબારના દરવાજા ઉઘડાવે, કસબી લોકો હુન્નર ને કરામતને જોરે દરબારના આમંત્રણ મેળવે. પણ વણિક્પુત્રને આમાંથી એકે રસ્તો સાધ્ય ન હતો. તેને તો દરબારના વગવાળા મોટા લોકોને મૂલ્યવાન નજરાણાઓ આપીને દાખલ થવું પડ્યું એ રીતે એણે અંતે રાજદર્શન પણ કર્યું. ત્યાં સારી પ્રતિષ્ઠા મેળવીને, દિલ્હીના વૈભવોનું આકંઠપાન કરીને ઈજ્જત બેગ પાછો બુખારા જવા નિકળ્યો.

પાછા ફરતા એનું નશીબ એને તલ્લુના ગૂજરાત ગામ આગળ લાવ્યું. તલ્લુની કારીગરીની કીર્તિ એણે સાંભળી હતી એટલે પિતા માટે સારા સારા કુંજાઓ વેચાતાં લેવાનો છોકરાએ વિચાર કર્યો. જેને હાથે એ ઉછર્યો હતો એ વિશ્વાસુ નોકરને એણે તલ્લુની દુકાને મોકલ્યો. નોકરે કુંજાઓ પસંદ કરવાની શરૂઆત કરી તેટલામાં તો તલ્લુની લાડકી દીકરી સુહણી ત્યાં આવી. તેનું સૌંદર્ય અને જુવાનીથી ઝળકતી કાંતિ જોતાં જ સ્વામીભક્ત વૃદ્ધ નોકરને એમ થયું કે મારા ઈજ્જતને શોભે એવી આ કન્યા છે. એક પણ કુંજો ન લેતા એ ઈજ્જત પાસે પાછો પહોંચ્યો. યુવકે ઉત્કંઠાથી પૂછ્યું 'શું ! આ તલ્લુની કીર્તિ અમસ્તી જ છે ત્યારે ! તારી નજરમાં આવે એવો એક પણ કુંજો એને ત્યાં ન નીકળ્યો !'

'અરે સાહેબ શું પુછો છો ! કામ જોવાને મારે આંખો હોય તો જોઉં ને? એ તલ્લુને એક રૂપવતી કન્યા છે. કન્યા કેવી, સ્વર્ગની પરી જ જોઈ લો ! આવી અપસરાને લાયક વર હોય તો તું જ છે.'

ઈજ્જતનું મન ચગ્યું. ને જાતે તલ્લુની દુકાને એ રૂપવતીને જોવા ગયો. બંનેની દૃષ્ટિ મળી અને મદને શુભમુહૂર્ત ઓળખીને બંને વચ્ચે પ્રેમગ્રન્થી બાંધી દીધી. સુહણી કાઢી કાઢીને નવા કુંજા બતાવતી જાય અને ઈજ્જત તો 'આ છે તો ઠીક પણ બીજો બતાવ' એમ કહેતો એની સામે જ જોયા કરે. છેવટે સુહણી કંટાળી.

અથવા શરમાઈ હશે. અને બોલી, "મારા બાપાના બનાવેલા કુંજા પસંદ નથી આવતા! લેવા હોય તો લો નહિ તો રહેવા દ્યો. મારે બીજા ઘણા કામ છે.'

બસ થયું. ઇજ્જતની વૃત્તિ બદલાઈ. જેટલાં દેખાય એટલા બધા કુંજા ખરીદવાનો એણે સપાટો ચલાવ્યો, અને પછી કુંજા જ કુંજા ખરીદીને ઘેર આવ્યો. વૃદ્ધ નોકર બોલ્યો 'આ આટલા બધાં કુંજાનું શું કરવું છે? આ બધાને બુખારા લઈ જતાં કેટલી હેરાનગત થશે એનો કાંઈ ખ્યાલ છે?'

'ત્યારે શું કરવું એ તું જ કહે ને!'

'આપણે આમ કરીએ. અહીંયાં જ એક નાની દુકાન ખોલીએ અને જે કુંજાઓ ન જોઈતા હોય તે વેચી કાઢીએ. ચાર આઠ દિવસમાં તો બધા વેચાઈ જશે.' ગૂજરાતમાં ચાર દિવસ વધારે રહેવાની તક તો ઇજ્જતને ગમી પણ ઘરમાંથી બકરી કાઢતાં ઊંટ પેઠું એના જેવું થયું. ઇજ્જત રોજ સુહણી પાસેથી તે માગે તેટલી કિંમત આપીને જેટલા નવા કુંજા હોય તેટલા ખરીદી લેતો અને આખો દિવસ દુકાને બેસીને જે કિંમત આવે તે લઈને બધા વેચી નાખતો. કેમે કરી એ આ ગામ છોડવાનું નામ જ લે નહિ. છેવટે વૃદ્ધ નોકરના મનમાં થયું કે છોકરાની આ અવસ્થાની ખબર પિતાને કાને તો પહોંચાડવી જ જોઈએ. એટલે એણે ઘેર જવાની પરવાનગી માગી. ઇજ્જતને પણ થયું કે આખો દિવસ 'ઘરે ચાલો, ઘરે ચાલો' એમ જીવ ખાય છે ત્યારે એને જવા દેવો. એટલે પોતાની પાછળ પડેલી આ બલા ટળશે. એણે એને ઘેર જવા દીધો. હવે ઇજ્જતના ઘરની વ્યવસ્થા કાળજીપૂર્વક જોનારું કોઈ રહ્યું નહિ. બાકીના નોકરોએ વિચાર કર્યો કે ભાઈ તો પ્રેમપાશમાં પડીને પાગલ દીવાના બની રહ્યા છે. જો આમ જ પડી રહેશું તો આ જન્મે તો બુખારા ફરી

જોવા પામવાના નથી.' એટલે બધાએ અંદર અંદર સંતલસ કરીને ઈજ્જતનું બધું ધન ચોરીને પોબારા કર્યા.

સવારે ઉઠીને ઈજ્જત બેગ જુએ છે તો બધું હરાઈ ગયું હતું. પણ પ્રેમમાં પડેલાં માણસને તો કોઈ દિવસે ડહાપણ આવે ખરું ! તલ્લુની દુકાને જઈને પહેલાની જેમ જ માલ ઉધાર લાવીને વેચવાની એણે શરૂઆત કરી. આમ આજનું મોત કાલ ઉપર ધકેલાય છે તો પછી ઢીલ શા માટે કરવી ! પણ તલ્લુયે રોજ રોજ કેટલું ઉધાર આપશે ! એની ધીરજ ખૂટી અને એણે શરમ છોડીને પૈસાની ઉઘરાણી કરી.

'મારા ઘરનાં મારા નોકરો એ ચોરી કરી છે. હવે મારી પાસે આપી શકું એવું કાંઈ જ નથી. હવે મારે શું કરવું તે તમે જ કહો ?' ઈજ્જતે નિખાલસ જવાબ વાળ્યો.

'શું કરવું એટલે ! મારા પૈસા એમ જવા દઉં ? પૈસા જો આપી ન શકે તો મારા ઘરે રહીને નોકરી કર. પૈએ પૈ વસૂલ કર્યા વગર હું તને જવા દેવાનો નથી. તારા જેવા બેદરકાર માણસને તો આવી જ સજા બરોબર છે.'

ઈજ્જતે મનમાં વિચાર્યું 'જો આજ સજા હોય તો હવે પછી એની ઉપર વધારે શું કામ બોલાવવું !' પોતાની જાતને ધન્ય માનીને એણે તલ્લુના ઘરમાં નોકરી શરૂ કરી. કુંભારોને જોઈતી માટી લાવીને તેનો ભુક્કો કરીને સરસ ગદરો બનાવવાનું કામ ઈજ્જતને સોંપવામાં આવ્યું. ઈજ્જત શરીરે તો મૂળથી જ મજબૂત હતો પણ તલ્લુને પ્રસન્ન કરવા માટે એણે એટલો પરિશ્રમ લીધો કે છેવટે એ માંદો પડ્યો. રાતના ઉજાગરા પણ માંદગીનું એક કારણ હતું. તલ્લુને એની દયા આવી ને એનું કામ બદલીને નદી કિનારે ભેંસો ચરાવવાનું કામ એને સોંપ્યું. જ્યારથી ઈજ્જતે ભરવાડનું કામ શરૂ કર્યું ત્યારથી એને બધા 'મેહાર' કહેવા લાગ્યા. (મેહાર–મેહવાલા=ભેંસવાળો=ભરવાડ) એક દિવસે મેહાર ભેંસો ચારતો હતો ત્યારે સુહણી ત્યાં આવી અને એણે

થોડુંક દૂધ માંગ્યું. દૂધ કાઢતાં કાઢતાં એણે પોતાની કુળકથા સુહિણીને સંભળાવી. સુહણીએ જોયું કે જેના ઊપર તેનું મન બેઠું છે એ કાંઈ મામુલી માણસ ન હતો પણ એક ઊંચકુળનો ઊંચા ખાનદાનનો તરુણ હતો. તે દિવસે બંનેને એક બીજાનો પ્રેમ વ્યક્ત કરવાની તક મળી. અને તે દિવસથી બીડમાં જઈને તાજું દૂધ લાવવાનું સુહણીને વધારે ગમવા લાગ્યું.

ચિત્રગુપ્તની આંખોને ઝાપટ લાગે પણ ગામની બોલકી જીભોની નજરમાંથી આવી વાતો છાની ન રહે. જ્યાં ત્યાં ગુસપુસ થવા લાગી કે તલ્લુની દીકરી કોઈ ભરવાડ સાથે હળી છે. વાત તલ્લુને કાને પહોંચી એટલે ગુસ્સે થઈને એણે મેહારને ગામની બહાર હાંકી કાઢયો. સુહણીએ રડારોળ કરી મૂકી અને ભારે આજીજી કરીને બાપને કહ્યું. 'હું મેહારને મનથી વરી છું. અને એમની થઈ ચુકી છું.' છતાં બાપના મનમાં દયા ઉપજી નહિ. દીકરી લાડકી થઈ એમાં શું થયું? કુળની આબરું ઉપર એમ પાણી કેમ ફેરવી દેવાય? બાપે જબરદસ્તી કરીને સુહણીને બીજે પરણાવી દીધી.

સુહણી આગળ મોટું ધર્મસંકટ આવી પડ્યું. એણે તો તનમનની નિષ્ઠા મેહારને અર્પી હતી. અને લગ્નથી તો તે બીજાની થઈ ચુકી! હવે શું કરવું? પ્રેમધર્મ સાચો કે સમાજધર્મ! સુહણીને સાસરે મોકલવામાં આવી. એની છાતી ધડકવા લાગી. આ સંકટમાંથી મુક્ત કરવાને એણે રહીમ ઈશ્વરને પ્રાર્થના કરી. કોઈ કહે છે કે ઈશ્વરે દયા કરી ને એવી માયા કરી કે એનો ધણી જેવો અંતઃપુરમાં પગ મુકતો કે એને કુંભકર્ણની ઊંઘ આવતી. આથી સુહણીને કોઈપણ જાતની આંચ પહોંચી નહિ. પણ આવી અસંભવીત વાતો ઉપર આજે વિશ્વાસ મૂકવાની જરૂર નથી. બીજે એક ઠેકાણે આવી પણ વાત લખેલી છે. કે પહેલી રાત્રે લગ્નથી થયેલો ધણી એની પાસે આવતાં જ

સુહણીએ એને દૂર રહેવાનું કહેતાં એના પગે પડીને વીનવણી કરી કહ્યું કે 'કાજીએ આપણા નિકા પઢીને લગ્ન કર્યાં છે છતાં હું તો પરસ્ત્રી જ છું. મારૂં સર્વસ્વ મેહારનું છે. તારો સ્પર્શ મને અંગારના જેમ બાળી નાંખશે. અને મારાથી તને સુખ મળશે નહિ.' પેલો માણસ સમજી ગયો અને એણે ઉદારતાથી તેને અભયદાન આપીને ઘરમાં જ રહેવા દીધી.

આ બાજુ મેહારે ફકીરનો વેષ પહેરીને ગામમાં ભટકવાની શરૂઆત કરી. સુહણીની સખીઓ અનેક યુક્તિ પ્રયુક્તીઓ રચીને–ક્યાંક ને ક્યાંક એમનો મેળાપ કરી દેતી. પણ આવા ચોર મેળાપો કાંઈ બહુ દિવસ છૂપા રહેતા નથી. બંનેના આવવાજવા ઉપર પહેરો મૂકવામાં આવ્યો. છેવટે બંનેએ મસલત કરી કે મેહારે ગૂજરાત ગામ છોડીને ચિનાબ નદીના પેલે પાર જઈને રહેવું.

ધણીએ સુહણીનું નામ લેવું છોડી દીધું છે, એટલું જાણ્યા પછી એની નણંદો અને ભાભીઓ કાંઈ સખણી બેસી રહે ખરી ? આખો દિવસ કામ; ને પેટભર ખાવાનું પણ નહિ; અને ઉપરથી વીંછીના ડંખના જેવા મ્હેણા માર્યા કરતી.

પેલીપાર મેહાર તો સુહણીનાં ઘરનું છાપરૂં જોઈને જ સંતોષ માનતો. પછી તો બંને વચ્ચે પત્રવ્યહાર શરુ થયો સુહણીએ પોતાની બધી વાત લખી જણાવી. હવે મેહારથી કેમ રહેવાય ? તે રોજ મધરાતે નદી તરીને પાર ઊતરતો અને સાથે એક મોટી માછલી શેકીને લાવી સુહણીને ખાવા આપતો અને સવાર સુધી ગપ્પા મારતો બેસતો. પ્હો ફાટતાં જ મેહાર ફરી નદી ઓળંગીને પોતાની સંતાવવાની જગાએ પહોંચી જતો. નદીમાં ગમે તેટલું તોફાન હોય તોય મેહાર માછલી લઈને આવવાનું ચૂકતો નહિ.

એક દિવસે બહુ પ્રયત્ન કર્યા છતાં ક્યાંયે માછલી મળી નહિ.

સુહણીની દશાની એને ખબર હતી જ. માછલી વગર સુહણીને મળવા કેમ જવાય ! અને જો ન જાઉં તો સુહણી શું ધારશે ! પ્રેમી જનો શું ધારશે ને શું નહિ, એનો નિયમ હોતો નથી. મેહારે પોતાની જાંગમાંથી માંસ કાપ્યું. ને બરોબર શેકીને જેમ તેમ કરીને નદી તરીને તે સુહણી પાસે આવ્યો. "માછલી છે" કહીને પોતાનું માંસ એણે તે સુહણીને આપ્યું ત્યાં જ એને તમ્મર આવ્યાં ને તે નીચે પડયો. સુહણીએ એ જખ્મ જોયો. પગ ઉપરથી હજી રક્ત ચાલ્યું જતું હતું. સુહણીએ તરત જ પોતાની સાડી ફાડી ઘા બાંધ્યો ને ઘાનું કારણ પૂછ્યું. હા ના કરતાં મેહારે આખરે ખરી હકીકત કહી. પ્રેમની આવી લાગણી જોઈ સુહણીના મનમાં શું શું થયું હશે એ તો આપણે કલ્પી જ લઈએ. પછી એ બોલી "આવતી કાલથી હું જ નદી તરીને તમારા પાસે આવીશ. હવે પછીથી તમારે અહીં આવવાની જરૂર નથી." મેહાર મહામહેનતે નદી ઓળંગીને પોતાની ઝૂંપડીએ પહોંચ્યો.

બીજે દિવસે સુહણી પોતાના બાપને ઘેર ગઈ અને ત્યાંથી એણે એક સરસ ખણખણતો પાકા એક ઘાટનો ઘડો લાવીને નદી કાંઠે સંતાડી મૂકયો. મધરાત થતાં જ એ ઘડાને પાણીમાં ઊંધો નાંખ્યો અને તેના આધારે તરતી તરતી પેલેપાર પહોંચી. રાત અંધારી હતી અને નદીમાં પૂર આવ્યું હતું, પણ પ્રેમનું બળ તે કાંઈ જેવું તેવું હોય ? સુહણી પેલીપાર તરીને પહોંચી ત્યાં મેહાર આવકાર દેવા ઊભો જ હતો. પ્હો ફાટતાં પહેલાં જ સુહણી પાછી નદી ઓળંગી કોઈ ઊઠે તે પહેલાં છાનીમાની ઘરમાં પેસી ગઈ.

આવો ક્રમ તો કેટલાય દિવસ ચાલ્યો. રોજ રાત્રે ઘડા ઉપર તરીને પેલેપાર જવું ને સવાર પડતાં પહેલાં પાછું આવવું. પણ પ્રેમનો માર્ગ કદી સરળ ચાલ્યો છે ! એક રાત્રે સુહણીની નણંદને ઊંઘ ન આવતી હતી તેથી જાગતી પડી હતી. તેણે સુહણીને ઊઠીને જતાં જોઈ.

તે ખીલાડીના પગે તેની પાછળ ગઈ અને બધું જોઈ આવી. પોતાની ભોજાઈ પોતાના ભાઈનું મોઢું કાળું કરે છે એ જોઈને સ્વાભાવિક રીતે એને ગુસ્સો થાય જ. હવે જો આ બાબતનો ભવાડો કરે તો પોતાના ભાઈની જ આબરૂ જશે એવો વિચાર કરીને એણે એક ઉપાય શોધી કાઢયો. તરવાને માટે સુહિણી ઘડો કયાં સંતાડી રાખતી હતી તે તેણે જોયું. બીજે દિવસે તેણે સુહણીને ખૂબ કામ આપું અને જાતે જઈને પેલા પાકા ઘડાને બદલે કાચી માટીના ઘડાને મુકી દઈએ તરત પાછી આવી ગઈ. રાત પડી અને રોજની ટેવ પ્રમાણે સુહણીએ ઠરાવેલી જગ્યાએ રોજનો ઘડો પડયો છે એમ સમજીને તે કાચો ઘડો લઈને નદી કાંઠે ગઈ. તે રાત્રે વરસાદ મુસલધાર પડતો હતો ને નદીનો પ્રવાહ તો ઘૂઘવાટ કરતો હતો. રોજ ઓળંગીને જનારી આ પ્રેમીકાને 'આજ તો ન જ જવાય' એવી સૂચના **આ જીવન પ્રવાહે કરી** પણ તેના મનમાં વિચાર આવ્યો 'મારો આ વિશ્વાસપાત્ર ઘડો બરોબર છે તો પછી મારે બીક કેવી ?' ઘડાને પાણીમાં નાંખ્યો અને સુહણી પાણીમાં પડી ને ધબધબ કરતી હાથ ચલાવતી નદીના સામે તીરે ચાલી. પણ કાચો ઘડો કયાં સુધી ટકે! છાતી નીચેના ઘડાનો ભાગ ઓગળતો જોઈને સુહણી ગભરાઈ. આજ તો મેહારને નિરાશા થશે એ વિચારે એની આંખો આગળ અંધારાં આવ્યા. પ્રવાહના મોજાઓ સાથે લડવાની એણે ઘણી મહેનત કરી પણ તે કયાં સુધી ચાલે ? મેહાડડડર ! એણે એક મોટી ચીસ પાડી અને એ ક્ષુબ્ધ જળમાં પોતાના પ્રાણ વહેતા કર્યા.

આ તરફ નદીના કિનારા ઉપર મેહાર પોતાની આંખોમાં ને કાનોમાં પોતાનો આખો આત્મા લાવીને સુહણીની રાહ જોતો ઊભો હતો. એને પણ એમ થતું હતું કે આજ તો સુહણીએ આવવું જોઈએ નહિ. છતાં તે આવ્યા વગર રહેવાની નથી એની એને પૂર્ણ ખાત્રી હતી. આટલે દૂરથી અને પ્રચંડ ગર્જનાઓમાંથી તેને કાને સુહણીની કારમી બૂમ સંભળાઈ અને તેને એકદમ પ્રવાહમાં કૂદકો માર્યો. તરતાં તરતાં

સવાર પછી. તેને માટે કિનારા ઉપર આવવું અશક્ય ન હતું. પણ હવે કોના માટે આવવું ! ઘરબાર, દેશવેશ સર્વસ્વ છોડીને તે સુવર્ણીના સહવાસમાં રહ્યો હતો. તેનું જીવન સર્વસ્વ ચિનાબના ઉદરમાં ગારત થયું હતું તો હવે જીવીને શું કરવું ?

'સુવર્ણી, સુવર્ણી, સુવર્ણી' એવી બૂમો મારતો એ આગળ જતો હતો. પણ હવે એનાથી રહેવાતું નહિ એટલે "ઊભી રહે ઊભી રહે આ હું આવ્યો" એમ કહેતો કહેતો તરવાનું છોડીને એણે પાણીમાં ડુબકી મારી.

બીજે દિવસે માછલીઓએ અડધા પડધા ખાઈ નાખેલા બે પ્રેતો એક બીજાને બાથ ભીડેલી સ્થિતિમાં, માછીમારની જાળમાં મળી આવ્યાં.

પ્રેમવીર બંને આ લોક છોડી ગયા પણ તેમનો પ્રેમ માનવ સમાજમાં અમર થઈ ગયો છે.

[મરાઠી પરથી]

# છબી પડી !

શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

રાતના ત્રણેક વાગ્યા હતા. શેરીમાં ગૂઢ શાંતિ પ્રસરી રહી હતી. પૂર્ણિમા પોતાનો મીઠો, દુઃખ ભર્યો પ્રકાશ તે શેરી ઉપર રેલી રહી હતી. ઘડીકમાં ડાંડીયાની ડુગડુગીનો અને ઘડીકમાં વાજાંઓનો ધ્વની, દૂર દૂર સંભળાતો, વાતાવરણને દુઃખભરી મીઠાશવાળું બનાવતો હતો. જયંતકુમારના ઘરમાં તે રાતે તેની સત્તરેક વર્ષની પુત્રી ઇંદુબાલાના આગ્રહથી ગરબા રાખવામાં આવ્યા હતા. નવ સાડા નવે શરુ થયેલ ગરબા છેક બે સવા બેએ બંધ થયા. એટલે ઘરમાં બધાં મનુષ્યો અઢીએક વાગ્યે સુવા વીખરાયાં હતાં. જયંતકુમાર તેમ જ તેની પત્ની વનવેલી ઉભયનો બાળપણનો સ્નેહી ધનવંત 'મોઠી રાતે હું ઘેર નથી જતો, અહીં જ પડી રહીશ' એમ કહીને જયંત અને વનવેલીના આગ્રહથી, જે ખંડમાં ગરબા થયા હતા તે ખંડમાં જ, બાજુએ પથારી નાંખી સુતો હતો. વનવેલી તેની બાજુના જ ઓરડામાં સુતી. જયંત જરા આઘેના કમરામાં, વધુ પવન આવશે એમ ધારીને સુવા ગયો.

આશરે પચાસેક વર્ષનો છતાં હજી માણસો તેને પાંત્રીશેકનો ધારતાં એવી ધનવંતની મોહક આકૃતિ હતી. સપ્રમાણ સ્નાયુબદ્ધ શરીરનો જણાતો છતાં તેનામાં કોમળતા હતી અને તેની દરેક ક્રિયામાં સુંદર સ્ત્રીની નાજુકતા હતી. તેનું સાંસારિક જીવન અમુક રીતે કથળી

ગયું હતું. અનેક દિશામાં કુશળ છતાં, જગતની દૃષ્ટિએ એ અકુશળ અને અવ્યાવ્હારૂ જણાયો, એટલે તેને નોકરીમાં ખાસ વિજય મળ્યો નહિ; પણ તેનો એને ખેદ થતો હોય તેમ જણાયું નહિ. બહુ મોડો પરણ્યો. પરિણિત અવસ્થામાં ત્રણ ચાર વર્ષ ગાળ્યાં એટલામાં પંદર દિવસની પુત્રી મૂકીને પત્ની મરણ પામી. ઘરમાં વિધવા માતા એ પુત્રીને ઉછેરનાર હતી, એટલે એને ખાસ મુસ્કેલી જણાઈ નહિ. સ્વભાવે બહુજ લાગણીભર્યો અને વિષાદ અને કુસંપથી તેનું હૈયું બહુ ડરતું. એટલે ઘણાના આગ્રહ છતાં એ ફરીથી પરણ્યો જ નહિ—પરણવાની એની હિંમત જ ચાલી નહિ. એમેચ્યોર અભિનય, સંગીત, વગેરે લલિત કલાઓનો વિકાસ સાધવામાં, જે શક્તિઓ તેને જગતની આર્થિક દૃષ્ટિએ વિજય અપાવી શકી નહિ તે શક્તિઓ અને પોતાનું શાંત વહે જતું જીવન તે વાપરતો જતો હતો. આવાં કાર્યોમાં, અસલથી જ પૈસાદાર પણ ઘણો સાદો એક માર્ગી, વિરક્ત શીલસુફ જેવો તેનો મિત્ર જયંત અને રસીયણ, સ્નેહાળ તેની સખી વનવેલી બહુ સહાય આપતા.

જે ખંડમાં પોતે સુતો હતો તેજ ખંડમાં ચાર પાંચ કલાક ગરબાની ધૂન મચી રહી હતી, યૌવનની મદભરી સુંદરતા નૃત્ય કરી રહી હતી. તેજ ખંડમાં પોતાને સુવાનું થયું એટલે એનું ઘેન ધનવંતને ચડ્યું. ગરબા નિમિત્તે ખંડમાં કરેલ શણગાર, સંગીત અને નૃત્યથી મસ્ત થયેલ યુવતીઓની વેણીમાંથી વિખુટાં પડેલ જુદાં જુદાં પ્રકારનાં પુષ્પોની ફોરમ અને યુવાવસ્થાએ હીંચતી એ યુવતીઓની લાલિત્યભરી આકૃતિઓનાં અસ્પષ્ટ સ્મરણોએ આ કલાકારની નિદ્રાનો નાશ કર્યો હતો. ઉન્નત પ્રેમથી મત્ત થયેલ હૈયું આ સર્વને પરિણામે મીઠી વેદના અનુભવી રહ્યું હતું.

નિદ્રા લાવવાનો યત્ન કરતાં કરતાં ધનવંત પથારીમાં પડખાં

બદલ્યા કરતો હતો એટલામાં બારીમાંથી આવતા ચંદ્રિકાના પ્રકાશમાં તેણે પવનની લહરીથી કોઈક શ્વેત વસ્તુ હાલતી જોઈ. ધારીને જોયું તો કોઈ યુવતીએ પાડી નાખેલ રૂમાલ જણાયો. કોઈ પણ પ્રકારની ખાસ ઊર્મિ સિવાય તેણે લાંબો હાથ કરીને રૂમાલ લીધો, તેવીજ તટસ્થ વૃત્તિથી તેણે તે સૂક્ષ્મતાથી તપાસ્યો તો તેને જણાયું કે એ રૂમાલ વનવેલીની પુત્રી ઈંદુબાલાનો હતો.

રૂમાલ મુખની પાસે આવતાં તેમાંથી અત્તર, વેણીનાં ફૂલ અને તંદુરસ્ત, યૌવનાંકિત, અકલુષિત અંગમાંથી અતિપરિશ્રમને લઈને ઉત્પન્ન થયેલ પ્રસ્વેદ મિશ્રિત સુગંધથી ધનવંતના હૃદયના અનેક કોમળ તાર ઝણઝણી ઉઠ્યા. છેલ્લા કેટલાએક કલાક સતત રચાયેલ મસ્ત વાતાવરણને અંતે આ રૂમાલનો પ્રસંગ બન્યો એટલે હૈયામાં ઊર્મિઓની ભરતી આવી. સ્વભાવિક રીતેજ મનુષ્ય લાગણીપ્રધાન પ્રાણી છે; પરંતુ કોઈ પણ વસ્તુ કે પ્રસંગ દરેક મનુષ્ય ઉપર સરખી અસર કરતાં નથી. અન્યને ક્ષુદ્ર લાગતાં વસ્તુ કે પ્રસંગથી અમુક મનુષ્ય દિવાના જેવો બની જાય છે.

આ રૂમાલ અને તેમાંથી ઉડતી ફોરમથી ધનવંતના હૃદયને તેમજ અંગને તીવ્ર અસર થઈ. જાતિશાસ્ત્રની દૃષ્ટિએ ગણાતા આનંદના ઓઘ તેણે અનુભવ્યા; પણ આરંભમાં, આ અસરને ધનવંતે નિદ્રાના આગમનના ચિહ્ન તરીકે ગણી અને તકિયા ઉપર મસ્તક મૂકી નિદ્રા લેવાની તૈયારી કરી. તે ક્રિયા કરતાં હાથમાંનો રૂમાલ સરકીને તકિયા ઉપર જ રહ્યો અને ધનવંતનું મુખ પણ ત્યાંજ આવ્યું. પુનઃ રૂમાલમાં રહેલ ફોરમે હુમલો કર્યો અને પોતાને ચઢેલું ઘેન નિદ્રાનું નથી એ વસ્તુસ્થિતિ ધનવંત સમજી ગયો. હૈયું ઝોલે ચઢ્યું. વર્ષોથી મૃતવત્ સ્થિતિમાં પડી રહેલ પ્રસંગ પુનર્જીવન ધારણ કરી તેના મગજમાં ઘૂમવા લાગ્યો.

ઘડીભર ધનવંતને થયું: 'રૂમાલ તો ઇંદુનો—ફેંકી દઉં ?' પણ તે ક્ષણે તેનામાં બુદ્ધિ કરતાં હૃદય વધુ બલવત્તર હતું, એટલે રૂમાલ ફેંકાયો નહિ. એ રૂમાલ ઇંદુનો નહિ, પણ જે બાલ્ય સખીને આજે તે ચાલીશ ચાલીશ વર્ષથી અમુક અફલાતુની સ્નેહથી ચાહતો હતો તે સ્ત્રીના આત્મા અને અંગના એક અંશનો જ છે એ સત્ય તેની સમક્ષ ખડું થયું. તેની પાછળ અસ્પષ્ટ પણ વેગવાન વિચારોની થોડી પરંપરા અને પછી સહસા બત્રીશ વર્ષ પહેલાં બનેલ પ્રસંગ તેની નગ્ન તીવ્રતામાં તેની સૂક્ષ્મ દ્રષ્ટિ સન્મુખ ખડો થઈ ગયો.

આજે જામી હતી તેવી જ બત્રીશ વર્ષ પહેલાં તે રાતે પૂર્ણિમા જામી રહી હતી. આજે જેવાં મદભર્યાં સંગીત અને નૃત્ય તેણે ઝીલ્યાં હતાં તેવા જ મસ્ત સંગીત અને નૃત્યથી તે સમયે તે દિવાનો બન્યો હતો. આજે સત્તર વર્ષની વયે ઇંદુબાલામાં જે લાવણ્ય ઉભરાતું હતું તેની જે આકર્ષક આકૃતિ હતી, તેના કંઠમાંથી જે અમિ ઝરતું હતું અને અંગ નૃત્યમાં જે કોડીલાપણું હતું તેજ પ્રકારનું લાવણ્ય વનવેલીમાં આજે બત્રીશ વર્ષ પહેલાં છલકાતું હતું. તેની આકૃતિમાં તેજ પ્રકારની આકર્ષકતા હતી, તેના કંઠમાંથી પણ તેવું જ અમિ ઝરતું હતું અને તેના અંગનૃત્યમાં તેવા જ પ્રકારનું કોડીલાપણું તરવરતું હતું. વનવેલી પણ તે સમયે સત્તરેક વર્ષની જ હતી.

બત્રીશ વર્ષ પહેલાં કોઈકને ત્યાં ગરબા હતા. તે સમયે પણ વનવેલી, જયંત અને ધનવંત મિત્રો હતાં—સ્નેહી હતાં. તે સમયે જયંત એકવાર પરણેલો, પણ એકાદ વર્ષમાં જ પત્ની મૃત્યુ પામવાથી વિધુર હતો અને વનવેલી જોડેનાં તેના વિવાહ તરતના જ થયેલા. વનવેલી અને જયંત ઉભયનાં કુટુંબ પૈસાપાત્ર એટલે સ્વાભાવિક રીતે જ ધનવંત ઉમેદવાર હતો છતાં જયંત જ જીત્યો ! પ્રિયા થવાને બદલે વનવેલી જીવનપર્યંત મિત્ર જ રહેશે એની ખાતરી થતાં ધનવંતને

અસહ્ય વેદના થઇ, પણ તે કિસ્મતના દાવ અને ઘાવ સ્વાસ્થ્યથી ખમી શકે તેવો હતો.

જે સ્થળે ગરબા હતા તે સ્થળ વનવેલીના ઘરથી આઘે હતું. અમુક નજીવા કારણને લઈને વનવેલીને ત્યાંથી કોઈ પુરૂષ ત્યાં ગયેલ નહિ, તેમ જ જયંત પણ નહિ જઈ શક્યો, વનવેલીના મત્ત સંગીતથી અને સૌંદર્ય ઝરતી દેહલતાના ડોલનથી સર્વ મનુષ્યો મુગ્ધ થઈ ગયાં, તો ધનવંત ઉન્મત્ત થઈ જાય એમાં નવાઈ શી? બે વાગ્યે ગરબા બંધ થયા. ધનવંત વનવેલીને ઘેર મૂકી આવવા નીકળ્યો.

માર્ગમાં ધીમે ધીમે, ગરબામાંથી છુટાં થયેલ સ્ત્રી પુરુષો અને યુવક-યુવતીઓ પોતપોતાને રસ્તે ચાલ્યાં ગયાં અને વનવેલી અને ધનવંત એ એકલાં જ રહ્યાં. અન્ય મનુષ્યો સાથે હતાં ત્યાં સુધી ઉભય હસી હસીને પોતપોતાનામાં વાર્તાલાપ કરી રહ્યાં હતાં, એટલું જ નહિ પણ બીજાંઓ સાથે પણ છુટથી તડાકા માર્યે જતાં હતાં, પરંતુ એકલાં પડ્યાં કે તરત જ વનવેલીની જીભ બંધ થઈ ગઈ. વનવેલીના વિવાહ જયંત સાથે નક્કી થયા તે પછી એકાંતમાં બન્નેને મળવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

બન્નેના હૃદયમાં બળતરા હતી. અસંતોષ હતો, કિસ્મતના ફરમાન સામે બંડવૃત્તિ હતી. આ પ્રસંગ ઊભો નહિ થયો હોત તો કદાચ આ બળતરા, આ અસંતોષ અને આ બંડવૃત્તિ પોષણ વિના એમના એમ સુકાઈ ગયાં હોત. નિર્જન માર્ગમાં ચાલતાં બે જણાં બુદ્ધિની પ્રેરણાથી દૂર દૂર પાસે ચાલવાનો પ્રયત્ન કરતાં હતાં, પણ હૃદય એમને પાસે ને પાસે આવવાની પ્રેરણા પાયા કરતું હતું. વચમાં ધનવંતનું ઘર આવ્યું. તે સમયે તે ઘરમાં ધનવંત એકલો જ હતો. ઘર આવતાં વનવેલીને ઠોકર વાગી. ધનવંત પકડીને બચાવે તે પહેલાં વનવેલી પડી. એક પગ ઉપર ભાર આવી જવાથી તેને આંચકો આવી

ગયો હતો છતાં તે પોતાની મેળે જ ઊઠીને ઊભી થઈ જાત, પણ તેમ થઈ શકે તે પહેલાં ધનવંતે તેને પકડી લીધી અને ઉઠાડી.

'શાથી પડી? શાથી પડયાં? બહુ વાગ્યું તો નથી ને?' ધનવંતે ચિંતાતુર હૃદયે પૂછયું, પૂછતાં પૂછતાં, પકડેલી વનવેલીને છોડી શકાઈ નહિ.

'ના ના, બહુ નથી વાગ્યું, પણ'–વનવેલી નીચું જોઈ બોલી. 'પણ આ પગને સહેજ આંચકો લાગ્યો છે.'

'આવે છે? આવો છો–જરા મારે ઘેર પાંચ મિનિટ બેસો, પછી જઈએ.' ધનવંત બોલ્યો.

'અં–અં—ઠીઇઇઇક, એમ કરીએ,' વનવેલી ધીમેથી બોલી.

બન્ને ધનવંતના ઘરમાં ગયાં. ધનવંતે અંધારામાં દિવાસળી શોધવા માંડી. વનવેલીએ તે શોધવામાં મદદ કરવા માંડી.

'તમે બેસી જાઓ, હું શોધી કાઢીશ' ધનવંત બોલ્યો. છતાં વનવેલી બેઠી નહિ એટલે ધનવંતે બે હાથે એને પકડીને એક સોફા ઉપર બેસાડવા માંડી. માર્ગમાં થયો હતો એના કરતા આ વેળા વધુ અંગસ્પર્શ થયો. ઉભય કંપી ઉઠયાં. પકડીને બેસાડવામાં જે કાળક્ષેપ થવો જોઈએ તેના કરતાં વધુ કાળક્ષેપ થયો અને અંતે વનવેલી સોફા ઉપર બેઠી. ધનવંતે કાંઈક ધ્રૂજતે અંગે દીવાસળી શોધી કાઢી અને ફાનસ સળગાવ્યું. સળગાવીને તેણે તે જરા આઘે ટેબલ ઉપર મૂકયું.

ગરબાના શ્રમથી, માર્ગમાં પડી જવાથી અને હૈયાંમાંની ઊર્મિઓના આવેગથી વનવેલીના ગૌર મુખ ઉપર લાલાશ ચઢી આવી હતી. લલાટ અને કપોલ ઉપર કેશની બે ત્રણ લટ સ્વચ્છંદે વિહરતી હતી. વક્ષઃસ્થલ ઉપરથી ઝીણા સાળુનો છેડો ખસી ગયો હતો તેને પાછો

સુવ્યવસ્થિત ગોઠવવાની વનવેલીમાં શક્તિ રહી ન હતી કે પછી તેમ કરવાની તેનામાં ઇચ્છા પણ ન હતી. તસતસતા કમખામાંથી દૃઢ છતાં કોમળ સ્તનયુગલ હૈયાનો કંપ સ્પષ્ટ સૂચવતાં હતાં. ચુસ્ત કમખો અને કટિ ઉપરનાં વસ્ત્રની વચ્ચેના ઉદરપ્રદેશમાંનો અમુકભાગ ઘડીકમાં દેખાતો, ઘડીકમાં સાળુની નીચે ઢંકાઈ જતો હતો.

ફાનસના ઝાંખા પ્રકાશમાં, ધનવંતની ભૂખી આંખે વનવેલીની સુંદરતા નિરખી. વનવેલીના સુંદર શરીરે સંજોગોના બલથી, અધિકતર સૌંદર્ય પ્રાપ્ત કર્યું હતું એમ ધનવંતની દૃષ્ટિએ જણાયું. તેજ સંજોગને લઈને ધનવંતની કફ્ફડ આકૃતિ વનવેલીની તૃપાતુર આંખે વધુ આકર્ષક લાગી.

'કે—એમ, હવે પગને કેમ લાગે છે?' અવાજને સ્થિર રાખવાનો મિથ્યા યત્ન કરતો ધનવંત બોલ્યો. વનવેલી ઉત્તર આપે તે પહેલાં ધનવંત સોફા આગળ ગયો અને વનવેલીથી સહેજ અંતરે બેઠો.

'જુઓ તો ખરાં, પગ છોલાયો તો નથીને?' ધનવંતે પૂછ્યું. વનવેલીએ સાળુ ઉંચો કરીને પગનું ઢીંચણ તપાસવાં માંડ્યું. તે સમયે ધનવંતે પોતાની દૃષ્ટિ સંકેલી લેવાનો બલપૂર્વક યત્ન કર્યો, પણ દૃષ્ટિ તેના મગજની આજ્ઞા માનવા તૈયાર થઈ નહિ. ઘુંટીથી ઢીંચણ સુધીનો નગ્ન પગ એ દૃષ્ટિ અનિમિષ જોઈ રહી. ઘુંટણ પર સહેજ લોહી નીકળ્યું હતું.

'ના ના કહે છે અને લોહી તો નીકળ્યું છે; કોલનવૉટર ચોપડી દઉં.' ધનવંત બોલ્યો.

'ના, મારે નથી ચોપડવું, બળે એ તો.' ધનવંતની આંખોને અળગી રાખવાનો યત્ન કરતી વનવેલી બોલી.

'તે નહિ ચાલે, પાણી ઊંડે, હું લઈ આવું છું' કહીને ધનવંત ગયો અને કોલનવોટર લઈને પાછો આવ્યો.

વનવેલીની ના નબળી પડતી ગઈ અને ધનવંત એના પગ આગળ બેસી ગયો. બે ત્રણ ક્ષણ વનવેલીએ એ પગ ઉપર હાથ દબાવી રાખ્યો અને સાળુને ખસેડવા ન દીધો; પરંતુ પછી એ હાથ બાજુએ ખસી ગયો અને ધનવંતે સાળુ ઉંચો કરી ઢીંચણ ખુલ્લું કર્યું. લૂગડાંના પોતાથી જખમાયેલા ભાગ ઉપર તેણે કોલનવૉટર ચોપડયું અને તે સુકાય એટલા માટે ત્યાં વસ્ત્ર તરત ને તરત ઢાંકવા નહિ દીધું.

બે એક ક્ષણ ગઈ, ધનવંતે ઉંચું જોયું, દૃઢ મનોબળથી વનવેલીએ જુદી જ દિશામાં ટકાવી રાખેલ દૃષ્ટિએ સહસા તે મનોબલનો પરાજય સાધી ધનવંતની દૃષ્ટિ સાથે એકતા સાધી, ઉભયની બુદ્ધિ ઉપર બન્નેની પ્રેમોર્મિએ વિજય મેળવ્યો. ધનવંતે સિત્કાર કરીને પોતાનું મસ્તક વનવેલીના અંકમાં વાળી દીધું અને પોતાના ભુજપાશમાં વનવેલીને વીંટી લીધી. વનવેલીએ પોતાના ધ્રૂજતા કર વડે ધનવંતના કેશને ચૂંથવા માંડયા અને પછી—પછી પોતાનું મુખ નીચું કર્યું: ધન-વંતનું મુખ પોતાને હાથે ઉંચું કરી પ્રેમઘેલીએ પોતાના મુખને તેની જોડે ચાંપી દીધું. ઉભયના ઓષ્ઠ અદ્‌ભૂત અદ્વૈત સાધી રહ્યા.

પવનનો સબળ ઝપાટો આવ્યો, કડડડ કડાક ! અવાજ થયો, કોઈક જુદી જ, દૂર દૂરની સૃષ્ટિમાં વિહરતાં હૈયાં ચમકી ઉઠયાં. ભરનિદ્રામાં પડેલ મનુષ્ય પ્રચંડ અવાજથી 'સફાળુ' જાગૃત થઈ જાય તેવી રીતે આ બન્ને ઉભાં થઈ ગયાં. એકકની દૃષ્ટિએ સાધેલ ઐક્ય તૂટયું, તે તૂટતાંની સાથે બુદ્ધિ પ્રબલ થઈ. ઊર્મિ વશ, કંપતે અવાજે બન્ને અસ્પષ્ટ બોલ્યાં "શું થયું શું તૂટયું ? શું પડયું ?"

બન્નેએ નીચે વળીને જોયું; ઉભયનાં હૈયાં દ્રવી ઉઠયાં. 'અરે પ્રભુ!'

'આ તો—આ તો જયંતની છબી પડી!' અતિશય વેદનાથી ચીરાતાં હૈયાંએ ધનવંત કકળી ઉઠયો. ક્ષણભર ઉભય હૃદયને ડરાવતું, છળાવતું ગાઢ મૌન પ્રસરી રહ્યું. કલાકાર છતાં વ્યવહારુ યુવકે કલાપ્રિય અવ્યવ્હારૂ યુવતી કરતાં કિસ્મત સમક્ષ પોતાની હાર પહેલી કબૂલી. લગભગ ડુસકું ખાતા ખાતા અવાજે, દાંત પીસીને ધનવંત બોલ્યો. બોલતાં બોલતાં વનવેલીથી સહેજ આઘો ખસી ગયો; 'ભલો ભગવાન જે કરે છે તે ઠીક જ કરતો હશે.'

વનવેલીએ પણ બે ડગ પાછા હઠીને ધનવંતના અવાજનું કટાક્ષમય અનુકરણ કરીને કહ્યું. 'હાઆ આ, જેમ માનવું હોય તેમ મનાય.'

પુનઃ વનવેલી બોલી–તે સમયે તેના અવાજે સ્વાસ્થ્ય મેળવી લીધું હતું અને અંગ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાના સબળ યત્ન કરી રહ્યું હતું. 'ઘેર જવામાં મોડું થાય છે, ચાલો !'

મનોદશાના કોઈ વૈચિત્ર્યથી આજ બત્રીશ વર્ષ પહેલાંનો આ પ્રસંગ ધનવંત પથારીમાં પડયો પડયો એ જ વેદના, આનંદ, દુઃખના અતિરેકથી પુનઃ અનુભવી રહ્યો હતો; એટલામાં કડડડ કડાક! અવાજ થયો. ધનવંતની પાસેના જ ઓરડામાં વનવેલી સુતી હતી તેના ઓરડામાંથી જ આ અવાજ આવ્યો.

ઉભો થઇ ને ધનવંત બારણા ભણી ધસ્યો બારણું ઠોકતાં વનવેલીએ તે ઉઘાડયું.

'શું થયું? શું તૂટયું? શું પડયું?' ધનવંતે પૂછયું.

વનવેલીએ આંગળી બતાવી. બરાબર વનવેલીની તળાઈ ઉપર જ ઉંચેથી એક મોટી છબી પડી ને ભાંગી ગઈ.

ધનવંતે આગળ ડગલું ભર્યું અને છબી જોઈ. છબી જયંતની હતી.

'તમને-તમને વાગ્યું તો નથીને?' ધનવંતે પૂછ્યું.

'ના, મને ઊંઘ નહોતી આવતી એટલે બારીએ ઉભી હતી; તેથી બચી ગઈ.' વનવેલી આટલું બોલી અને સહસા અટકી ગઈ. તેની આંખ ભૂતકાળનું ઉંડાણ સરવા યત્ન કરતી હોય તેમ લાગ્યું.

ધનવંત ક્ષણભર ત્યાં ઉભો રહ્યો; પછી ઓરડાની બહાર જતે જતે બોલ્યો. 'ભલો ભગવાન જે કરે છે તે ઠીક જ કરતો હશે!'

ભૂતકાળનું ઉંડાણ ચીરીને વનવેલીએ પોતાની નજર પાછી સંકેલી અને દ્વાર બંધ કરતાં કરતાં બહુ ધીમેથી તે ગણગણી 'હા! આ! આ, જેમ માનવું હોય તેમ મનાય!'

# લખમી

શ્રી 'ધૂમકેતુ'

એ વખતે ધોળકા લાઈનના રેલવેના પાટા બદલાતા હતા, એટલે વેજલપરાથી સો સવાસો માણસ કમાવા આવ્યું હતું, ને ધોળકા રેલવેના પાટા પાસે સીમમાં પડાવ નાખીને પડ્યું હતું.

કાનો અને એનો સસરો પૂંજો ઢેઢ એ તરફથી આડેધડ ચાલ્યા આવતા હતા અને ગમે તેમ કરી એલિસબ્રિજ જનારી મોટી સડક પકડીને 'માણેકચોક'માં પહોંચવાનો એમનો વિચાર હતો. વેજલપરાથી આઠેક દિવસ થયાં આવેલા, લોટદાળ લાવ્યા હતા તે ખૂટી પડ્યાં અને અમદાવાદ તથા એનું 'માણેકચોક' એમની સ્વપ્નસૃષ્ટિમાં પહેલેથી જ કાંઈક સોનેરીરૂપેરી મહેલાત જેવા લાગેલાં, એટલે આજ તો ભલે રાતના આઠ કે નવ થાય, પણ 'માણેકચોક'માંથી જ હટાણું કરવાનો નિશ્ચય કરીને બન્ને નીકળ્યા હતા.

મોટી સડક ઉપર એક પછી એક કેટલાંય વાહનો ચાલ્યાં આવતાં હતાં, અને એમણે ઉડાડેલી ધૂળ શાંત થાય ન થાય તે પહેલાં મોટરે ઉડાડેલી ધૂળના ગોટેગોટામાં સસરોજમાઈ દટાઈ જતા હતા. થોડોક ઉજાસ થાય ત્યાં પૂંજો બોલતો : 'મેં તો તમને પહેલેથી કહ્યું હતું કે ભલે બાળુ ટાણું થાય; પગ ડગલી કરાવવી તો તો માણેકચોકમાં

જ.' જુવાન પણ નમ્ર છોકરા જેવો આજ્ઞાંકિત કાનો કાંઈ બોલ્યા વિના પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. પૂંજો આજે પોરસમાં હોય, કે પછી ગમે તેમ, પણ પોતાના જમાઈને માણેકચોકમાંથી જ ડગલીનું લૂગડું અપાવી ત્યાં ને ત્યાં દરજી પાસે સીવવા આપી પછી જ ઘેર પાછો ફરવાનો હતો.

'લોટ પણ ન્યાંથી લેવો છે?'

'હા, હા, તમે જુઓ તો ખરા, લોટ પણ ન્યાંથી જ લેવો છે. વશરામ લાવ્યો'તો નાં, પરમ દી, રૂપિયાનો પચી શેર. પણ આપણે તો રૂપિયાનો ભલે ચોવી શેર મળે—બાજરાનો. પણ લેવો છે તો માણેકચોકમાંથી જ.'

'મોડું બહુ થાશે,' કાનો બોલ્યો. કાનો જુવાનજોધ હતો, પણ એના પગમાં પોતાના પ્રૌઢ સસરા જેવું જોમ ન હતું.

'બશેર જલેબી લેશું. ત્રણ દરવાજા પાસે ખાંચામાં પીળી ધરમક મળે છે, ને સસરોજમાઈ બેય ખાતા આવશું. ધોળી દૂધ જેવી રાત છે, પછી ભલેને સોપો પડી જાય.'

એક કૂતરું પૂંજાની હડફેટે આવતું રહી ગયું ને પાસેથી સડડાટ કરતી મોટર ચાલી ગઈ. એની ધૂળના ગોટાથી આસપાસનાં ખેતર છવાઈ ગયાં, પણ પૂંજો તો અમદાવાદ ને માણેકચોક એ બે નામની જ માળા જપતો હતો.

'માણેકચોકમાં શું મનખો મળે છે! મેળાક મેળામાંય એટલાં નો થાય!'

સસરાને ભોળા જમાઈએ કરેલી આ તુલના જરાક ખૂંચી અને જમાઈ 'કલચર'માં—સંસ્કારિતામાં જરાક પાછળ લાગ્યો—માહિતીની

દૃષ્ટિએ : પણ આજે પૂંજો ચિડાવાના તોરમાં જ નહોતો; નહિતર કાનાને 'ઢોર જેવો છો' એમ કહી નાખત.

'તમારી સાસુ જીવતાં અમે આવ્યાં હતાં, આજથી પાંચ વરસ પહેલાં. એનો મંદવાડ વિરમગામનો કે નડિયાદનો કે અમદાવાદનો કોઈ દાક્તર વરતી ન શક્યો; પછી આપણી વશરામની વહુએ ડામ દીધા.'

પૂંજાનાં પગલાં જરાક નરમ પડ્યાં, એટલે કાનો સાથે થઈ ગયો. મિત્રના ખભા પર હાથ મૂકતો હોય એમ પૂંજો કાનાના ઉઘાડા કાળા ખભા ઉપર હાથ મૂકીને બોલ્યો: 'તમે નાના હતા. તમને ખબર નથી, પણ કડવીની માં બહુ ચાલાક માણસ હતું.'

કડવી પૂંજાની મોટી છોકરીનું નામ હતું.

ભોળિયો કાનો સસરાની સામે જોઈ રહ્યો. અત્યારે પૂંજો એની સાથે મિત્રની જેમ વરતી રહ્યો હતો; પણ—'દેશના એક વીસુ રૂપિયા બાકી છે તે ભરી ગયા પછી તમારા માણસને—આ કડવીને—તેડી જાજો,' એમ એણે જ કહ્યું હતું.

'તમે નાના હતા. કડવી પણ નાની હતી. પણ તમારી સાસુએ ક્યાં વરો આવ્યો ને ક્યાં ગયો કાંઈ કળાવા દીધું નો'તું, બહુ ચતુર માણસ.'

કાનો પોતાની સાસુનાં વખાણ સાંભળી રહ્યો. એને એટલી તો ખબર હતી કે પોતે નબાપો બન્યો ત્યારે વેણની ખાતર પણ સાસુએ સંબંધ જાળવી રખાવ્યો હતો અને એના દેશના રૂપિયા દસ વીસુને બદલે છ વીસું લેવરાવ્યા હતા. એની સ્મૃતિમાં એની સાસુની મૂર્તિ પૂજ્ય ને પ્રેમભરેલી હતી.

પણ પૂંજાને તો આજે સાબરમતીનો આ કાંઠો જોઈને જૂનાં સંસ્મરણો જાગ્યાં હતાં.

'તમારી સાસુ સાથે હું આવ્યો. ત્યારે આંહીં આ બંગલા કે કાંઇ નહિ હો. બધે જંગલ. હું ને વશરામ તો લોટ લેવા હારે જ જાઈ. એ ને પેલો આરો દેખાય, ત્યાંથી અમે સીધા ખાનપુર દરવાજે નીકળી જાઈ. પણ તમારી સાસુ—લખમીનો જ અવતાર. હવે એવા માણસ કળજગમાં મળે નહિ. શું તમને વાત કરું, કાના !' પૂંજાએ કાનાના ઉઘાડા ખભા ઉપર હથેળી લગાવી. કાનો તો મૂંગો મૂંગો હોંકારો જ ભણતો હતો.

'ભાઈ, કડવીના વિવાહ કર્યા ત્યારે તમારી સાસુએ મને કહ્યું હો, કે આપણો જમાઈ દૂબળું માણસ છે તે દેશના રૂપિયા છ વીસું જ લેવા છે. ઉપર રાત જેવડું ધાબું છે. ખોટું નહિ બોલું. મારા મનમાં એક વીસું ઓછા લેવાનું હતું, પણ તમારી સાસુ ચતુર માણસ, ભાઈ, મને પણ માળું કોણ જાણે શું, તે એનો બોલ ઉથાપવાનું મન જ નો થાય. ભાઈ, ચાર વીસું ઓછા કરાવ્યા; એમાંથી હજી તમે એક વીસું ભર્યા નથી, પણ મારા મનમાં એનો દખધોખો કાંઈ ન મળે. ભાઈ, પછી વિવાહ તો ઊકલી ગયા. મૂકવું કારવવું પતી ગયું ને મેં કહ્યું : 'કાં કેટલા રૂપિયા વધ્યા ?'

'કાંઈ ,વધ્યું નથી. પિસ્તાળીશ રૂપિયા ઘટ્યા છે,' તમારી સાસુએ કહ્યું.

'હવે ? વાણિયાનું ક્યાંથી ચૂકવશો ? નેમચંદ એક દી ખમે એવો નથી.'

'તમારી સાસુ બોલતાં બહુ થોડું. ભાઈ, મને તો જવાબે ય નો દીધો. ત્રીજે કે ચોથે દી વશરામ ને મેઘો અને સતાપરવાળો કાળિયો સૌ આવ્યા હતા. તમારાં સાસુ હોય એટલે મારે મનમાં ઘરની કાંઇ ફકર નહિ. ભાઈ, હું તો હોકો ચગવીને લીમડા હેઠે બેઠો'તો હો, ને ગરાશ્યાની પેઠે વાતુંએ વળગ્યો'તો; પણ મનમાં ચટપટી કે જો

નેમચંદ આવી ચડ્યો'તો આબરુના કાંકરા થઈ જાશે. ભાઈ, તમારી સાસુએ તો ચોખા, ગોળ, ઘી, બધુંય તૈયાર કંપલટ રાખ્યું ને સૌ ભાણે બેઠા..એટલામાં નેમચંદ આવ્યો. મારાં તો ધરણ જ મરી ગ્યાં. પણ તમારી સાસુ જબરું માણસ. કોઠલામાંથી રૂપિયા પસ્તાળીશ રોકડા કાઢીને ઓશરીની કોર ઉપરજ નવા નકોર ખખડાવી દીધા. હું મનમાં ધા ખાઈ ગયો કે માળીએ રૂપિયા કાઢયા કયાંથી ?

'મેમાન તો ગયા. પછી મેં પૂછયું કે 'તેં રૂપિયા કાઢયા ક્યાંથી ?' મોઢું મલકાવીને દાઢીએ હાથ રાખીને એણે તો જવાબ દીધો, કે 'તમારે શું કામ છે ? કાઢયા ગમે ન્યાંથી.'

—'ના પણ તું વાત તો કર, કે રૂપિયા આવ્યા કયાંથી ?' —મેં કહ્યું.

'તમારી સાસુનો સ્વભાવ જરાક હસમુખો ખરો, મને કહે કે 'હું ચોરી કરી આવી છું.'

'પણ હું કાંઈ માનું ? મને ખબર હોય નાં, કે આ સતજુગનો જીવ કાંઈ ચોરી કરે ?'

મેં કહ્યું કે 'તું રૂપિયા ક્યાંથી લાવીને એ કહે, નહિતર મારે ભગરીનું દૂધ ઘી હરામ છે.'

'તમારી સાસુ તો તાળી લઈને હસી પડયાં અને આપણી નાતમાં એના જેવો રાગ કોઈનો નહિ હો, ભાઈ. મને જવાબ આપવાને બદલે ભનકીને કહે, કે લે હું તને ગીત ગવરાવું, ગીત ગા, અને એમ કહીને ફળીમા રાસડા શરૂ કર્યા :

'કારતકે વ્હાલા, કૃષ્ણકૃપાળા, વ્હાલા, બંસીવાળા;
રા જ રૂ પા ળા રે, વ્ર જ માં આ વો ને.'

'એટલામાં ત્યાં રૂડકી નીકળી. ત્યાં તો શામડી આવી ને મોંઘી તેલનો શીશો લઈને જાતી'તી એ પણ થોભી ગઈ. માણસને જોણું થયું. ને ભાઈ, રૂપિયાની વાત રૂપિયાને ઠેકાણે રહી ને દેઢપામાં રાસડાની રમઝટ બોલી ગઈ, એટલી બધી બાઈડિયું તે હું એકલો શું કરું ? મનમાં કીધું ભલે ગાઈ લ્યે. પછી વાત.

'ભાઈ, મેં તો સાંજે ભાણું ઠેલી મેલ્યું. રૂપિયા ક્યાંથી લાવી એ વાત કર તો હા, નકર 'ખાવું હરામ.' પછી શું કરે ? મને કહે, કે 'એ તો હું મુખિયાણીની પાસેથી ઉછીના લાવી છું. આપણે પછી ભરી દેશું.'

'હવે મારે કંઈ મુખિયાણીને પૂછવા જવાય નહિ. વખતે મુખિયા-ણીએ છાનાછેપના આપ્યા હોય એટલે મુખીને પુછાય નહિ. અને આપણે મુખિયાણી હારે બોલવું શી રીતે ? એટલે ભાઈ, રૂપિયાની વાત તો એમ થાળે પડી. ગામના વાણિયાનું તો ચૂકવી દીધું, પણ પરગામના વાણિયાના રૂપિયા સાત વીસું ને સાત હતા એ ક્યાંથી ભરવા ? થોડાક રાઘવા મોચી પાસે લેણા હતા તે આવ્યા. એક પારો ખંડી નાખ્યો, પણ અંદર પેલે ગોકળીએ સોનીએ રૂપાના કરડા મૂકેલા ! મારે બેટે બરાબર દગો દીધેલ, તે માંડ એના રૂપિયા અરધા ઊપજ્યા. વળી તમારી સાસુ મુખિયાણી પાસેથી થોડાક લાવ્યાં ને એમ ઓટાગોટા કરી અમે તો નામુ ચૂકવવા હાલ્યાં.

'પણ દીપચંદ તો ક્યાંય થાવો નથી હો. સાત વીસું ને આઠ રૂપિયાનું નામું નીકળ્યું, પણ એણે તો પાંચ વીસું રાખ્યા ને બીજા બે વીસું ને આઠ પાછાં આપ્યા. કે'વા માંડયો, કે 'નામું ચૂકતે નહિ કરું.'

'તમારી સાસુ કહે: 'મારે પઈનુંય દેણું રાખવું નથી. નામું ચૂકતે કરો.'

'પણ દીપચંદ માને નહિ. કહે, કે 'ના, તમારા જેવું કળી ચૂકતે નામું કરી જાય તો તો પછી દુનિયામાં વહેવાર કેમ હાલે? તમતારે રૂપિયા બે વીસું ને આઠ પાછા લઈ જાઓ ને વાપરો ને મારું નામું ભલે બાકી રહ્યું.'

'મેં કહ્યું, 'પણ દીપચંદ કાકા! વળી ખપ પડશે તો તમારે ત્યાં જ કનડવા આવીશ.'

'દીપચંદ કહે, 'તારી વાત સાચી, પણ તું અમારો ખાતેદાર રહે એવી અમારે આશા ન હોય?'

'ભાઈ હા—ના કરતાં રૂપિયા બે વીસું ને આઠ બાકી રાખ્યા. દીપચંદ બચારો લાખનું માણસ હો.'

'મહિને રૂપિયે પૈસા લેખે સાવકારી બ્યાજ નોંધ્યું ને અમારી ગાંઠે રૂપિયા પાછા બંધાવ્યા.

'પછી હું ને તમારી સાસુ તો રૂપિયા લઈને પાછા વળ્યાં. ત્યાં દીપચંદ પાછળ દોડ્યા. મને કહે, 'હાલો પાછા તમારું કામ છે.' દુકાને ગયો ત્યાં ભાઈ, દોઢક શેર ઘી, ત્રણ શેર જેટલો ગોળ, દશ શેર ઘઉં મારા મોં આગળ મૂક્યાં. મને કહે, 'ઉપાડી લો. તમારું આટલું નામું થાય તો મારે પણ સોપારીનો કટકો આપી જાણવો જોઈએ. બહુ ના કહી પણ કાંઈ માને? પછી મેં પણ એને બે રૂપિયા પાઘડીના કરીને આપ્યા અને અમે ઘેર આવ્યાં.'

જેવી મીઠાશ ભૂતકાળની યાદીમાં માણી તેવી જ મીઠાશ પેલી બશેર જલેબીમાં લેતાં લેતાં પૂંજાએ કાનાને સઘળી વાત પાછા ફરતી વખતે કહી સંભળાવી હતી. સાબરમતીનો વિશાળ પટ ખાલી પડ્યો હતો. ઉપર ધોળી દૂધ જેવી ચાંદની વરસતી હતી: નીચે રેતીની સફેદ

ચાંદર આકર્ષક ને મોહક બની રહી હતી; અને ચાંદનીમાં પસાર થતી આછી વાદળીની છાયા જેવી સ્મરણકથા પણ સુંદર હતી.

*

ત્યારપછી પૂંજાનું આ ચતુર બૈરું મરણ પામ્યું.

લક્ષ્મી ગઇ અને પૂંજાનો સઘળો જીવનરસ ઓસરી ગયો. પછી તો છોકરી ભનકીને લઈને એ ઓટલે બેઠો રહે. પેલો જૂનો લીમડો, એનો જીવનસંગાથી જેવો હોકો, અને ભલું હોય તો એકાદ રડ્યું-ખડ્યું કૂતરું. બસ, જાણે કાંઈ કામધંધો ન હોય તેમ એ બેઠો જ રહેતો. સૂરજ ઊગતાથી આથમતા સુધી, કેટલાટ પેનશનર ખાટ ઉપર હીંચક્યા કરે છે તેમ, પૂંજો પેલા ઓટલા ઉપર હોકો લઈને બેઠો જ હોય!

પણ લક્ષ્મી મરી ગઈ ત્યારે પૂંજાએ નાત કરી હતી એટલે એનું દેવું થયું હતું. જમાઈ પાસેથી દેશના રૂપિયા વધુ મળે એવો સંભવ હતો નહિ, એટલે પૂંજો ધીમેધીમે કામે જાવા લાગ્યો, ને મહેનત કરી કરીને સૌનું દેણું ચૂકવવા લાગ્યો.

લક્ષ્મીને મરી ગયાં ત્રણ વર્ષ થયાં. તે દરમિયાન અનેક વાર બીજું ઘર કરાવવાનો પ્રયત્ન થયો પણ પૂંજો એક જ જવાબ વાળતો: 'ના મારાં છોકરાં દખી થાય, એની માએ મને ભળાવ્યાં છે.'

છોકરીને સાચવવી, મજૂરી કરવી, ને ભત્રીજાની વહુ છણકા કરતી આવે ને બે રોટલા ટીપી જાય તે ખાઈ લેવા એ સઘળી વાતથી પૂંજો કાયરકાયર થઈ ગયો. આડોશી-પાડોશી સૌ એને વળગ્યાં કે હવે તો તું બીજું ઘર કરી લે. એટલું છતાં એ ટકી રહ્યો હતો. જો કે હવે નાતમાં તો એની વાત પણ થાતી હતી કે છતે પૈસે દુઃખી થાય છે. પણ પૂંજાનો વિચાર હતો કે દેણું ચુકવાઈ જાય, બન્ને છોકરાં પોતપોતાને ઘેર આવતાં જાતાં થાય ને પછી કામઢું માણસ મળે તો વળી ઘરસંસાર ફરી માંડવો.

એક વખત પૂંજો મજૂરીએ ગયો ત્યારે શામડી બાવળનો ભારો લઈને આવતી હતી. શામડી પાસેના ગામડાની હતી અને એટલામાં પોતાનાં રૂપ અને યૌવનને લીધે પ્રસિદ્ધ હતી. ઘણાએ એને હારડી બાંધવા કહેવરાવ્યું હતું, પણ શામડી એક જ તોછડો જવાબ વાળતી: 'મારે તો હથેળીમાં થુંકાવે એવું શોખીન માણસ જોઈએ.' એની માર-કણી આંખ અને નવું જોબન એને પુરુષ પ્રત્યે જરાક બેદરકારીથી જોતાં શીખવી રહ્યાં હતાં. જ્યારે સ્ત્રીને પોતાના રૂપનું ભાન થાય છે ત્યારે એની મસ્તી ઓર પ્રકારની બને છે. શામડીની જરાક ભીનેવાન ચામડીની મઢેલી દેહ આવી મસ્તી ભોગવી રહી હતી. પૂંજો રસ્તે મળ્યો ત્યારે શામડીએ જરાક મશ્કરીમાં, જરાક બેદરકારીમાં અને જરાક, પૂંજા જેવું નાતમાં મોભાવાળું માણસ સામું મળે ત્યારે બોલવું જોઈએ એવા વિવેકથી સહજ જ કહ્યું:

'ક્યાં હાલ્યો, પૂંજા?' માથા ઉપરનો ભારો નીચે ટેકાવીને તે વાત કરવા ઊભી.

પૂંજો એની સામે ઊભો રહ્યો: 'જાઉં છું બીડ વાઢવા.'

'ઊધડું રાખ્યું છે?'

'હા. તું હમણાં ક્યાં જાય છે? બીડ વાઢવા આવ ને!'

'મારે તો આવે છે ભૂખરાત. તારે ત્યાં બીડ વાઢવા કોણ આવે?' શામડી એને ચીડવવા માટે જ બોલી.

'કેમ? મારો શો વાંક ગનો દીઠો?'

'વાંક ગનો કાંઈ નહિ' શામડી લહેકાથી બોલી. 'પણ તારી હાંસડી કોઈ બાંધતું નથી, તે કાંક કહેવાપણું હશે નાં?'

જુવાન ને રૂપાળી સ્ત્રીએ મારેલો આ ટોણો પૂંજાને છાતી સોંસરવો નીકળી ગયો. વળી શામડી ટોણો માર્યા પછી જરાક મલકી પડી.

'મારામાં શું કહેવાપણું છે? મેં લખમીની પાછળ નાત નથી કરી? શું મેં મારી દીકરીને વળાવી નથી? મારી હાંસડી બાંધવા તો એક કહેતાં એકોતેર તૈયાર થાય છે, પણ મારે કાંઈ રૂપકડું ઘરમાં લાવીને લોકની આંખે ચડવું નથી'

આ ફટકો શામડીને સોંસરવો નીકળે એવો હતો. 'હા. ભઈ, હા. અમે તો ભલેને કાળાં રહ્યાં, તું કોક મઢમડી લાવજે,' એટલું બોલીને શામડીએ ભારો માથે ચડાવતાં ઉમેર્યું 'પણ પૂંજા જોજે હો, રૂપકડી ગોતવામાં ક્યાંક છેતરાઈ જા નહિ!'

અને એક તીવ્ર સોંસરવી નીકળે એવી મોહક દૃષ્ટિ નાખીને શામડી ચાલતી થઇ.

તે દિવસથી પૂંજો જુદો બની ગયો હતો. શામડી ઉપર એનું મન ચોટયું હતું. વધારે તો એટલા માટે કે શામડીનો ટોણો પાછો એને જ સોંપવાની એની વૃત્તિ જાગી ઊઠી હતી. આઘાત પ્રત્યાઘાતમાંથી ઉત્પન્ન થતો પ્રેમ ઘણી વખત કુદરતી પ્રેમ કરતાં વધારે બળવાન, વેગભર્યો ને જુસ્સાભરેલો હોય છે. શામડીને પોતાના ઘરમાં બેસારીને એની સાથે લહેકાથી ટોણાં મારતાં મારતાં મશ્કરીભરેલી વાતો કરવાની પૂંજાને અનિવાર્ય જરૂરિયાત લાગી. એ જરૂરિયાતમાંથી જ એણે નિશ્ચય કર્યો, કે ઘરવું તો તો હવે શામડીને જ.

ઘણી વખત એવું પણ બને છે કે તમે જે ચિંતન કરતા હો તે જ વસ્તુ સામે આવીને મળે છે. ત્યાર પછી શામડી પૂંજાને ભેટી હતી. ઘણી વખત ચમચમ કરતા એના જોડા પહેરીને, એ તો પૂંજાને ઓળખતી ન હોય એમ તરીને ચાલી જતી. પણ એના મનમાં સો ટકા ખાતરી હતી કે પૂંજો એને બોલાવશે જ. આવી ખાતરી હોય છે, ત્યારે સ્ત્રી વધુ બેદરકારી દેખાડવાનો વેષ ભજવે છે. એક દિવસ પૂંજાએ વાતચીત કરી પણ ખરી.

'અરે! શામઠી, તું તો આજ જલદી પાછી વળી? કેટલા પૈસા આવ્યા?'

'આવ્યા, બેચાર આના. અમે કાંઈ ગોરાં છીએ કે વાણિયાવેપારી મોહી પડે!'

'તે તમે બલોયાં કેમ પહેરતાં નથી?'

પૂંજો પૂરી જાણ વિના કે ભાન વિના ઊંડા પાણીમાં ઊતરતો હતો.

શામઠી મલકી પડી: એવા આત્મસંતોષથી કે પૂંજાને પોતે આકર્ષી રહી છે.

'નહિતર તો જાણે પોતેને ખબર નહિ હોય? રંડવાળને બલોયાં પહેરતાં જોયાં હશે કાં?'

'એમ? તું–તમે રાંડ્યાં છો?'

'ઓહોહો? કાંઈ વાત છે? તને ખબર નહિ હોય!'

'તે હવે નવું ઘર માંડો ને!'

'મને કાળીકૂબડીને કોણ રાખે? સૌને ગોરું બેરું જોઈએ.'

પોતાના રૂપના સંપૂર્ણ ભાન સાથે શામઠી બોલી. એટલે એના બોલવામાં એક જાતનો ગર્વ હતો. 'મને ન રાખવાની હિંમત કોનામાં છે એ તો બતાવો?' એવી જાતનું જાણે કે આહ્‌વાન હતું.

'લે હવે ઠેકડી જાવા દે ને, કહું છું, ખિજાતી નહિ હો. મારી હાંસડી બાંધ ને!'

શામઠી બે હાથની તાળી લેતી હસી પડી: 'લ્યો, તમારે તો એક કરતાં એકોતેર મળે છે ને?'

'હા, પણ એમાં તારા જેવી કોઈ ન મળે!'

'ના રે, આપણે તમારા જેવા મોટા માણસની પડખે ચડવું નથી. આપણે તો કોક આછુંપાતળું માણસ જોઈએ.'

'લે, હવે શામડી! સાચી વાત કર ને!'

'ના રે !' શામડી લહેકા કરતી ચાલી ગઈ. પણ પૂંજાને 'ના રે' ની પાછળ જ રહેલો 'હા રે !' નો સ્પષ્ટ અવાજ સંભળાયો.

*

દાંતના ચાર બલોયાં ને સાડલો તૈયાર રાખીને પૂંજો તો શામડીની હા પડે એની રાહ જ જોઈ રહ્યો હતો. શામડીની બહેન કેસરે સમાચાર પણ આપ્યા કે શામડીએ હા પાડી છે.

પણ નિર્વિઘ્ને કામ પાર પડે તે પહેલાં અતિ મહેનતને પરિણામે પૂંજો સખત માંદો પડી ગયો.

પૂંજાએ કાગળ લખેલ એટલે કડવી ને કાનો પણ રેલવેમાં આઘે કામ કરવા ગયેલાં, ત્યાંથી ચાકરી કરવા આવી પહોંચ્યાં.

પૂંજાનો મંદવાડ તો લંબાતો ગયો. એમાં પાછા વશરામની ડાહી વૈદ જેવી વહુએ ડામ આપ્યા હતા. બિચારો પથારીમાં પડયો હાંફતો હતો. ઘરની ઘરવખરી એક પછી એક પગ કરવા માંડી. કાંઈક ભૂવાને દેવું પડયું, કાંઈક ગોરના જોશમાં આપ્યું, બાકી દવાની પડીકીમાં ગયું. પૂંજો બધી રીતે ઘસાતો ચાલ્યો.

આષાઢ માસની એક મેઘલી રાતે પૂંજો વધુ માંદો હતો. કાનો વશરામને બોલાવવા ગયો હતો. એક ખૂણામાંથી દોઢ પૈસાનો ઘાસલેટનો દીવો પ્રકાશ આપી રહ્યો હતો. ચૂલા ઉપર ધાનનું માટલું પડયું હતું, એમાં મોં નાખીને બિલાડી ખાવાનું કરતી હતી. કડવી

ગમગીન બનીને બાપની પાસે બેઠી હતી. છોકરી ભનકી બહાર સૂતી હતી.

'કડવી ! હવે તો મને થોડોક શેરો કરી દે તો શરીરમાં તાકાત આવી જાય.'

કડવીએ તરત ચૂલો સળગાવ્યો, પણ કોણ જાણે કેમ, દીવાસળી હાથમાં રાખીને જ થંભી ગઈ.

'બાપા !'

'કેમ દીકરી ? કડવી ! શું છે ?'

'આ આપણું પાણિયારું છે કાં ?'

પૂંજાને આ સવાલથી નવાઇ લાગી, પણ તેણે ડોકું ધુણવીને હા પાડી.

'એ તો હમણાં એવું છે, કડવી ! તારી મા જીવતાં એ પાણિયારાનું રૂપ જુદું હતું. ત્યા તાંબાપિત્તળની હેલ રે'તી. નીચે ચુના જેવી ગાર થાતી ને ઉપર ચિતરામણ હતાં.'

કડવી છેક પૂંજા પાસે આવી.

'બાપા ! મારે એક વાત કરવી છે. મારી માએ તમને કહેવાની કહી હતી.'

પૂંજો પથારીમાં અરધો બેઠા જેવો થઈ ગયો. તેની આંખ ભૂતકાળના પડદા ચીરીને કડવીની મુખાકૃતિમાં સચવાયેલું લક્ષ્મીનું મોં જોઈ રહી. તેના ચહેરા પર દીવાનો પ્રકાશ પડતો હતો અને મોં ઉપર અપાર્થિવ તેજ હતું.

'કોણ ? તારી માએ કહી છે ?—તું આજ હવે મને આ વાત કહેવા બેઠી ? આજ સુધી નો સાંભરી ?'

'આ આપણો ચૂલો આંહીં જ હતો ?'

'હા.'

'અને આ પાણિયારું. તઈ તો બાપા, એ બેયની વચ્ચોવચ્ચ મારી માએ રૂપિયા સાચવીને રાખ્યા છે !'

'હેં !'

'અને મને કહ્યું'તું કે તારા બાપા મજૂરી કરીને કામી ખાય, ત્યાં સુધી કાંઈ બતાવીશ નહિ. રૂપિયા જોઈને નવી બાયડીના છંદમાં પડશે અને તમને દખ પડશે. પણ તારા બાપા દખી થાતા હોય, કોઈ આબરુનો સવાલ આવ્યો હોય, કાળદકાળ પડે, તમારી માંદગીમાં ખપ પડે, તો આ રૂપિયા બતાવજે. આજ મને ઈ સાંભર્યું બાપા !'

અંતરના ઊંડા મંથનમાં પડ્યો હોય તેમ પૂંજો કડવીની સામે જોઈ રહ્યો: 'કડવી! તેં બેટા, આજ સુધી આ વાત સાચવી રાખી. આવું તારું ડહાપણ, એ તો તારી મા સિવાય બીજે ક્યાંયથી મળે નહિ. શી એની ચતુરાઈ! જો ને આજ ખરે ટાણે એણે મને બચાવી લીધો !'

પૂંજો વધારે બોલી શક્યો નહિ, પણ એનું અંતઃકરણ અનેક વિચારો કરી રહ્યું હતું.

એટલામાં બારણું ઊઘડ્યું ને વશરામને તેડીને કાનો આવ્યો.

પૂંજાને જરાક સારું છે, એ જોઇને બન્નેને હૈયે ધરપત વળી. કડવી પૂંજા માટે શેરો તૈયાર કરી રહી હતી. બીજે દિવસે સવારે પૂંજાએ કાનાને બોલાવ્યો. રાતમાં કડવીએ રૂપિયા દોઢસો ભોંમાંથી કાઢી લીધા હતા. પૂંજાએ પોતાની પથારી નીચેથી એક રૂપિયો ફેંક્યો: 'લ્યો કાના, આ રૂપિયો. ઘીગળ લઈ આવો ને શેરો કરીને આજ

તો સૌ ખાઈએ. બજારમાંથી પાછા ફરો, ત્યારે શામડીને જમવાનું નોતરું દેતા આવજો !'

સજળ નેને કડવીએ બાપની સામે જોયું. એની માએ ભાખ્યું હતું એ જ પ્રમાણે ભવિષ્ય થયું. પૂંજો હવે બીજું ઘર કરશે. ભાઈ, દોઢસો રૂપિયા ક્યાંથી ?

શામડી જમવા આવી. એનું યૌવન ને રૂપ તો સૌને આંજે એવાં જ હતાં.

સૌ જમવા બેઠાં.

એક તાંસળીમાં પૂંજો પણ શેરો ઉડાવી રહ્યો હતો. એને વિશ્વાસ બેઠો હતો કે હવે પોતે સાજો થઈ ગયો છે.

'શામડી ! આજ તો મેં તમને એક વાત કહેવા બોલાવ્યાં છે !'

શરમની મારી બિચારી કડવી નીચે જોઈ ગઈ. કાનો બોલ્યો નહિ, પણ એનું મન દુભાયું. શી વાત છે એ સૌને ખબર હતી.

'તમારે માટે મેં બલોયાં લઈ રાખ્યા હતાં, સાડલો લઈ રાખ્યો હતો, એટલામાં તો હું માંદો પડ્યો.'

કડવીનો અંતરાત્મા કકળી ઊઠ્યો. માએ જે આગાહી કરી હતી તે જ પ્રમાણે થયું.

'પણ કાલે તો અચાનક કડવીની મા સોણામાં આવ્યાં. એવું ને એવું તાજું શરીર છે, નમણી આંખે મારી તરફ જોઈ રહ્યાં છે.'—કડવી, કાનો ને શામડી સૌ સાંભળી રહ્યાં.

'જાણે મારી સાથે હમણાં બોલશે, પણ કોણ જાણે કેમ કાંઇ બોલ્યાં નહિ. પણ ઈશારત કરીને કહ્યું કે રૂપિયા દોઢસો મેં તારે

માટે રાખ્યા છે, તે ભોંમાંથી ખોદી લે. ખાઈપીને તાજો થા. મજૂરી કરીને કામતો થઈ જા અને છોકરાને સાચવ!'

'હેં!'

'હા સાચું કહું છું. મેં વેણ આપ્યું, પછી જ અલોપ થયાં.'

કડવી મનમાં ને મનમાં હસી રહી.

'હવે મારાથી બીજી વાત નો થાય. બલોયાં ને સાડલો પાછાં લખમીનાં થઈ ચૂક્યાં! લખમી તો સુખડના લાકડા જેવી હતી. એની કાયા હાલી ત્યાં સુધી અમને સૌને પાળ્યાં અને કાયા ગઈ ત્યારે પણ મીઠી માયા ભૂલી નહિ!'

કડવી બાપાની સામે જોઈ રહી. પૂંજો જાણે લક્ષ્મીને પ્રત્યક્ષ જોતો હોય તેમ બોલી રહ્યો હતો: 'હવે તો લખમી આવી ગઈ પાછી ઘર સંભાળવા, એટલે મને નિરાંત થઈ. મને મનમાં તો હતું જ કે લખમી જેવો દેવતાઈ જીવ મને ભૂલે તો નહિ!'

* * *

માણેકચોકમાંથી પાછા ફર્યા પછી, સાબરમતીના પટમાં જલેબી ખાતાં ખાતાં પૂંજાએ પોતાની આખી સ્મરણકથા કાનાને સંભળાવી: 'માથે રાત જેવું ધાબું છે, કાના! સાચું કહીશ હો, ભાઈ! એ દિવસની ઘડી ને આજનો દી મેં શામડીને ફરીને નીરખી નથી કે કેવીક છે ને શું કરે છે.

'અને મને સપનુંબપનું કાંઈ ન મળે. પણ મનમાં ઊગી નીકળ્યું કે હે જીવ, જેણે જિંદગીભર મને કાંઈ વરતાવા દીધું નહિ, એનું આટલું સંભારણું ન રાખું તો તો પછી મનખા દેહ મળ્યો નો મળ્યો.

મેં તો નવાં નક્કોર અલોયાં, સાડલો, સઘળું એમ ને એમ રાખી મૂક્યાં.

'આજ હવે મને ખબર પડી કે તમારી સાસુ કહેતાં કે હું તો મુખિયાણી પાસેથી પૈસા લાવી, ચોરી લાવી, એ બધું ય ગપ. આપણે ઢેઢભાઈ તે પોરસેલી જાત. ઊંધાં ખરચ કરતાં પાછું વાળી જોવાના નહિ. એવો વરો કે એવું ટાણું આવે ત્યારે તમારી સાસુ પાંચ પૈસા ભેગા કરી રાખે. પૈ પૈસો કરીને સાચવી રાખે. અને આજ હવે ખબર પડે છે કે એ બધું ય સાચવી સાચવીને ખરે ટાણે જવાબ આપે એમ રાખી મૂક્યું. તમારી સાસુની ચતુરાઈ તો થાવી નથી હો.

'અને કડવીને મરતી વખતે પાસે બોલાવી કહ્યું, 'દીકરી! આ વાત તારા પેટમાં રાખજે હો. તારો બાપ મારી પાછળ નાત કરે તો એની મજૂરીમાંથી ભલે કરે. તારા વર પાસે વધુ પૈસા માગે તો તું ના પાડજે અને હું જે પૈસા દેખાડું છું એ તો ખરે ટાણે વાપરજે. અમથા—અમથા બતાવીશ માં.'

'મને મનમાં થાતું જ તું કે તમારી સાસુ મારી ઘરવખરી સચવાઈ રહે એવું કાંઈક કરતાં ગયાં હશે, અને જુઓને, એમ જ થયું! એવા કોક સતજગના જીવ નીકળી આવે છે!'

જલેબીવાળો ખાલી કાગળ ફગાવીને પૂંજો બેઠો થયો ને આધે આધે ઊગતા ચંદ્રને જોઈ રહ્યો. સસરોજભાઈ મૂગે હૈયે ને ભારે પગે પોતાના વાસ તરફ પાછા ફર્યા.

પણ લક્ષ્મીની જીવનસુગંધ જંગલના પવનમાંથી પણ આવી રહી હતી.

# મ ધુ રી

શ્રી. નવલરામ જ. ત્રિવેદી

[૧]

## દાક્તરની વાત

અમદાવાદમાં હજુ તો હું બે મહિનાથી જ 'માનસ–ચિકિત્સક'નું પાટિયું મારીને બેઠો હતો, તેટલામાં મારી પાસે એક ઘણો જ રસિક કેસ આવ્યો.

સવારના દસ વાગ્યા હતા. હું 'ગૂજરાત–સમાચાર' વાંચતો બેઠો હતો. એવામાં સફેદ ખાદીનાં કોટપાટલુન અને ખાખી ખાદીની હેટવાળો એક મધ્યમ કદનો જુવાન મારા દવાખાનામાં દાખલ થયો.

'દાક્તર સાહેબ, મારે એક ઘણી જ ખાનગી વાત આપને કહેવાની છે.' તેણે કહ્યું.

'અહીં સર્વ વાતો ખાનગી હોય છે અને ખાનગી જ રહે છે.' મેં કહ્યું.

'વારુ, તમને શું થાય છે?'

'મને તો કાંઈ થતું નથી. મારા પત્ની સંબંધમાં હું તમને પૂછવા આવ્યો છું.'

'ભલે નિરાંતે પૂછો.'

'વાત એમ છે કે બે મહિનાથી મેં લગ્ન કર્યું છે. મારાં પત્ની મધુરી......'

'મધુરી દલાલ એમ. એ?'

'એ જ. આપ ક્યાંથી જાણો?'

'મેં જર્મનીથી પાછા ફરીને અહીં દવાખાનું નાખ્યું તે જ વખતે તમારાં લગ્ન થયેલાં, તેનો હેવાલ મેં છાપામાં વાંચેલો. તમારાં પત્ની લગ્ન પહેલાં શિક્ષિકા હતાં અને ત્યાં તેમણે સારો યશ મેળવેલો.'

'હા. અને એ વખતે તેમનો એ અભિપ્રાય પણ છાપાઓમાં પ્રસિદ્ધ થયેલો કે લગ્ન પછી હું શિક્ષિકાનું કામ છોડી દઈશ, પણ તેથી સરસ્વતીની સેવિકા મટી જઈશ નહિ?'

'તેમાં જાણવા લાયક શું છે?'

દાક્તર સાહેબ. એમને સરસ્વતી જેવાં જ રહેવું છે.'

'ઓહો! સમજાયું. આતો કવિશ્રી ન્હાનાલાલનો 'જયા–જયંત'નો પ્રશ્ન લાગે છે.'

'આપ બરાબર સમજી ગયા. મારાં પત્નીએ શાળામાં અભ્યાસ કરતાં હતાં ત્યારે 'જયા–'જયંત' વાંચેલું અને તે જ સમયે તેમણે એવું જીવન ગાળવાની મન સાથે પ્રતિજ્ઞા કરી છે.'

'કેસ ઘણો મહત્વનો છે.' મેં કહ્યું. 'તમારાં પત્નીના જીવન વિષે તમે જેટલું જાણતા હો તેટલું મને કહો. નાનામાં નાની વાતને પણ નજીવી જાણી છોડી દેશો નહિ.'

'મધુરીની વય હાલ પાંત્રીસ વર્ષની છે અને મારી ચાલીસ. તે મારાં બીજાં પત્ની છે. મારે તેમની ઓળખાણ પંદર વર્ષ પર થયેલી. તે સમયે જે શાળામાં હું પાંચ વર્ષથી કામ કરતો હતો ત્યાં તે નવાં જ શિક્ષિકા તરીકે આવેલાં. અમારી વચ્ચે પ્રથમ દર્શને જ મૈત્રી સંબંધ બંધાયો. હું તેમને વિદ્યાર્થીઓ અને અધિકારીઓ સાથે કેમ કામ લેવું તેની માહિતી આપતો, જે માટે તે મારા તરફ અસાધારણ ઉપકારની લાગણીથી જોતાં. આ સમયે મારું લગ્ન થઈ ગયું હતું. મારી પ્રથમ પત્ની સામાન્ય કેળવણી પામેલી હતી અને તેની સાથે મારે હિંદુ સંસારમાં મોટા ભાગના પતિઓને હોય છે, તેવો સંબંધ હતો. તેમાં કામવાસના, ફરજ અને દયાનું મિશ્રણ હતું. પ્રેમ જેવું કાંઈજ ન હતું.'

'આ વખતે મધુરી તમારે ત્યાં આવતાં ?'

'હા, કોઈ કોઈ વખત.'

'તમારા ગૃહજીવન વિષે તેમણે કોઈ વખત અભિપ્રાય દર્શાવેલો.'

'ખાસ યાદ નથી,' પણ એક વખત એમ કહેલું કે, "તમારા ઘરનું વાતાવરણ મને ગુંગળાવનારું લાગે છે.' પણ તેને આની સાથે શો સંબંધ છે ?'

'ખાસ સંબંધ છે. તમારા તરફના એમના વલણનો વિકાસ વિગતવાર સમજવાની પ્રથમ જરૂર છે...તમે તેમને કોઈ વખતે તેમનાં લગ્ન વિષે પૂછેલું ખરું ?'

'હા, કોઈ કોઈ વખત. તે દરેક વખતે તે એવો જ જવાબ આપતાં કે, હું લગ્ન કરવા માગતી નથી. મને કોઈ લાયક માણસ દેખાતો નથી.'

'બીજું કાંઈ ખાસ યાદ લાવીને કહો. કોઈની તરફ તેમણે ખાસ પક્ષપાત બતાવેલો ?"

'હા; એક વખત તેમણે કહ્યું, 'હું તો તમારા જેવાની સાથે પરણું!'

'બસ! હાલ આટલું પૂરતું છે. હવે તમે તમારાં પત્નીને અહીં જેમ બને તેમ વેળાસર મોકલો.'

'ત્યાં જ મુશ્કેલી છે, ડૉક્તાર સાહેબ.'

'શું તેમને અમારી નવીન વિદ્યામાં શ્રદ્ધા નથી?'

'ના એમ નહિ; પણ તે પોતાના વલણને એવું ઉત્તમ માને છે કે તેના વિષે શંકાશીલ બની તપાસ કરવા સામે તે પ્રબલ વિરોધ ઉઠાવ્યા વિના રહે જ નહિ.'

આ ઉપરથી મેં શ્રી. દલાલના એક જૂના મિત્ર તરીકે તેમને ત્યાં ચ્હા પીવા જવાનું નક્કી કર્યું.

ત્રણ વાગ્યે હું શ્રી. દલાલને ત્યાં ગયો. શ્રી. મધુરીની વય પાંત્રીસ વર્ષની હોય એમ અજાણ્યો જોનાર માની જ ન શકે. તેની સુકુમાર તેજસ્વી મુખમુદ્રા ઉપરથી તે ભાગ્યેજ પચીશ વર્ષની લાગતી. મારી ઓળખાણ એક જૂના મિત્ર તરીકે શ્રી. દલાલે આપી.

'અમે ઘણાં વર્ષો સાથે ભણેલા. ગઈ કાલેજ અકસ્માત મુલાકાત થઈ ગઈ. પ્રસિદ્ધ માનસ-ચિકિત્સક છે.'

મેં ધીરે ધીરે મધુરીને મારી સાથે વાતો કરાવવા પ્રયાસ કર્યો. શ્રી. દલાલ તેમને સંભાળપૂર્વક ઉત્તેજન આપતા હતા.

'તમે બહુ ઓછું બોલો છો.' મેં ધીરેથી કહ્યું.

'હા, કોઈ અજાણ્યાને તો કદાચ અપમાન જેવું લાગી જાય.' શ્રી. દલાલે અનુમોદન આપ્યું. 'એમને ઘણું જ ઓછું બોલવાની ટેવ છે.'

'એવું શું કહો છો? તમને બંનેને હું સાંભળું છું, ને વળી માનસ ચિકિત્સકો પાસે તો ન બોલવામાં જ લાભ છે.' મધુરીએ મોં મલકાવીને કહ્યું..

'એમ તે હોય? હું કયાં તમારી ચિકિત્સા કરવા આવ્યો છું? પણ હવે તમે મને ઉશ્કેરો છો તો એક સવાલ પૂછું? વાંધો ન હોય તો.'

'ગમે તેટલા પૂછોને, એમાં મને કાંઈ જ વાંધો નથી. જો જો એમ વિનોદથી ગભરાઈ ન જતા.' મધુરીએ ગંભીરતાથી કહ્યું.

'ત્યારે તમે ઓછું શાથી બોલો છો?'

'મને નાનપણથી જ વિચારો વ્યક્ત કરવાની ટેવ નથી.'

'તેનું કારણ શું ધારો છો?'

'એ તો કોણ જાણે.'

'ના, એમ નહિ. આ એક સવાલનો જવાબ આપવાની તમે છૂટી આપી છે અને એક સવાલની સાથે સંબંધ રાખતા બીજા સવાલો પૂછવાની તો સરકારી ધારાસભાઓમાંએ છૂટ છે.'

'પણ હું કયાં સરકારી સભ્ય છું?' મધુરી શરમાઈ.

'ગૃહસચીવ તો છો ને?' મેં છૂટ લીધી. 'હું એમ પૂછું છું કે નાનપણમાં તમે ભાઈ–બહેન; અને માબાપ સાથે વાતો કરતાં કે નહિ?'

'થોડી.'

'કોઈની સાથે જરાએ છૂટથી વાતો કયારેય કરેલી?'

'હા, કયારેક પિતાજી સાથે.'

'મા સાથે?'

'કદિ નહિ. માની તો હું અણમાનીતી દીકરી હતી. હું નાનપણમાં બહુ માંદલી રહેતી તેથી તેમને ગમતી નહિ. તે તો પોતાનું બધું ધ્યાન મારાથી બે વર્ષ મોટાભાઈ પર જ આપતી.'

'ત્યારે પિતાની સાથે તમારે સારો સંબંધ...'

'હા'

'નાનપણમાં પિતાને કોઈ વખત આ વાક્ય કહેલું યાદ છે. "પિતાજી, મને તમારા જેવો વર પરણાવજો.' મેં છેલ્લો ધડાકો કર્યો, અને શું અસર થાય છે તે જોવાની પરવા કર્યા વિના નીચું જોઈ ગયો.

'કેવું કેવું બોલો છો તમે ય તે!' મધુરીએ મીઠું હાસ્ય વેરીને કહ્યું. મને હિમ્મત આવી. શ્રી. દલાલે ખોંખારો મારી છાતી ટટાર કરી તે પરથી લાગ્યું કે તેમનામાં પણ હિમ્મત આવી.

'માફ કરો, પણ કૃપા કરી આ પ્રશ્નનો જવાબ આપો.'

'આ તે પ્રશ્ન છે?'

'અમે લોકો તો આથીએ વધારે ખુલ્લા પ્રશ્નો કરીએ છીએ.'

'કરતા હો ત્યાં જ કરજો.' મધુરીએ કૃત્રિમ રોષ દર્શાવ્યો.

'હું દિલગીર છું.' મેં ઢોંગ આદર્યો. 'એ પ્રશ્ન મારે નહોતો પૂછવો જોઈતો–આપણી આ તો હજુ પ્રથમ જ મુલાકાત છે'

'ના, ના,' મધુરી પર ધારી અસર થઈ. 'મને તમારી નિખાલસતામાં રસ આવે છે–તમારા પ્રશ્નનો જવાબ હું આપીશ.'

મારે જોઈતી હકીકતો મળી ગઈ લાગવાથી મેં ઉપર લખેલો વાર્તાલાપ ભૂલાઈ જાય તે જાતનાં આડાઅવળાં ગપ્પાં શરુ કર્યાં અને બે કલાકને અંતે શ્રી. દલાલની સાથે મધુરી પણ મને સ્નેહપૂર્વક 'આવજો, આવજો' કહેતી કમ્પાઉન્ડના દરવાજા સુધી મૂકવા આવી.

શ્રી. દલાલ અમદાવાદના પ્રસિદ્ધ વકીલ હતા. તે એમ. એ. એલએલ બી. હતા. તેમણે જીવનની શરૂઆત શિક્ષક તરીકે કરેલી. શિક્ષક તરીકે એ ઘણા પ્રસિદ્ધ થયેલા, પણ મધુરી શિક્ષક રહી ત્યાર પછી એક વર્ષમાં જ તેમણે વકીલાત શરૂ કરી. આ એક વર્ષ દરમ્યાન તેમની અને મધુરી વચ્ચે મૈત્રી બંધાઈ અને તે ધીમે ધીમે વધતી ગઈ, જેનું પરિણામ છેવટે લગ્નમાં આવ્યું. આટલી હકીકત મેં શ્રી. દલાલ મને બીજે દિવસે મળવા આવ્યા તે પહેલાં જાણી લીધી.

'હવે હું આપને કેટલાક પ્રશ્નો પૂછવા માગું.' દલાલને આવતા વેંત જ મેં કહ્યું.

'તમે શિક્ષકની નોકરી શા માટે છોડી ?'

'વધારે કમાવા માટે.'

'મધુરી આવ્યા પહેલાં તમને કદી વકીલાતનો વિચાર આવેલો ?'

'નહિ.'

'પછીથી આ વિચાર શાથી આવ્યો.'

'અમસ્થો જ.'

'નહિ. તમને એમ નહિ લાગેલું કે જો પ્રથમ પત્નીની હયાતીમાં મધુરી સાથે લગ્ન કરવું હોય તો આ શાળામાંથી નીકળી સ્વતંત્ર ધંધો લેવો જોઈએ ?'

'એવો વિચાર કોઈ આવેલો નહિ.'

'સ્પષ્ટ નહિ આવેલો હોય એ હું કબૂલ કરું છું પણ એમ પણ નહિ લાગેલું કે હાલ નહિ તો ગમે ત્યારે મધુરી સાથે લગ્ન કરવું હોય તો પૈસા જોઈએ, સ્વતંત્રતા જોઈએ, વગેરે.'

'તમે કહો છો ત્યારે લાગે છે કે એવા આછા આછા વિચારો કદાચ આવતા હશે. પણ મારાં પત્ની સાથેની વાતો પરથી તમને કાંઈ વિશેષ સૂઝ્યું ?'

'ઘણું, તમારાં પત્નીની પ્રેમની લાગણીનો વિકાસ પિતૃપ્રેમથી જ અટકી ગયો છે.'

'તો પછી તેમણે મારી સાથે લગ્ન શા માટે કર્યું ?'

'જે પુરુષોનો માતા પર જ પ્રેમ ગંઠાઈ જાય છે, તેમનામાં આ પ્રેમ ઉપરાંત એક બીજી બાબત પણ જોવામાં આવે છે, પિતા પર દ્વેષ. ઇંગ્રેજીમાં તેને 'ઓડીપસ કોમ્પ્લેક્સ' કહે છે, એ ઓડીપસનું નાટક તો તમે વાંચ્યું હશે.'

'હા.'

'તેમાં જેમ એડીપસે બાપનું ખૂન કરીને માને મેળવી હતી તે પ્રમાણે દરેક નર બાલક ઇચ્છે છે, એમ નૂતન માનસશાસ્ત્રીઓ કહે છે. તે જ પ્રમાણે જે છોકરીઓમાં પિતૃગ્રંથિ બંધાઈ ગઈ હોય છે, તે છોકરીઓમાં બાપના પ્રેમની સાથે માતા તરફનો જાતીય દ્વેષ ભરેલો હોય છે. આ છોકરીઓ માતા પાસેથી તેનો પ્રેમી ઝૂંટવી લેવા માગે છે. તે પ્રમાણે મધુરી બહેનને તમે પરણેલાં હતા માટે જ તમારા પર પ્રેમ થયો. તેમણે જોયું કે તમારી સ્ત્રી એવી હતી કે જેની પાસેથી એ તમને ઝૂંટવી શકશે.'

'કાંઈક સમજાયું. જ્યારે એમની સાથે મારે મૈત્રી શરુ થઈ ત્યારે મેં જાણ્યું કે તેમના પિતાનું તુર્તમાં જ અવસાન થયું હતું. એટલે હવે તેમને આવા કોઈ હૃદયાધારની જરૂર હતી અને વળી તે એવો જોઈએ કે જેનો પ્રેમ કોઈ સ્ત્રીના આંસુમાંથી લાધે.'

'એમ જ; પણ લગ્ન પહેલાં તમને તેણે પોતાની વિશિષ્ટ માન્યતા દર્શાવી હતી?'

'તે વારંવાર કહેતાં કે, 'દેહને હું અગત્ય આપની નથી. પ્રેમમાં દેહની આવશ્યકતા નથી'—પણ એ બધું હું તો સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જાનું પરિણામ જ સમજતો હતો, અને વખત આવ્યે તે દૂર થશે, એમ માનતો હતો.'

'હજુ વખત ક્યાં આવ્યો છે? વખત આવ્યે ચોક્કસ દૂર થશે.' મેં દૃઢતાથી કહ્યું.

[૨]

શ્રી. દલાલને મોટામાં મોટી મુશ્કેલી એ નડતી કે મધુરી તેની સાથે પ્રેમની વાતો કરતી, હસતી, લાડ કરતી, પણ જ્યાં દલાલ તેના દેહને લગારે સ્પર્શ કરવા જતો ત્યાં અગ્નિથી દાઝીને માણસ દૂર નાસે તેમ તે નાસતી. મેં તેને સલાહ આપી કે તો પછી વાતોથી જ સંવર્તન ચાલુ રાખવું ને સ્પર્શથી સંપૂર્ણ પરહેજ રહેવું. એવામાં એક અણધાર્યો બનાવ બન્યો.

મધુરી ખુરશી પર બેસીને વાંચી રહી હતી, તેની પીઠ બારણાં તરફ હતી અને દલાલે ઓરડામાં પ્રવેશ કર્યો. ધીમે ધીમે જઈને તે તેની પાછળ ઊભો રહ્યો. માથામાંથી તેલ અને વેણીના ફૂલની માદક સુગંધ આવતી હતી, તેણે ભાનભૂલી જઈ પોતાનું માથું મધુરીના માથા સુધી નમાવ્યું અને દીર્ઘશ્વાસ લઈ તેનું મસ્તક સૂંઘ્યું.

પછી મધુરીના માથા પર તેનાથી બન્ને હાથ મૂકાઈ ગયા. એક ક્ષણમાં ભાન આવતાં તે ગભરાઈને હાથ લઈ લેવા જાય છે ત્યાં મધુરીના હાથ પાછળથી ઊંચા થયા અને દલાલના હાથ એમને એમ થંભી રહ્યા. મધુરી જાણે અમૃતપાન કરી રહી હોય તેમ હોઠ બીડી આંખો મીંચી થોડી ક્ષણ એમની એમ બેસી રહી.

'ક્યારે આવ્યા ચોર.' કહી આનંદસાગરમાં તરતી હોય તેમ મધુરીએ દલાલને હાથ પકડી પાસેની ખુરશી પર બેસાડી દીધો.

દલાલે મને આ હકીકત અતિ ઉત્સાહથી કહી.

"મી. દલાલ, આ વાત એક શંકાને ટેકો આપે છે કે કોઈ બીજો માણસ હોવો જોઈએ.'

ક્ષણમાં દલાલનો આનંદ શોકમાં ફરી ગયો. મેં આગળ ચલાવ્યું.

'પણ તેમાં શોક કરવાનું કારણ નથી. એ બીજો માણસ પિતાના જેવો જ હોવો જોઈએ. મને શંકા હતી જ કે આવું કોઈ મળી આવશે. આપણે વાંચીએ છીએ કે આર્યોમાં વાત્સલ્ય દર્શાવવા માટે માથું સૂંઘવાનો અને માથા પર હાથ મૂકવાનો રિવાજ હતો. આપણી અત્યારની સામાજીક પરિસ્થિતિમાં તો સ્ત્રી-પુરુષો વચ્ચેની અસ્પૃશ્યતા એટલી બધી વધી ગઈ છે કે કોઈ બાપ પણ આ પ્રમાણે પુત્રીના માથા પર હાથ મૂકે નહિ, તો પછી મધુરીને આ પ્રમાણેના સ્પર્શનો અનુભવ કોણે કરાવ્યો? પિતાએ તો નહિ જ. તો શું શિક્ષક? આ તો એક અનુમાન જ છે. હું આપણા પ્રસિદ્ધ નવલકથાકાર રમણલાલની માફક એમ નથી કહેવા માગતો કે આ જમાનામાં સૌથી વધારે પ્રેમ કરનારનો અવકાશ શિક્ષકોને મળે છે, પણ આ જાતનું વેદીયાપણું-પુસ્તકોની વાતોને જીવનમાં ઉતારવાની બુદ્ધિ-પંતુજીઓને જ સૂઝે એટલે બાળપણની પિતૃગ્રંથિને એક રીતે

પોષણ મળ્યું છે તો બીજી રીતે તેનો પ્રતિકાર કરવાની શરુઆત પણ થઈ ગઈ છે. એટલે તમારા કામની ગૂંચવણ વધે છે. છતાં એકંદરે પરિણામની સફળતા વિષે વધારે આશા રહે છે. હવે તમારું કર્તવ્ય એ છે કે તમારે મધુરીના વિદ્યાર્થીજીવનની સંપૂર્ણ હકીકત મેળવવી.'

'પણ એ મુશ્કેલ બાળક છે. સામાન્ય રીતે એ ઓછું જ બોલે છે, અને તેમાંયે વિદ્યાર્થીજીવન વિષે તો મૌન જ સેવે છે.'

[૩]

'દાક્તર એક આનંદના સમાચાર.' દલાલે મારા દવાખાનામાં પેસતાં જ પોકાર કર્યો. 'માર્ગ જડયો છે.'

'શાનો?'

'મધુરીના મનઃપ્રદેશમાં પ્રવેશવાનો. ગઈ કાલે મારે અગત્યનું કામ હોવાથી હું કોર્ટમાંથી બારોબાર બહાર જવાનો હતો અને રાત્રે બારેક વાગ્યે ઘેર જઈ શકું તેમ હતું. એટલે મેં મારા માણસ સાથે મધુરીને ચીઠ્ઠી લખી. સામાન્ય રીતે હું મ્હોંએ જ સંદેશો કહેવડાવું છું પણ કાલે જરા ફુરસદ વધારે મળવાથી ચીઠ્ઠી જ લખી. તેનું અદ્ભુત પરિણામ આવ્યું. મધુરીએ જવાબમાં એક લાંબો પત્ર લખ્યો.'

'હં, ત્યારે એ તો મ્હોંએ નહિ પણ લખીને જ હૃદય ઠાલવી શકે એ વર્ગનાં લાગે છે.'

'એમ જ, પણ શું એવો વળી કોઈ વર્ગ છે?'

'હા, જેમને નાનપણમાં બોલવાની ટેવ જ ન હોય તે મોટપણે એ ટેવ ખીલવી શકતા નથી, પણ યુવાવસ્થાની શરૂઆતમાં દરેક સ્ત્રી–પુરુષના હૃદયમાં અનેરી કવિતા સ્ફુરે છે. તે વ્યક્ત કરવા કેટલાક કાવ્યનો આશરો લે છે તો કેટલાક પત્રોનો.'

[૪]

## શ્રી. દલાલની વાર્તા

મધુરી કરાંચી કોંગ્રેસમાં ગઈ હતી. અઠવાડિયું ત્યાં રહેવાની હતી. એ તકનો લાભ લઈ મેં તેનું ખાનગી કબાટ તપાસ્યું. હું એમાં કાંઈ ખોટું કામ કરતો હોઉં એમ મને લાગ્યું નહિ. મારો ઉદ્દેશ તો તેના વિકાસમાં મદદ કરવાનો હતો. અનેક ચાવીઓનાં ઝુડાં બજારમાંથી લાવી છેવટ ચાવી લાગુ કરી કબાટ ઉઘાડયું આ કબાટમાં મધુરી પોતાને મળેલી સર્વ ભેટો જ રાખતી. 'તેની સાથે એવાં કોમળ સંસ્મરણો ભળેલાં છે કે હું તેનો એકાંતમાં જ ઉપયોગ કરવા માગું છું.' એમ તે કહેતી. તેમાં કેટલીક મેં આપેલી ભેટો પણ હતી. છતાં મનેય તે તેના આ એકાંતમાં પ્રવેશવા દેતી નહિ. 'તમારી એ સુક્ષ્મ-પ્રેમની મૂર્તિની વચ્ચે હું સ્થૂળ હાજરીને દખલ કરવા દઈ શકું નહિ.' તે કહેતી.

પુસ્તકો, છબીઓ, ફાઉન્ટનપેનો, ઘડિયાળો, બંગડીઓ, નેકલેસો, વીંટીઓ, પર્સો વગેરેનું જાણે પ્રદર્શન જ. દરેક ચીજ જાણે આજેજ બજારમાંથી ખરીદી હોય તેવી તાજી અને નવી દેખાતી હતી. એકેએક વસ્તુ જોઈ એજ જગ્યાએ પાછી મૂકતાં તળિયાના ચોરખાના સુધી આવી પહોંચ્યો. એ ઉઘાડતાં જાણે પત્રોનો ભંડાર જ ખૂલી ગયો. તે સર્વ સ્ત્રી અને પુરુષ મિત્રોના જ પત્રો હતાં. જુદાં જુદાં બંડલોને રેશમી દોરીથી બાંધી દીધાં હતાં. સુગંધી કવર, અતિ ન્હાનાં કવર. રંગબેરંગી અને ભાતવાળા તથા ચિત્રોવાળાં કવરોના આ વિશાળ સમૂહમાં સૌથી નીચે એક મોટું બંડલ મળી આવ્યું. ઘણી કાળજીથી લખાયેલા હોય તેવા કવર પરના એજ અક્ષરોએ મારા કુતૂહલને પારાવાર વધારી દીધું. દરેકના ઉપર એક જ જાતનું મથાળું હતું: 'મધુ.'

એક પછી એક પત્રો વાંચવા માંડયા. દરેકના અંતે પણ એક જ નામ હતું: 'ભ્રમર.'

'મધુ,' 'પ્રિય મધુ,' 'પ્રિયતમ મધુ,' 'વ્હાલી મધુ,' 'વ્હાલુડી મધુ,' વાંચી વાંચીને મગજ ભમી જતું હતું પણ મન દૃઢ કરી આખું બંડલ ખલાસ કર્યું. પત્રો મધુરીના એક શિક્ષકે લખ્યા હતા. તેમાંથી તેના જીવનનો સળંગ ઇતિહાસ નીચે પ્રમાણે ઉપજાવી શકાય.

તેનું નામ 'ભ્રમર' જ કહેવું પડશે, મધુરીએ તેની પાસે ચોથા ઈંગ્રેજી ધોરણથી મેટ્રીક સુધીનાં ચાર વર્ષ અભ્યાસ કરેલો. શિક્ષક પરણેલો હતો પણ તેને પોતાની સ્ત્રી સાથે કંઈજ સંબંધ ન હતો. તે સ્ત્રીને 'બહેન' કહીને જ બોલાવતો હતો. તેને એક વિધવા માતા હતી. બાળપણમાં વિધવા થયેલી માતાનો આ એકનો એક પુત્ર જ જીવનઆધાર હતો. પુત્રને માતાનું આકર્ષણ એટલું બધું થઈ ગયું હતું કે લગ્ન પછી પત્ની તેને જીવનમાં અંતરાયરૂપ લાગી. તેને માત્ર માતાનો વિશુદ્ધ પ્રેમ જોઈતો હતો. પત્ની યુવાન હતી. ગામડામાં ઉછરેલી હતી. લગ્ન એટલે મુખ્યત્વે દૈહિકમિલન એમ તે સમજતી હતી. પણ તેણે પતિને જુદી જ જાતનો જોયો. 'આ તે યોગી કે નપુંસક?' એવો પ્રશ્ન તેના મનમાં ઉઠ્યો. મારા મનમાં પણ પત્રો વાંચતાં આ પ્રશ્ન ઉઠ્યો હતો. પણ સર્વ પત્રોના વાચનને અંતે નિર્ણય થયો કે આ માસ્તર મહાશયને જેને Psychological Impotence કહે છે, ત્યાંથી શરુઆત થઈ, અંતે શારીરિક નપુંસકત્વ જ આવેલું. પણ તેની વાત હવે આગળ ચલાવું. માતા તો દિવસે દિવસે ઘરડી થવા લાગી એટલે જુવાન છોકરીઓ તરફ તેનું લક્ષ જવા લાગ્યું. પત્ની અશિક્ષિત અને અસંસ્કારી હતી એટલે શાળામાં પોતાના હાથ નીચે અભ્યાસ કરતી છોકરીઓ તરફ એણે પોતાની અતુપ્ત પ્રેમવાસના વાળી. છોકરીઓના જાતીય વિકાસ તરફ તેનું લક્ષ અસાધારણ પ્રમાણમાં ખેંચાયું, છતાં તેનો રસ માત્ર વાતો પૂરતો જ હતો એમ સ્પષ્ટ માલુમ પડે છે. તેનું સર્વ લક્ષ માત્ર સ્ત્રીના માતૃત્વના વિકાસ તરફ હતું છતાં નવાઈની વાત છે કે બાળાઓને તેણે બ્રહ્મચર્યનો બોધ આપવા માંડ્યો. 'જયા અને

જયંત' તેની ગીતા થઈ પડયું. વિશુદ્ધ પ્રેમનો મંત્ર તેણે કન્યાઓના કાનમાં ફુંકવા માંડયો. સર્વ કન્યાઓ તેને માત સ્વરૂપે જ દેખાવા લાગી, અને તેથી જ લગ્નમાં શારીરિક સંબંધના વિચારથી તે ભડકી ઊઠતો. તેની આ પરસ્પર વિરોધી અસ્પષ્ટ વિચારસરણીની અસર બાલિકાઓ ઉપર ઘણી થઈ, કારણ બાલિકાઓ આ અવસ્થામાં સ્વાભાવિક રીતે જ પ્રેમના હવાઈ ખ્યાલોમાં રાચે છે અને સ્થુલ પ્રેમના નામ માત્રથી પણ અનેક ભડકે છે. પણ માસ્તરના આ અધકચરા ખ્યાલોની સૌથી પ્રબળ અસર મધુરી પર થઈ. તેનું કારણ તે સમયે કોઈને સમજાયું નહોતું, પણ મને તો હવે બરાબર સમજાય છે. મધુરીએ દાક્તરના દેખતાં પોતાની બાલ્યાવસ્થાની જે વાત કરી હતી, તે પરથી તેનામાં પણ આ જાતનો ખ્યાલ નાનપણથી બંધાઈ ગયો હતો. માસ્તરના શિક્ષણથી તેને ટેકો મળ્યો.

માસ્તરની અને તેની વચ્ચે ઘણો ગાઢ સંબંધ બંધાયો હતો, એવું આ પત્રોએ સ્પષ્ટ બતાવ્યું. શબ્દોમાં તો બન્ને અભેદભાવ, એકરૂપતા, સાયુજ્ય, એવી એવી વાતો કરતા થઈ ગયા હતા. દેહના સ્પર્શ સુધી પણ તે ગયા હતા. માસ્તર મધુરીનું માથું સુંઘી માથા પર બન્ને હાથ મૂકે એટલે મધુરી ગુરુના બન્ને ચરણો બે હાથ વડે પકડે. છેવટે માસ્તર તેના વાંસે હાથ ફેરવે. આ તેમનાં પ્રેમોપચારનો અંત વિધિ હતો. પત્રોમાં આ વિષે વારંવાર ગર્ભિત ઈસારા જોવામાં આવતા હતા; તે પરથી આ જાતનો સ્પષ્ટ નિર્ણય હું કરી શક્યો.

તમે પૂછશો, આ બધું વાંચી મને શું થયું? મારા મનમાં ખરેખર મધુરી પ્રત્યે પ્રેમનો ઉભરો આવ્યો. એ કેટલી નિર્દોષ! પ્રેમભાવનાથી જ મનુષ્ય પશુથી જુદો પડે છે—એ ભાવના જેનામાં વિશેષ ખીલેલી તે માનવતામાં આગળ વધેલ. મધુરીમાં વિશુદ્ધ પ્રેમની લાગણી નાનપણથી જ ઘણી ઉત્કટ હતી, એમ તેના પત્રો પરથી દેખાયું. તે પોતાના જીવનને કોઈ

વિશુદ્ધ મહાન આત્માના ચરણે સમર્પવા તલસી રહી હતી અને વિદ્યાર્થી અવસ્થામાં છોકરા અને છોકરીઓને પોતાના શિક્ષણ કરતાં કોઈ વધારે મહાન દેખાતું નથી. આ અનુભવ સામાન્ય છે છતાં તે માન્યતા જીવન પર્યંત ટકી રહે એવાં દૃષ્ટાંતો ભાગ્યે જ જોવામાં આવે છે. છોકરા–છોકરીઓ જીવન–વિકાસમાં આગળ વધે છે પણ શિક્ષકો તો હતા ત્યાં જ રહે છે. વળી આ ધંધાને ઉત્કૃષ્ટ શક્તિવાળા મનુષ્યો બહુ થોડા જ વળગી રહે છે એટલે મોટી વયમાં વિદ્યાર્થીઓ જ્યારે પાછલા જીવન તરફ દૃષ્ટિ નાખે છે ત્યારે તેમને નવાઈ લાગે છે કે આ શિક્ષકો તે કેમ અતિ મહાન લાગ્યા હશે? પણ મધુરીમાં આ વિદ્યાર્થી માનસ લાંબા સમય લગી ટક્યું તેનું કારણ એ કે તેના આ શિક્ષકમાં સામાન્ય કરતાં વધારે શક્તિઓ હતી; અને બીજું એ કે મધુરીમાં નાનપણથી જ પિતૃગ્રંથિ બંધાઈ ગયેલી એટલે તેને કિશોરવયમાં અને ઉગતી યુવાવસ્થાના કાળમાં જ્યારે પ્રેમવાસના જાગૃત થઈ ત્યારે પિતાનું સ્થાન લઈ શકે તેવા પ્રણયી તરફ જ આકર્ષણ થાય એમ હતું. એટલે તેને શરૂઆતમાં શિક્ષક તરફ ઉપજેલા માનમાં પછીથી પ્રેમ ભળ્યો અને તેમની વચ્ચેનો સંબંધ લંબાયો.

આ પત્રોથી ઘણા પ્રશ્નોનું સમાધાન થયું. ઘણું નવું જાણવાનું મળ્યું. પણ મારું લક્ષ તો એક જ પ્રશ્ન તરફ દોરાયેલું હતું—શા માટે મધુરી અને માસ્તરની વચ્ચેના સંબંધનો અંત આવ્યો? આ પ્રશ્નનો વિગતવાર અભ્યાસ મેં આ પત્રોમાંથી કર્યો. મધુરીને જેમ પ્રેમી અને પિતાની જરૂર હતી તેમ માસ્તરને પ્રિયા અને માતાની જરૂર હતી. માસ્તર મધુરી પાસેથી વધારે અને વધારે પ્રમાણમાં માતૃપ્રેમની અભિલાષા રાખતો જતો હતો; અને મધુરી માસ્તર પાસેથી તેજ રીતે વધારે પ્રમાણમાં પિતૃપ્રેમની આકાંક્ષા રાખતી હતી. આ પ્રમાણે બન્તે જ સરખાં રોગી ત્યાં કોણ કોની ચિકિત્સા કરે? થોડો સમય તો દર્દીઓએ પરસ્પર સુશ્રુષા કરી, પણ છેવટે મધુરીને માસ્તરમાંથી માન આપવા

લાયક અંશ ઘટતો જતો લાગ્યો; કારણ કે માસ્તરનો બૌદ્ધિક વિકાસ અટકી ગયો હતો - પણ મધુરીનો અભ્યાસ ચાલુ હતો. તેમાં મારા જેવા મિત્રોના પરિચયથી ટેકો મળ્યો. વળી માસ્તરની માના મરણ પછી તો તે મધુરીને કાંઈ આપવાને બદલે તેની પાસેથી જાણે લેવા જ માગતો હતો. પુત્ર તો માતા પાસેથી પ્રેમની સતત લ્હાણ લેજ; તેને આપવાનું શું હોય ? આ રીતે તેમનો પ્રેમ ઘસાતો ચાલ્યો પણ તે તદ્દન તોડી નાખવાનું પગલું તો માસ્તરે જ ભર્યું. તેણે મધુરી પર ઉકળીતા હૃદયે એક પત્ર લખ્યો : 'હું તારી ગોદમાં લપાઈ જવા માગું છું, તારા પાલવમાં સંતાઈ જવા ચાહું છું. તારા વાદળી જેવા વાળ વડે મારું મુખ ઢાંકી દેવા માગું છું,–વગેરે શબ્દો માસ્તરનો બાલભાવ બરાબર દર્શાવે છે. મધુરીને તેણે પોતાને યોગ્ય લાગણીનું પોષણ ન આપવા માટે તેમાં ભારોભાર ઠપકો પણ આપ્યો હતો. આને પરિણામે તેમની વચ્ચેના સંબંધનો અંત આવ્યો.

[૫]

## ડાક્તરની વાત

આ પ્રમાણે જ્યાં મધુરીનો સ્નેહતંતુ તૂટી ગયો હતો અને જ્યાં આગળ તેની ગાંઠ વળી ગઈ હતી, તે હાથ આવવાથી હવે તેને શ્રી. દલાલના હૃદયતંતુ સાથે જોડાવાનું કામ અત્યંત સરળ હતું. અને તે પ્રમાણે :—

"તપેલા લોહની સાથે,
જોડાયુ તપ્ત લોહ તે."

વળી કોઈકે કહ્યું છે કે ગણિતના નિર્જીવ પ્રદેશમાં તો એકને એક મળી બે થાય છે, પ્રેમના કલ્પના પ્રદેશમાં એકને એક મળે તો પણ એકજ રહે છે, પણ પ્રાણીશાસ્ત્રના જીવંત પ્રદેશમાં તો એકને એક મળી ત્રણ થાય છે–તેવું મધુરી–દલાલના સંબંધમાં પણ બન્યું.

# સુખદુ:ખનાં સાથી

**શ્રી. પન્નાલાલ પટેલ**

**કોઈ આંધળીને** 'પાઈ પૈસો આપો માબાપ!' ફૂટપાથની ધાર પર બેસી એક બાઈ પોકારી રહી હતી.

'માબાપ કોઈ લૂલાંલંગડા પર દીયા કરો બાપ!' બાજુમાંથી એક બેઉ પગે લંગડાનો અવાજ આવ્યો.

'કુણ જાણે નખ્ખોદિયાં ક્યાંથી ટળે છે? જ્યાં જઉં છું ત્યાં કેડે ને કેડે...' બબડતી બબડતી પેલી આંધળી બાઈ ઊઠી અને દીવાલનો ભોમિયો બનાવી ચાલવા લાગી.

'એ બેસ બેસ. હું જઉં છું.' પેલા અપંગે ઢસેડાતાં કહ્યું.

'તારા બાપનો રસ્તો છે?' એને બદલે, આવું કહેનાર આ પહેલું જ માણસ સાંભળતાં, તે બાઈને મશ્કરી લાગી. આસ્તે આસ્તે ચાલતાં તેણે કહ્યું, 'જવું' તું ત્યારે તારું મૂળ જવા અહીં પાસે ઘસાણો તો?'

'ના ના, ખરું કહું છું બેસ.' લંગડાએ કહ્યું અને પછી હસતાં હસતાં ઉમેર્યું: 'અમથું ગયેલા મૂળનું મૂળ હું કામ કાઢે છે.' એટલામાં રસ્તે જતા એક ધાર્મિક માણસને દેખતાં એનો અન્નપૂર્ણા જેવો વાડકો ધરતાં બોલી પડયો: 'લંગડાને કાંઈ આલો માબાપ!'

'આંધળીને પાઈ પૈસો આલો માબાપ !' કહી બાઈએ પણ ઝટ પીઠ ફેરવતાં વાડકો ધર્યો; પેલા શેઠે લંગડાના વાડકામાં પાઈ નાખી. ખણખણાટ સાંભળીતાં પાછી પેલી બાઈ આજંપી રહી. શેઠને ચાલી જતા જોઈ લંગડાએ ભલામણ કરી, 'આ આંધળીને આલતા જાઓ શેઠ !'

શેઠને દયા આવી. અને પાછા ફરતાં ખીસ્સામાંથી પાઈ કાઢતાં કાઢતાં પૂછ્યું, 'અલ્યા તારી બૈરી છે ?'

'હઆં માબાપ !' લંગડાથી બોલી જવાયું, અને પેલી બાઈ કાંઈ કહેવા જાય તે પહેલાં તો વાડકામાં કશુંક ખખડ્યું. શબ્દો જીભ પર જ રહ્યા. ગુસ્સો વાયરે ભળ્યો.

શેઠના ગયા કેડે, દૂર દૂર નજર દોડાવી લઈ લંગડાએ હજુ ઊભી રહેલી એ બાઈને વળી કહ્યું: 'લે બેસ, જઉં છું.'

પેલી બાઈ બેઠી, અને લંગડાના ખસવાનો અવાજ આવતાં બોલી: 'બેસને તુંય. કાંઈ મારા કરમમાંથી થોડું લઈ લેવાનો છે ?'

'પણ પાછી મૂળ કાઢે તો ?'

'તું તો કે'તો તો ને મૂળ રે'વા હરખું તો કોઈ નથી ?' સહેજ મોં મલકાવતાં બાઈ બોલી, અને પછી પેલા શેઠને કહેલું યાદ આવતાં મોં ચઢાવી ઉમેર્યું, 'જો પાસો પેલા શેઠને કહ્યું એવું ફરી કે'તો !'

'અરે ગાંડી; એમ કહ્યું તો પાઈ મલી. એમાં તારું શું ગયું ?'

બાઈએ તેના તરફ ફક્ત ડોકું ફેરવ્યું. લંગડાએ એની નામની પાંપણો પરથી પારખ્યું, કે એ અંધ આંખોમાં મોહિની છે.

પછી પેલીએ એનું કામ શરૂ કર્યું, 'આંધળીની કોઈ દીયા કરો માબાપ. કોઈ પાઈ પૈસો.........'

'શું કામ મોંઢુ દુખાડે છે? કોઈ આવતું હશે તો હું કાંઈ નહિ બોલું ? એટલે તુંય બોલજે.'

બાઈને પણ એ વાત ગમી. છતાંય રોજની ટેવ પ્રમાણે બોલી જવાતું હતું. અને જ્યારે પેલો લંગડો બોલતો ત્યારે વળી બમણા વેગે બોલતી.

એમ કરતાં અંધારું પડયું. પેલી બાઈ ઊઠી ચાલવા લાગી.

'ક્યાં જઈશ ? તારે ક્યાંય ઠામ ઠેકાણું છે ?' લંગડાએ પૂછયું.

'તારે શી પંચાત. જઈશ મારે જ્યાં જતી હઈશ ત્યાં. ભિખારીને વળી ઠામ ઠેકાણાં શાં !' ચાલતાં ચાલતાં તે બોલી. જવાબની આશા હતી પણ વ્યર્થ ગઈ.

લંગડો કંઈ ન બોલ્યો. તેણે પણ હમણાં બેચાર દિવસથી ગણેલા નવા ઘર તરફ સરકવા માંડયું.

બીજે દિવસ સૂર્યના આવતાં પહેલાં લંગડો, પેલા ઠેકાણે આવી બેઠો. અને પેલી બાઈની પ્રતીક્ષા કરવા લાગ્યો. થોડીવાર કેડે દૂરથી તે બાઈ આવતી દેખાઈ. લંગડાએ બમણા વેગે ઘાંટો પાડયો, 'કોઈ દીયા કરોરે શેઠ ! કોઈ લંગડાને પાઈ પૈસો...'

પેલી બાઈ પણ તેનાથી થોડે છેટે બેસી દયાળુઓને આજંવી રહી.

બપોર ચઢયે, ઘરાકોની અવરજવાર ઓછી થતાં, લંગડાએ તે બાઈ તરફ સરકતાં પૂછયું. 'કેટલા પૈસા આવ્યા ?'

'એક આનો ને બે પાઈ. તારે કેટલા થયા ?' બાઈએ પૂછયું.

'મારે તો એક આનામાંય બે પાઈ ઘટે છે.' ત્યાં સોરો તો લંગડો છેક પાસે આવી લાગ્યો હતો.

થોડીવાર ચૂપકીદિ છવાઈ.

'તારું નામ શું?' લંગડાએ પૂછ્યું.

'તારે શું કામ છે? તારું નામ કે'ને?'

'મારું નામ તો ચમનો..

'ત્યારે મારું નામ જમની' કહી જમનીએ તેના તરફ મોં ફેરવ્યું.

ચમને જમનીના મોં પર હાસ્ય જોઈ હિંમત કરી કહ્યું, 'જમની કરતાં ચમની નામ રાખ.'

'તારુંજ જમનો રાખને?'

એટલામાં ચમને બેચાર ઘરાક જેવા આવતા ભાળી બોલવા માંડ્યું, 'લંગડાને કોઈ...'

'આંધળાને કોઈ...!' જમનીએ પણ બોલવા માંડ્યું.

બપોર નમતાં બેઉ જણે બબ્બે પૈસાના ચણા લઈ લારીવાળાને ખટાવ્યો.

સાંજ પડતાં પાછો હિસાબકીતાબ કર્યો અને જવાની તૈયારી કરી. જતાં જતાં ચમને પૂછ્યું, 'કાલે અગ્યારસ છે, ભદ્રકાળી માતાએ આવીશ?'

'હું શી રીતે આવું? ક્યાંય ભૂલી પડું તો?!'

'તું અહીં આવજે, પછી આપણે બેય જઈશું.'

'સારું' કહી જમનીએ ચાલવા માંડ્યું.

બેઉના ઉપર કાળનો કુહાડો તો બહુ નહોતો ફર્યો; હશે, અઠ્ઠાવીસ ત્રીસની આજુબાજુ. પણ ભૂખના કુહાડાએ અંગને વેરણછેરણ કરી નાંખ્યું હતું.

'શું કામ મોઢું દુખાડે છે? કોઈ આવતું હશે તો હું કાંઈ નહિ બોલું ? એટલે તુંય બોલજે.'

બાઈને પણ એ વાત ગમી. છતાંય રોજની ટેવ પ્રમાણે બોલી જવાતું હતું. અને જ્યારે પેલો લંગડો બોલતો ત્યારે વળી બમણા વેગે બોલતી.

એમ કરતાં અંધારું પડયું. પેલી બાઈ ઊઠી ચાલવા લાગી.

'ક્યાં જઈશ ? તારે ક્યાંય ઠામ ઠેકાણું છે ?' લંગડાએ પૂછ્યું.

'તારે શી પંચાત. જઈશ મારે જ્યાં જતી હઈશ ત્યાં. ભિખારીને વળી ઠામ ઠેકાણાં શાં !' ચાલતાં ચાલતાં તે બોલી. જવાબની આશા હતી પણ વ્યર્થ ગઈ.

લંગડો કંઈ ન બોલ્યો. તેણે પણ હમણાં બેચાર દિવસથી ગણેલા નવા ઘર તરફ સરકવા માંડયું.

બીજે દિવસ સૂર્યના આવતાં પહેલાં લંગડો, પેલા ઠેકાણે આવી બેઠો. અને પેલી બાઈની પ્રતીક્ષા કરવા લાગ્યો. થોડીવાર કેડે દૂરથી તે બાઈ આવતી દેખાઈ. લંગડાએ બમણા વેગે ઘાંટો પાડયો, 'કોઈ દીયા કરોરે શેઠ ! કોઈ લંગડાને પાઈ પૈસો...'

પેલી બાઈ પણ તેનાથી થોડે છેટે બેસી દયાળુઓને આજંવી રહી.

બપોર ચઢયે, ઘરાકોની અવરજવાર ઓછી થતાં, લંગડાએ તે બાઈ તરફ સરકતાં પૂછ્યું, 'કેટલા પૈસા આવ્યા ?'

'એક આનો ને બે પાઈ. તારે કેટલા થયા ?' બાઈએ પૂછ્યું.

'મારે તો એક આનામાંય બે પાઈ ઘટે છે.' ત્યાં સોરો તો લંગડો છેક પાસે આવી લાગ્યો હતો.

પાછો દિવસ ઊગ્યો, ને લંગડો તે રસ્તા પર આવી જમનીની રાહ જોતો બેઠો. થોડીવાર કેડ જમની પણ આવી લાગી.

'જો મારી પાછળ પાછળ આવ્યા કર' કહી ચમન ખસવા લાગ્યો. રોજ જે રસ્તો કાપતાં ઘણીવાર થતી, તે આજ તેનાથી ઝટ ઝટ કપાઈ જતો હતો—આજ એને ચાલ પર કાબૂ રાખવો પડ્યો. રસ્તામાં ઊતરવાનું કે ચઢવાનું આવતું તો ચમન, જમનીને ચેતાવતો, 'જોજે ઢાળ છે.' 'એ અહીં ચઢવાનું છે.' વળી કોઈ મોટર કે ઘોડા-ગાડી રસ્તો ઓળંગતાં દેખાતી તો પણ બોલી ઊઠતો 'જમની ઊભી રે' મોટર આવે છે.' અને એમ કરતાં કરતાં બેઉ જણ ધારેલે ઠેકાણે આવી માતાને આંગણે ધૂણી ધખાવી, 'માબાપ કોઈ...!'

સાંજ પડવા આવતાં, બેઉ જણ ઊઠ્યાં. આજ એમનામાં સારી કમાણીનો ઉલ્લાસ હતો અને તેમાંય જમનીને વધારે.

'પેલી જગ્યા આવતાં કે'જે પાછો હોં ?' જમનીએ કહ્યું.

વિજળીના ગોળા, પોતાના અંતર બાળી બાળી રસ્તાઓને ઝળહળાવી રહ્યા. ચમને રસ્તાની આજુબાજુ ઘૂઘવતાં અંધારને જોઈ રાત પડતી જાણી; જમનીએ વાતાવરણને બોલતું સાંભળી રાત પડતી માની.

જમનીના અંતરમ આછી આછી ફડક હતીઃ ચમનો ક્યાંય અવળી ન દોરી જતો હોય. અને સવારના કાપેલા રસ્તાનું માપ કાઢતાં ઘડી ઘડી હાથને ભીંત તરફ લંબાવી ખાતરી કરી જોતીઃ પેલી ભીંત આવી કે નહિ.

'આ તારી હદ આવી જમની. તું નિત આ પાહથી જ આવતી'તી.'

'હઆં, બરોબર આજ' જમનીએ ઊભા રહી દીવાલને આંગળીઓથી જ જોઈ કહ્યું; અને મગજમાંથી એના નિતના રસ્તાનો નકશો

વિચારી રહી. વળી આ માતાના રસ્તાનો નકશો પણ ચીતરી લેવા ઓછોવત્તો પ્રયત્ન કરવા લાગી. એટલામાં ચમનનો અવાજ આવ્યો: 'જમની' તું ક્યાં પડી રે' છે? સારી જગા ન હોય તો મેં એક સારું ઠેકાણું ખોળી કાઢ્યું છે. ત્યાં નથી કોઈ ભિખારી વિતાડે એવું, કે નથી પોલિસવાળા કાઢે એવું.' અને જમનીને ચૂપ રહેલી જોઈ પાછું પૂછ્યું, 'લે હેંડ આવે છે?'

જમનીએ, ફૂટપાથની એક દીવાલ સોડે ઝાડનાં બે જબરાં થડિયાં, એની વચ્ચે એ સૂઈ રહે એટલી જગ્યા, થોડે છેટે પાણીનો નળ એમ પોતાનું ઘર તથા લત્તાનું સ્મરણ કર્યું. વળી અખંડ રાત જાગતાની સાક્ષી પૂરતાં ભસ્યા કરતાં બે કૂતરાં યાદ કર્યાં. તેને જવું ન ગમ્યું. 'ના, મારે તો સારી જગા છે.'

'તો તું જાણે; બાકી આ જગા સારી હતી.' ચમન ઉદાસ થતાં બોલ્યો અને પછી ઘસડાવા માંડતાં કહ્યું 'જાતો.'

જમની, ચમનની ઉદાસી સમજી ગઈ. તેને પણ બેઉ પગે લૂલો જાણેલો અને અવાજથી કલ્પેલો ચમન છોડી જવો આજ નહોતો ગમતો. આખરે પોતાને પંથે પડતાં જમનીએ પૂછ્યું, 'કાલ આવીશ ને?'

'પાછી તું ભાંડશે તો?'

'એવું ન બોલતો હોય તો; મેં ક્યારે તને ભાંડ્યો છે?' મોં પર બનાવટી રોષ હતો.

'સારું જા.' ચમને હસતાં હસતાં કહ્યું, અને પછી વૃક્ષ નીચેના પોતાના ઘરને ગળે કોઈ ન પડી ગયું હોય એ ફિકરે હાથની કંગાળો ભરતો સરકવા મંડ્યો.

ઉનાળાનો સમય હતો એટલે બેઉને બિસ્તરાની પીડા ઓછી હતી.

પછી તો રોજ જમની તથા ચમન એ રસ્તા પર બેસતાં અને નવરાશની ઘડીએ વાતોચીતો પણ કરતાં.

એક દિવસ જમની પોકારી રહી હતી 'માબાપ કોઈ...' એટલામાં વાડકામાં કંઈક ખખડયું. જમનીએ હાથ ફેરવી જોતાં અને પાઈ પૈસાને બદલે કાંકરી હાથ આવતાં બાજુમાં બેઠેલા ચમનને છૂટી મારતાં કહ્યું, 'ચાળાનો ભરેલો ન દીઠો હોય તો ?' અને અવળી દિશામાં ચમનને ખડખડાટ હસતો સાંભળી બોલી, 'આવજે મારી પાહે અવે ?' ચમન તો હસતો જ હતો.

આજે જમનીનું અક્ષયપાત્ર રૂઠયું હતું. સાંજ પડતાં ફક્ત ચાર પાઈ મળી હતી. સાલ્લાની પાલવતિજોરીએ બાંધેલાં ચાર આનામાંથી ખાવું પડશે એ વિચારે તે ઉદાસ હતી. ચમનને પણ આજ પૈસો જ મળ્યો હતો. પણ તેની પાસે અકબંધ પડેલા બે રૂપિયાનો તેને ગરમાવો હતો.

'લે ચાલ વેળા થઈ. જવું નથી ?' ચમને પૂછયું.

'બેસને. કોઈ દિયાળુ આવે તો !' જમની બોલી.

ચમન જમનીની ઉદાસીનું કારણ કળી ગયો.

એવામાં જમનીના કાનોએ બૂટનો ખડખડાટ સાંભળ્યો. 'કોઈ આંધળીને આપો માબાપ ! છાલામાં કંઈક નાખતું સાંભળી 'જીવતા રો' શેઠ, ભગવાન તમારો વેલો વધારો.' અને છાલામાંથી પૈસો હાથ આવતાં મોં પર આનંદ નાચી રહ્યો.

'જમની, વેલો તે શે વધે ! મૂળમાં બૈરું જ ન હોય પછી. ભગવાન બૈરું આલે એમ કે.' એમ કહી ચમન હસવા લાગ્યો.

જમની સમજી ગઈ. પેલા બૂટ તો સીધા જ જતા સાંભળ્યા

હતા. માન ન માન, પણ આ કારસ્તાન ચમનનાં જ છે, વિચારી બોલી, 'લે આ તારો પૈસો.'

'પૈસાને શું કરું મારે તો બૈરુ મલે એવો આશરવાદ જોઈએ છે.'

'એય મલશે. લે.' ચમન તરફ પૈસો ધરેલો હાથ એમને એમ રાખી જમની બોલી.

'દાનમાં દીધેલું પાછું ન લેવાય.'

'ઉંહું: તારે લેવો જ પડશે.'

'એક સરત કબૂલે તો લઉં' ચમને સહેજ પાસે ખસતાં કહ્યું.

આલમને આંગણે અંધાર ઘૂઘવાતાં હતાં પણ બેમાંથી એકને ભાન નહોતું.

'શું?' જમનીએ ઇંતેજારી દર્શાવતા અવાજે પૂછયું.

'તું આજ મારે ઘેર પરણી થાય તો.' ચમને છાતી પર હાથ રાખી કહ્યું.

જમની વિચારમાં પડી અને થોડીવાર પછી બોલી. 'તો તું જ મારી હારે હેંડ ને?'

'આવી જગા ત્યાં નહિ હોય જમની. અહીંથી ઘણું છેટું નથી. આ હવેલીઓથી થોડે વેગળે ઉઘાડામાં એક લેંબડો છે કોઈયે નામ લે એવું નથી ત્યાં.' અને થોડીવાર છાના રહી પાછું ચલાવ્યું, 'આજ ન ગોઠે તો કાલ ન આવતી.'

'લે હેંડ ત્યારે' કહી જમની ઊઠી.

ચમનનું હૈયું થનગની ઊઠયું. ભક્તને ઘેર જાણે ભગવાન આવના હોય એમ.

'ઊભી રે' થોડાં ભજિયાં લઈ લઈએ. તું આંઈ ઊભી રે'જે હું આવ્યો. હાથોના ડેકડા ભરતાં ચમન બોલ્યો, અને નજીકની હોટલમાંથી શેર ભજિયાં લઈ, ખભે વિંટાયેલા કપડાએ ગાંઠ મારી, ઘડીકમાં પાછો ફર્યો.

'લે ચાલ.' ચમન આગળ થતાં બોલ્યો. પાછળ અવાજની લાકડીએ જમની દોરાઈ.

ચમનનું ઘર આવી પહોંચ્યું. તેનું ઘર–ધરતી માતાએ અંતરનાં અમી પાઈ ઊછેર્યું હતું, કુદરતે આછી આછી પાંદડીએ છાયું હતું. અનિલ સદાય જેને હેસાડયા રમાડયા કરતો હતો, અને રોગ જેનાથી તોબાહ પોકારતો હતો–એવા એ લીમડા નીચે હતું. ચારે બાજુ મેદાનનું ખુલ્લું આંગણું હતું. નીચે સદાય પડીને પાથરી રહેલી, ધૂળની પથારી પર ઠરતાં ચમને જમીને કહ્યું, 'બેસ.'

પછી ભજિયાં છોડી બેઉ જણ ખાવા લાગ્યાં. જમનીની ભૂખ આજ કયાંય મૂઠીઓ વાળી ગઈ હતી. પણ ભજિયાંના સ્વાદે, થોડીક તાજી કરી. તેણે હાથ ફેરવતાં પૂછ્યું 'તું તો ખાય છે કે નથી ખાતો ?'

'ખઉં છું ને.' ચમને જમનીના હાથને અડે એમ ભજિયું લેતાં કહ્યું. એને તો આજ જાણે જીવતરની ભૂખ ભાગી હોય એવું હતું.

થોડીવાર પછી પાછી જમની બોલી. 'લુચ્ચો. ભજિયાં તો એટલાં અને એટલાં લાગે છે.' અને ચમનને 'ના, ના, ખઉં છું ને' કહેતો સાંભળી પૂછ્યું 'ખા જો મારા સમ ?' પણ જ્યારે ચમન કાંઈ ન બોલ્યો, ત્યારે 'એમ નહિ; અડધો અડધ ભાગ પાડીએ' કહી બેઉ હાથે ભાગ પાડી. પોતાનાં ભજિયાં પર એક હાથ મૂકી ખાવા લાગી.

'તેં તો ઓછાં લીધાં ?'

'મારે વધારે નથી ખાવાં' જમનીએ કહ્યું.

ખાઈ પરવાર્યા કેડે ચમન, જમનીને થોડે આવેલા નળે દોરી ગયો. બેઉ જણ પાણી પી પાછા ફર્યાં અને આડાં પડી મોડી રાત સુધી વાતો કરતાં કરતાં ઊંઘી ગયાં.

પછી તો જમની તથા ચમન સાથે જ માગવા જતાં, સાથે જ ખાતાં અને સાથે જ રહેવા લાગ્યાં.

ચોમાસું શરૂ થઈ ગયું હતું. ચમનને ઘર બદલવાની જરુર જણાઈ. તું બેસ હું જરા કોઈ સારું ઠેકાણું જોઈ આવું' કહી ચમન બેઉ હાથ વચ્ચે શરીર ઝુલાવતો નીકળ્યો.

'જો ક્યાંય બહુ છેટે ન જતો. પાછો થાકી જઈશ. ને ઝટ પાછો વળજે' જમનીએ કહ્યું. અને પાછી ઘરાકોની દયા યાચી રહી.

ચમન મોડેથી, ઘર ખોળી આવી લાગ્યો; અને થોડીવાર પછી ગગનનો આગગોળો ક્ષિતિજના જડબામાં અદૃશ્ય થતાં બેઉ ઊઠ્યાં.

થોડેક ગયા કેડે દૂરથી લૉજ જોઈ ચમનના મોંમાં પાણી વળ્યું. 'જમની, બે પૈસા મારી પાસે છે. જો એક આનો આલે તો દાળ-ભાત લાવત, ઘણા દન થયા આજ સ્વાદ થયો 'તો.'

ભેગાં રહ્યા કેડે બેઉની લક્ષ્મી, ભેગી જમનીના સાલ્લાને છેડે રહેતી.

'તે લેને ના કોણે કહ્યું. પણ લાવીશ શામાં?'

'એક શકોરું મેં સંતાડી રાખ્યું છે.' એ વીશીની પાસે, ગટરનાં બાકોરામાં, તું નતી ત્યારે કોક કોક દન ત્યાં ખાઈ આવતો.'

'પણ તને લાવતાં શી રીતે ફાવશે? લે હેંડ હુંય આવું.' જમની બોલી.

વીશી પાસે જતાં ચમને, ફૂટપાથની કિનારી નીચે પાણી જવાના બાકોરામાંથી શકોરું કાઢી એક છોકરાને કહ્યું: 'ભાઈ એક ૭ પૈસાનો દાળભાત આપો ને ?

થોડીવાર પછી છોકરો દાળભાત નાખવા આવ્યો.

'શાક નથી લાવ્યા ભાઈસા'બ ?' ચમને ખાલી દાળભાત જોઈ પૂછ્યું.

'લેવો હોય તો લે નહિ તો ચાલતો થા. સાલી ભિખારીની જાતને સવાદ તો જુઓ,' થડે બેઠેલા શેઠ બોલ્યા.

ચમને વાટલું ધર્યું.

'અલ્યા પૈસા લીધા ?' શેઠે પૂછ્યું.

છોકરાએ પહેલાં પૈસા મૂકાવ્યા, અને પછી દાળભાત વાટલામાં નાખી, પૈસા લઈ ચાલતો થયો. ચમન જમનીનું રગસિયું ગાડું પણ ચાલવા માંડયું.

'હવે પડવા દેને. દાળમાં ઉમેરો થશે. કયાંય પડી બડી જઈશ.' ચમને વર્ષાદનાં ફોરાને ટાળવા શકોરા પર પાલવ ઢાંકતી જમનીને કહ્યું.

ચમન એક દીવાલ પર નાગની ફેણ માફક ઝૂકેલા વૃક્ષ નીચે ઠરતાં બોલ્યો, 'બેસ, જો અહીં એક છાંટો ય પડે છે ?'

'સારું ખોળી કાઢયું છે, કોરું કટ છે.' જમનીએ બેસતાં કહ્યું.

'મેં તો ગયે વર્ષે'ય અહીં ચોમાસું ગાળ્યું'તું.' ચમને કહ્યું; અને જમનીનો ખભો હલાવતાં ઉમેર્યું, 'પણ એ વેળાએ જમની ન'તી. રાત તો જાણે કેડવા દોડતી.' પછી બેઉ જણ વચ્ચે વાટલું રાખી ખાવા વળ્યાં.

'તું ભેંત બાજુ સૂઈ રે,' જમનીએ ફૂટપાથની કિનાર તરફ ખસતા મંનાને કહ્યું.

'મારે વધારે નથી ખાવાં' જમનીએ કહ્યું.

ખાઈ પરવાર્યા કેડે ચમન, જમનીને થોડે આવેલા નળે દોરી ગયો. બેઉ જણુ પાણી પી પાછા ફર્યાં અને આડાં પડી મોડી રાત સુધી વાતો કરતાં કરતાં ઊંઘી ગયાં.

પછી તો જમની તથા ચમન સાથે જ માગવા જતાં, સાથે જ ખાતાં અને સાથે જ રહેવા લાગ્યાં.

ચોમાસું શરૂ થઈ ગયું હતું. ચમનને ઘર બદલવાની જરુર જણાઈ. તું બેસ હું જરા કોઈ સારું ઠેકાણું જોઈ આવું' કહી ચમન બેઉ હાથ વચ્ચે શરીર ઝુલાવતો નીકળ્યો.

'જો ક્યાંય બહુ છેટે ન જતો. પાછો થાકી જઈશ. ને ઝટ પાછો વળજે' જમનીએ કહ્યું. અને પાછી ધરાકોની દયા યાચી રહી.

ચમન મોડેથી, ઘર ખોળી આવી લાગ્યો; અને થોડીવાર પછી ગગનનો આગગોળો ક્ષિતિજના જડબામાં અદૃશ્ય થતાં બેઉ ઊઠ્યાં.

થોડેક ગયા કેડે દૂરથી લૉજ જોઈ ચમનના મોંમાં પાણી વળ્યું. 'જમની, બે પૈસા મારી પાસે છે. જો એક આનો આલે તો દાળ-ભાત લાવત, ઘણા દન થયા આજ સ્વાદ થયો 'તો.'

ભેગાં રહ્યા કેડે બેઉની લક્ષ્મી, ભેગી જમનીના સાલ્લાને છેડે રહેતી.

'તે લેને ના કોણે કહ્યું. પણ લાવીશ શામાં?'

'એક શકોરું મેં સંતાડી રાખ્યું છે.' એ વીશીની પાસે, ગટરનાં બાકોરામાં, તું નતી ત્યારે કોક કોક દન ત્યાં ખાઈ આવતો.'

'પણ તને લાવતાં શી રીતે ફાવશે? લે હેંડ હુંય આવું.' જમની બોલી.

વીશી પાસે જતાં ચમને, ફૂટપાથની કિનારી નીચે પાણી જવાના બાકોરામાંથી શકોરું કાઢી એક છોકરાને કહ્યું: 'ભાઈ એક ૭ પૈસાનો દાળભાત આપો ને?

થોડીવાર પછી છોકરો દાળભાત નાખવા આવ્યો.

'શાક નથી લાવ્યા ભાઈસા'બ?' ચમને ખાલી દાળભાત જોઈ પૂછ્યું.

'લેવો હોય તો લે નહિ તો ચાલતો થા. સાલી ભિખારીની જાતને સવાદ તો જુઓ,' થડે બેઠેલા શેઠ બોલ્યા.

ચમને વાટલું ધર્યું.

'અલ્યા પૈસા લીધા?' શેઠે પૂછ્યું.

છોકરાએ પહેલાં પૈસા મૂકાવ્યા, અને પછી દાળભાત વાટલામાં નાખી, પૈસા લઈ ચાલતો થયો. ચમન જમનીનું રગસિયું ગાડું પણ ચાલવા માંડ્યું.

'હવે પડવા દેને. દાળમાં ઉમેરો થશે. ક્યાંય પડી બડી જઈશ.' ચમને વર્ષાદનાં ફોરાને ટાળવા શકોરા પર પાલવ ઢાંકતી જમનીને કહ્યું.

ચમન એક દીવાલ પર નાગની ફેણ માફક ઝૂકેલા વૃક્ષ નીચે ઠરતાં બોલ્યો, 'બેસ, જો અહીં એક છાંટો ય પડે છે?'

'સારું ખોળી કાઢ્યું છે, કોરું કટ છે.' જમનીએ બેસતાં કહ્યું.

'મેં તો ગયે વર્ષે'ય અહીં ચોમાસું ગાળ્યું'તું.' ચમને કહ્યું; અને જમનીનો ખભો હલાવતાં ઉમેર્યું, 'પણ એ વેળાએ જમની ન'તી. રાત તો જાણે કૈડવા દોડતી.' પછી બેઉ જણ વચ્ચે વાટલું રાખી ખાવા વળ્યાં.

'તું ભેંત બાજુ સૂઈ રે,' જમનીએ ફૂટપાથની કિનાર તરફ ખસતા મેંનાને કહ્યું.

'ના એણીપા તું સૂઈ રે' ચમને કહ્યું.

અને એમ કેટલીયે રકઝક પછી જમની દીવાલ તરફ સૂતી: સોડમાં ચમન સૂતો.

એમ કરતાં દિવાળીના દિવસો આવ્યા. જમનીને, ચમન પેલા રોજના ઠેકાણે મૂકી, બેઉ હાથના ઘોડા પર ચઢી અલક મલકને મંદિરે ઘૂમી આવી, સુખીયા લોકોની દયાથી પાઈ પૈસો મેળવી એની મિઠાઈ લઈ સાંજે મુકામ પર જમનીને તેડી જઈ એની આગળ મૂકતો.

'તું ખાને ?' જમની કહેતી.

'મેં તો ખાધું છે. તું ખા' કહી ચમન ના પાડતો.

'ના, ખાધું હોય તો ફેર ખા; પણ એમ તો હું એકલી નહિ ખાઉં' અને જ્યારે ચમનને ખાવું પડતું, ત્યારે જમની પાંપણો નચાવી કહેતી, 'હું તને ન ઓળખતી હોઉં ત્યારે ને ? પણ કાલથી તું ન જતો. ક્યાંય ફરવામાં ને ફરવામાં મોટર નીચે આવી જઈશ. ખળ્યું એ ખાવું. જીભને તો જેટલા સવાદ કરીએ એટલા ઓછા.'

'આ બે દન. પછી ક્યાંથી આવા ચચ્ચાર આના મળવાનાયે છે, ને આવું ખાવાનાંય છીએ ?'

'મૂવું નહિ મળે તો. થોડું મલશે તો સુંચું ખાઈશું.'

દિવાળીય પસાર થઈ ગઈ.

એક દિવસ રાતના ઠંડીનો ચમકારો જોઈ ચમને સોડમાં સૂતેલી જમનીને પૂછ્યું, 'જમની, કેટલા પૈસા છે ?'

'બે રૂપિયા ને એક આઠ આની અધક છે, બીજી થોડીક પાઈઓ છે. કેમ પૂછવું પડ્યું ?'

'કાલે શક્કરવારીમાંથી એક સાલ્લો ને ઘાઘરો લઈ આવું' અને પછી જમનીના અંગ પર નજર દોડાવતાં ઊમેર્યું 'જોને તારાં લૂગડાં કાઢયું હોય તો એક ગયણુંય સાબત ન નીકળે.'

'ત્યારે તારે કયાં સાજાં છે' અને આડા પડેલા ચમનના શરીર પર હાથ ફેરવતાં 'આ....આ, જેમ તેમ ગાંડો . મારીને તો વેંઢારી રાખ્યાં છે.'

'મારી વાત તો ઠીક છે.'

'ના, લાવે તો બેયને સારુ લાવજે, નહિ તો હું નહિ પહેરું હા.' જમનીએ કહ્યું.

જમની તથા ચમન ઠંડીના ચમકારમાં દિવસ ઊગતા પહેલાં રોજને સ્થાને આવી બેઠાં હતાં. માતા ચઢી હોય એમ શરીર કાંપતું હતું મોં પોકારી રહ્યું હતું: "કોઈ દિયાળુ દિયા કરો રે શેઠ!' પણ દિયાળુનાય શા ભોગ લાગ્યા હોય તે આવા વખતે ખીસ્સામાંથી હાથ બહાર કાઢે.

પેપરવાળા ઝડપી ચાલથી ઠંડીને હંફાવતા પોકારી રહ્યા હતા 'ઠેર ઠેર પડેલાં હીમ, હીમે તારાજ થયેલો પાક......'

'આજ તો બહુ ટાઢ છે જમની. ગોદડી વીંટી છે તોય કાળજુ કાંપે છે!' ચમને કડકડતી ડાઢીએ વાત કરી.

'તે અહીં મારે પડખે દબાઈને બેસને.'

'ના રે ના, કોઈ પાઈ પૈસો આપતું હોય તોય ન આપે.' ચમને ભેગું હાસ્યને ભેળવ્યું.

'તો ક્યાંય તાપમાં જઈને બેસ. હવે તો તાપ નીકળ્યો હશે!'

જમનીએ કહ્યું. અને પોતે ઓઢેલી ચારશેરક ગાભાંની ગોદડી કાઢતાં બોલી 'લે આ ગોદડી લેતો જા.'

'અરે ના, તું તારે રે'વા દે, પેલા તાપમાં જઈને બેસું છું' કહી ચમન સરકવા લાગ્યો ધીમેધીમે. આજ હાથ ઊભા રહે તેમ નહોતું.

બપોર થવા આવ્યા તોય ચમનની ટાઢ ઊડી નહિ: જમનીને વહેમ પડ્યો, અને 'કે પછી તાવબાવ આવ્યો છે' કહી ચમનના શરીરને હાથ અડાડતામાં બોલી પડી, 'હાય હાય શું ટાઢ ટાઢ કરે છે ?, ડીલ તો તાવે ધીખે છે !'

'એ તો અમથું.' ચમને જમનીનાં મોં પરથી ઊડી જતું લોહી જોતાં કહ્યું.

'અમથું શું તારું કપાળ. લે આ ગોદડી ને સૂઈ જા ઓઢીને.'

ચમનથી આ વખત ના ન પાડી શકાઈ. ના પાડવી તેને યોગ્ય પણ ન લાગી; અને બેઉ ગોદડીઓ ઓઢી ભીંત સોડે ધ્રૂજતો લાંબો થયો.

જમનીએ વચ્ચે બેત્રણ વાર 'પાણીબાણી પીવું છે ?' 'સોડા લાવી આપું ?' વગેરે પૂછી જોયું, અને રોજની વેળા થતા પહેલાં, ચમનને આગળ કરી મુકામ પર આવી.

ચમનના શરીર પર તલ મૂકો તો તતડી જાય એવો તાવ હતો. જમનીએ તેને ભીંત સોડે સુવડાવી બેઉ ગોદડીઓ ઓઢાડી અને બીજી બાજુમાં આખી રાત જાગતી પડી રહી તેને હૂંફ આપ્યા કરી.

'જમની, વેળા થઈ તું જા.' સવાર પડતાં ચમને કહ્યું.

'તને આવો મેલીને ?' જમનીએ કહ્યું.

'તું જા જમની! હું તો અહીં સૂઈ રહીશ. મને તો કાંઈ નથી થવાનું. મારું તો ઠીક છે, પણ તું શું ખાઈશ? અધૂરામાં પૂરી કાલની ભૂખી છે. જા ઊઠ,' કહી ચમને તેને ધકેલી.

જો ગોદડીઓ અને કપડાંમાં પૈસા ન ખર્ચી નાખ્યા હોત, તો જમની ન જાત; અને પેટને કાંઈ ઓછી લાજ શરમ છે? વળી તે બેસી રહે તોય શું? થોડો કંઈ દવાદારૂ કે શેક કરવાનો હતો? પણ તોય તેને ખસવાનું દીલ નહોતું થતું. આખરે જ્યારે ચમને મોંમાં જીભ ન ઘાલી ત્યારે, 'જો માથેમોઢે ઓઢીને સૂઈ રે'જે, ને પાણી પીવું પડે તો વાડકો ઓશિકા તરફ ભરી મેલ્યો છે,' કહી જમની ઊઠી અને રોજની જગ્યાએ જઈ ભિક્ષાની નોકરીએ ચઢી ગઈ. જીવ ચમનમાં હતો, જીભ રોજને પંથે ચાલતી હતીઃ 'આંધળીની કોઈ દિયા કરો માબાપ!—' પણ મન નહોતું કોઈની ચાલ સાંભળવામાં કે વાતચીત પારખવામાં!

થોડીક વાર થઈ હશે એટલામાં કાને અવાજ આવ્યો, 'એ અંધી, ઊઠ ઈધર સે.' જમની સમજી નહિ કે કોને કોણ કહે છે. તેણે તો બોલવું ચાલુ જ રાખ્યુંઃ 'દિયાળુ કોઈ......' પણ આ વખત વાક્ય પૂરું નહિ થઈ શક્યું. 'સાલ્લી માનતી નહિ હૈ? ઊઠ ઈધર સે' મોં આગળથી જ અવાજ આવ્યો. જમની સમજી ગઈ કે પોલિસદાદા છે. 'સાબ! આંધળી છું! માગી ખાઉં છું. શું કામ...'

'અરે ઊઠ. જા દુસરી જગે બેઠના. ગવર્નર સાહબ ઈધરસે નીકલનેકા હૈ વો માલુમ નહિ? ઊઠ, નહિ તો અભી દેતા હું.'

જમની ઊઠી, અને પોતાના ઘર તરફ મોં ફેરવ્યું ત્યાં તો પાછો પેલો અવાજ આવ્યોઃ 'એ ઉધર કહાં જાતી હૈ, ઉસ તરફ જા.'

'સા'બ...!'

'સૂનતી નહિ ઔર સા'બ સા'બ કરતી હૈ?' જમાદાર ઉખડ્યો અને બાવડે ઝાલી મોં અવળી દિશામાં ફેરવતાં બોલ્યાઃ 'જા, જા.' તરફ હો કર જલદી નીકળ જા.' ; તેની

જમનીને ના છૂટકે અવળી દિશાએ માપવું પડ્યું. થોડી શકનો હશે ને બીજો અવાજ આવ્યો 'એ નીકળ જલદી,' જમ. અંગેઅંગ ચમનમાં હતો, આંધળા પગ અજાણ્યે રસ્તે આગળ આરવા લાગ્યાં. માપતા હતા. ઘડી ઘડી જુદા અવાજ પણ એનાં એ વાક્ય 'જમની! હતાં–'એ અંધી ચલ જલદી નીકળ.' વળી એક બીજાએ પછાડો 'બિચારી અંધી હૈ કહાં જાયગી?' આવો અવાજ સાંભળતાં ગયો! પૂરી ટાઢક વળે ન વળે ત્યાં તો સાંભળ્યું 'અરે મિયાં ગવર્નરસા'બ આનેકા વખત હોને આયા હૈ' અને પાછો પોતાને ઉદ્દેશાતો અવાજ લાગ્યો,' 'ચલ ચલ જલદી ચલ.' જમનીએ ક્યાંય ભરાઈ બેસવાનો વિચાર કરી હાથની ઓથે ભીંતને જોવા લાગી એટલામાં એક ખાંચા જેવું લાગતાં જમની સીધી અંદર ચાલી ત્યાં તો સાંભળ્યું 'એ, ક્યાં જાય છે અહીં! બહાર જા.' લાચાર બની પાછી પેલી તૂટેલી દીવાલનો છેડો ખોળી કાઢ્યો અને ચાલવા લાગી. અવાજ તો આવતા જ હતા 'ચલ જલદી ચલ.' જમનીને સમજ ન પડી કે ગવંડર એવું તે કેવું મનેખ હશે; કે ઠેર ઠેર પોલિસદાદા ઊભા છે; ને પોતે એમને શું કરવાની હતી? વળી જેમ જેમ પગલું આગળ માંડતી તેમ તેમ ચમનની યાદ આવતી હતી. મનમાં ફિકર ઘર કરી બેઠી હતીઃ એનીય આવી દશા હશે તો એ ક્યાં જશે?! કેમ કરીને જશે?! એટલામાં દીવાલે દગો દીધો. જમનીને ખાતરી હતી કે ધરતી દગો દેવાની નથી અને આશરે સીધું માપવા લાગી ત્યાં તો અવાજ, 'એ ઉધર જમણે હાથને ખાંચેકા વળ જા!' આવતાં વળી ખાંચામાં વળી, અને છેક દૂર ગઈ ત્યાંસુધી અવાજ આવ્યા કર્યો. 'ઉધર મત બેઠના ઔર આગે જા.' અને એમ જમની કોઈ ઊંડી ઊંડી ગુફામાં જતી હોય એમ જવા લાગી. થોડી-

ગાર સુધી કંઈ અવાજ ન સાંભળતાં છૂટકારાનો દમ લઈ બેસી પડી ને ચમનની પોતા જેવી દશા કલ્પી આંસુ નીતારવા લાગી. સારું કે જોવાનો રસ્તો બંધ હતો આંસુ વહાવવાનો બંધ નહોતો.

જીની કલ્પના ખોટી નહોતી. તેના ગયા કેડે થોડી જ વારમાં જમની ઈ રાક્ષસી હાથે ઢંઢોળતું અને કહેતું લાગ્યું 'ઊઠ એ ઉલ્લુ, બેસી રહેતા હૈ.'

તોય તેને આંખ ઊઘાડી જોયું તો પોલિસદાદાના પગ ઢંઢોળતા ઉભ... ઊઠતામાં તો પાછો તેમનો પગ ઊપડ્યો, 'ચલ ઊઠ, ક્યા દેખતા હૈ. ઊઠા યહ સબ.'

'સા'બ! તાવ આવ્યો છે! અહીં બેસી તો રે'વા...'

'અરે ચલ બેસી રે'વાકી બહુ. બુખાર આયા હૈ તો જા હોસ્પીટલમે. અબ ચલ ઊઠ જલદી.'

ચમને પોલિસદાદાની એડીઓના સ્વાદ ઘણીવાર ચાખ્યા હતા. તેણે જવાની તૈયારી કરી. તે ટાઢે ધ્રૂજતો હતો. તાવની સગડી રોમે-રોમ ધીખતી હતી. હાથના પંજામાં સળી ઉપાડવા જેટલી પણ તાકાત નહોતી. મિલકતમાં મિલકત ગોદડીઓ ને છાલું તેને મૂકી જવાનું મન થયું પણ પોલિસદાદા એ શોભાનેએ રહેવા દેવા દે ખરા કે?' 'ચલ કીતની ડેર ઊઠા લે સબ.'

ચમને ખભાની પીઠ પર ગોદડીઓ લાદી અને 'હે રામ!' કહી, લાવ જમનીના તરફ જાઉં, થોડે છેટેથી બોલાવી કહીશ, વિચારી તે તરફ ખસવા મંડ્યો. ત્યાં તો પોલિસદાદા બોલ્યા 'એ ઉધર કહાં જાતા હૈ? યહ રાસ્તે પર તો અભી ગવર્નર સા'બ નીકલને કે હૈ. ઈધર જા; ઔર વો ખાંચેમે વળ જાના.'

ચમન પાછો ફર્યો; અને ફીડીની વાદે જવા લાગ્યો. ઘડી ઘડી પેલા જમાદારનો અવાજ પડઘાતો હતો. 'ચલ, જલદી નીકળ જા.' આખરે ખાંચામાં વળતાં એક પાણીના નળની ડહેરીનું ઓથુ જોઈ તેની સોડમાં લપાયો. હાંફ એવી ચઢી હતી કે પુરો શ્વાસ પણ લઈ શકતો નહોતો. તાવ ઘોડે ચડીને આવ્યો હોય એમ લાગ્યું. અંગેઅંગ ઝાડની પત્તીઓ પેઠે કાંપતાં હતાં. આંખોનાં તેજ ઊંડાં ઊતરવા લાગ્યાં. જીવ જમનીમાં જઈ ભરાયો. જીભને બદલે હૈયું રટવા લાગ્યું 'જમની! જમની!' થોડીવાર કેડે ટાઢ ઓછી થઈ; હૈયાએ એક બે પછાડો મારી, 'જમની! જમની!' અને તાવ ચેતન લઈ પલાયન થઈ ગયો! અંગ લાકડા જેવું થઈ પડયું રહ્યું.

દિવસ માથા પર આવવા થયો હશે તેવામાં જમનીએ બૂટના અવાજ કરનારને પૂછયું: 'શેઠ, ગવંડર સા'બ ગયા?' પેલાને સહજ નવાઈ લાગી પણ પૂછવાની ફુરસદ નહોતી; 'હા; નીકળી ગયા.'

જમની ઝડપટ ઊઠી અને મગજને પૂછતી પૂછતી પડતી આખડતી ચાલવા લાગી, આવી હતી એ રસ્તે. ઠેકાણે આવી પહોંચતાં તેના મને નિરાંતનો શ્વાસ લેતાં કહ્યું, 'ફકર નથી. હવે તો જઈ પહોંચીશ.' અને થડકતે હૈયે પગની ફંગાળો ભરતી ઘર તરફ આગળ વધી. હૈયું ઘડી ઘડી વહેમ ખાયા કરતું હતું 'ચમનો ત્યાં હશે કે નહિ?' મન સાન્ત્વન દેતું હતું 'નહિ હોય તો ક્યાં ગયો હશે? એવા તાવવાળા મનેખને તો કાંઈ નહિ કાઢી મૂકયો હોય? અને કાઢી મૂક્યો હશે તોય ક્યાંક એટલામાં હશે.' એમ કરતાં કરતાં ઘર-સૂવાનું ઠેકાણું આવી પહોંચ્યું. જમનીએ બોલાવ્યો 'ચમના એ ચમના!' વળી હાથ વડે દસ દસ હાથ ધરની ખૂંદી વળી. પણ હોય તોને! એણે તો જોરથી બૂમ પાડી 'ચમના?! એ ચમના!' જવાબ ન મળતાં જીવ અકળાઈ ઊઠ્યો. આજ તેને આંખોની ખોટ સાલી તેટલી કદાચ કદીય

નહિ સાલી હોય! ગળામાં ડચૂરો બંધાયો, આંખો ઊભરાવા લાગી. તેણે થોડેક આગળ જઈ વળી માંડમાંડ બૂમ પાડી 'ચમના?!' રસ્તે ચાલતા એક બે જણનો અવાજ સાંભળ્યો, 'ગાંડી લાગે છે.' જમનીએ તેમને પૂછ્યું 'શેઠ, આટલામાં ક્યાંય ચમનો ભાળ્યો? પગે ટૂંટો છે? એ શેઠ?!' ચાલ્યા જતા શેઠનો જવાબ આવ્યો: 'ના.' જમનીનું હૈયું લૂલું પડ્યું. તેણે ચાલવું ચાલુ રાખી નર્યા રુદનભીના અવાજે વળી બૂમ મારી 'ચમના? ક્યાં ગયો?! એ ચમના?!'

'અરે ક્યા ચિલ્લાતી હૈ કભી સે? કીસકુ ઢૂંઢતી હૈ?' એક નારંગી વેચવા બેઠેલા મુસલમાને પૂછ્યું.

'તમે બે પગે ટૂંટો છે એને ભાળ્યોશ કે?! એને તાવ આવતો'તો. કુણ જાણે કંયાં...'

'અરે હા, પાસમે દો ગોદડી થી ના? ઔર એક છાલિયા, ઔર દોનું પગસે ટૂં...'

'હાં હાં શેઠ? એ જ; એ ક્યાં છે શેઠ?! મને આંધળીને...?'

'અરે ઉસકુ તો અભી મ્યુનિસિપાલિટીકી ગાડીમે ડાલ કર લે ગયે. ફોજદાર સા'બભી અભી ગયે. ઉધર, નલકી પાસ મરા હુઆ પડા થા.' પેલા મુસલમાને કહ્યું.

'હેં! ચમનો મરી ગયો?! હેં શેઠ ખરી વાત?' જમની બેસી પડતાં ફાટે મોંએ પૂછી વળી; અને પછી પાંપણની પાળ નીચેથી પૂરપાટ વહતાં આંસુ સાથે આછા પડતા અવાજે 'ચમના! તું... મરી...ગ...!!' બોલતાં બોલતાં ઢળી પડી.

મિયાંએ ખભે નારંગીની ટોપલી મૂકી; યે સાલી બલાકુ મેંને કહાં છોડા? મર જાયગી તો ભોગ મીલેગે! ન લેના ન દેના આમેખાં...'બબડતાં બબડતાં ચાલતી પકડી.

# નદી કાંઠે

શ્રી. ભવાનીશંકર વ્યાસ

જ્યારે નથુનો બાપ મરી ગયો ત્યારે આખા ગામે અઢાર વરસ પહેલાં મરણ પામેલી તેની માતાનાં મૃત્યુને ખરું માન્યું. અઢાર વરસ થયાં તેની જનતાનું સ્થાન તેના જનકે સાચવ્યું હતું; એક સરખું અને અનન્ય રીતે. જ્યાં સુધી માનસંગ જીવતો હતો ત્યાં સુધી ગંગાને યાદ કરવાનું કોઈને સૂઝ્યું ન હતું; એની જ માટીમાંથી બનેલા ખુદ એના દીકરાને પણ નહિ. પણ જ્યારે માનસંગનો એ જ અનિર્દિષ્ટ માર્ગે જવાનો વારો આવ્યો ત્યારે સહુ કોઈ માનસંગને ભૂલી ગંગાને યાદ કરવા મંડી પડ્યું. ખરેખર. જગતની સ્મરણવિસ્મરણની શક્તિઓ અજબ છે.

અઢાર ઓગણીસ વરસના, સશક્ત શરીરના અને આર્થિક દૃષ્ટિએ મધ્યમ સ્થિતિના યુવાન માટે પિતાનું મૃત્યુ એટલું બધું આપત્તિકારક તો ન જ કહેવાય. જો કે શિરછત્રનો વિધ્વંસ, શૈશવ, યૌવન કે જરામાં, જ્યારે થાય ત્યારે, હૃદયને નિરાધાર અને આવરણ વગરનું થોડાક સમય સુધી કરી દેવાનો એ નિઃસંશય. પણ જ્યારે લોહી ચડતું હોય છે અને કલ્પના ભાવિનાં સુંદર સ્વપ્નો ગૂંથી રહી હોય છે ત્યારે આ નિરાધારતાનો કાળો પડછાયો બહુ વખત સુધી મનને વિષાદમાં

ડુબાવી રાખી શકતો નથી. છતાં છેલ્લા દસબાર દિવસ થયાં નથુ માતાપિતા બંનેની ખોટ અનુભવતો મનમાં ને મનમાં મૂંઝાયા કરતો હતો.

માનસંગના દિવસોમાં એણે રાજ કર્યું હતું. જો કે માનસંગ પોતે, બાપદાદે ગામધણી હોવા છતાં, મરણની છેલ્લી ઘડી સુધી વહીવટદારનો જમાદાર જ રહ્યો હતો. બાપ પટાવાળાઓનો ઉપરી હતો છતાં દીકરો પાટવીની જેમ ઊછર્યો હતો. ગરાસિયાનું ગૌરવ અને રજપૂતનું તેજ માનસંગે પોતાના સેવક જીવનમાં પણ શુદ્ધ સ્વરૂપમાં સાચવી રાખ્યાં હતાં. માતાના ધાવણથી અકાળે વંચિત થએલા પુત્રની નસે નસમાં આ બધું તેણે પોતાના જીવનમાંથી નિતારી નિતારીને ભર્યું હતું. આખો જન્મારો તેણે એક જ ઉપાસના પાછળ ખર્ચી નાખ્યો હતો: તેનો નથુ તેના વડવાઓની ગુમાવેલી કીર્તિ અને જાહોજલાલી પાછી લાવે એ ઉત્સાહપ્રેરક અને મધુર સ્વપ્ન પાછળ.

ખુલ્લી હવા, બેફિકર જીવન અને જંગલની રખડપટ્ટીથી પ્રતિદિન વિકસતાં જતાં નથુનાં શરીરમાં અભિનવ યૌવનને પ્રવેશ કરવાની બહુ સગવડ મળી ગઈ; અને ઈશ્વરે ગંગાની મોહક સુકુમારતાનો અને માનસંગના ઓજસ્વી પૌરુષનો એનામાં એવો અજબ મેળ સાંધ્યો હતો કે અનેક લાલસાઓથી ભરેલું યૌવન એના શરીરમાં પ્રતિશ્વાસ પોતાનો અડ્ડો વધારે ને વધારે જમાવી રહ્યું.

સાંજ નમતી ત્યારે જામનગરી લહેરિયાંનો વાંકો સાફો બાંધી એ ગામને પાદરે વહેતી નદીને કાંઠે જઈ બેસતો. પાળ ઉપર જમાનાઓ થયાં એક પગે ઊભા રહેલા એક પુરાણા વડ સાથે એણે એક આપ્તજનથી પણ વધારે નિકટનો સંબંધ બાંધ્યો હતો. એની ગોદમાં એણે કંઈક બાલિશ સૃષ્ટિઓ રચી હતી અને ભાંગી હતી.

એના પડથાર ઉપર બેઠાં બેઠાં આથમતા સૂરજનાં કિરણોનાં લજ્જાળુ પ્રતિબિંબ ખળખળાટ વહી જતાં પાણીમાં જોવાની એને બહુ મજા આવતી.

સાંજના આટલાં બધાં રાતાં થઈ જતાં પાણી સવારે પાછાં કેમ હતાં તેવાં આસમાનીલીલાં થઈ જતાં તે સમજવા એ ત્યાં બેઠો બેઠો કૈંક તરંગો દોડાવતો. ચણિયો અને સાળુ ગોઠણ સુધી ઊંચાં લઈ, પગની સુલલિત પીંડીઓને પાણીમાં છબછબાવતી, તોફાની અને સૌમ્ય પનિહારીઓનાં પ્રતિબિંબને, વર્તુલો મોટાં થતાં થતાં સાવ અદૃશ્ય કરી ન દેતાં સુધી, કૌતુકપૂર્વક એ જોઈ રહેતો. પાણીનું ચકચકિત બેડું માથે મૂકી લચકાતી ચાલે એની સમીપમાંથી પસાર થઈ જતી પનિહારીના કટાક્ષો જોવામાં એને જ સમજાય તેવો આનંદ મળતો. નિર્દોષ, નિર્વિકાર, મુગ્ધતાથી ભરેલા એના ચહેરામાં એવું તો અજબ આકર્ષણ હતું કે ગામની સ્ત્રીઓ એને ગોકુલના કહાન તરીકે ઓળખતી. પનઘટ નિર્જન થતો અને ધણમાંથી ગાયો પાછી વળતી ત્યારે પડખે આવેલાં રામજી મંદિરમાં જવા એ ઊભો થતો. મંદિરની આરતીના દૂર દૂર ખેતરો પાછળ ગાઢા થતા અંધકારમાં લય પામતા મધુર પડઘાઓ સાંભળવા એ રસ્તામાં કૈંક વાર ઊભો રહી જતો. રામજીનાં દર્શન કરી, ત્યાં ભેગી મળેલી ભજનમંડળીમાં કલાકેક બેસી એ ઘેર જવા ઊપડતો. માનસંગે જીવતાં આ એનો જીવનક્રમ હતો.

પણ, છેલ્લા પંદર દિવસ થયાં એણે પોતાની ડેલીની બહાર પગ સુદ્ધાં, લોકાચારને વશ થઈને મૂક્યો ન હતો. વડ, નદીનો કાંઠો, રામજીનું મંદિર, આ બધાં તેને સાદ પાડી રહ્યાં હોય એમ એણે બારે દિવસ અનુભવ્યું હતું. ઘરમાં દિવસરાત બેસીને એ સાવ કંટાળી ગયો હતો. માનસંગના મૃત્યુ કરતાં તેના મરણથી મળેલી આ કેદ એને બહુ અકારી લાગતી હતી. આટલા દિવસનો સંયમ એણે આજ હોંકારે

માર્યો. ચાર વાગ્યા નહિ હોય અને એણે નદીકાંઠા તરફ દોટ મૂકી. માનસંગના મૃત્યુથી નિરાધાર બનેલો અને પંદર દિવસના ઘરવાસથી ત્રાસેલો એ પોતાના પુરાણા દોસ્તની ગોદમાં બેસી પહેલાં તો ખૂબ રડયો. પછી કોઈ દિવ્ય વાત્સલ્યનો ભાવ અનુભવતો એ સમી સાંજના સૂઈ ગયો.

રામજીમંદિરમાંથી આવતા ઘંટારવે એને જગાડયો. સૂરજ સાવ આથમી ગયો હતો અને નદીકાંઠા પરનું અંધકારનું આવરણ વધારે ને વધારે ગાઢ બનતું જતું હતું. એ એકદમ બેઠો થયો અને મોઢું ધોવા આડરસ્તે થઈ એક ભેખડ ઉપર આવી ઊભો રહ્યો. ચારે તરફ નિર્જનતા હતી. પાણીમાં પ્રતિબિંબિત થતી આકાશની ભૂખરાશ કાળાશમાં અસ્પષ્ટ રીતે પરિણમતી જતી હતી. નદીકાંઠાનાં વૃક્ષોનાં પ્રતિબિંબ દરેક પળે વધારે ને વધારે વિષાદમય બનતાં જતાં હતાં. તિમિરની ટેકરીઓ જેવી વાડીઓ પાછળથી વદ એકમનો ચન્દ્ર પીળા પ્રકાશ દ્વારા પોતાના આગમનની જાણ કરી રહ્યો હતો. નિરવ, નિર્માનુષ એકાન્તમાં ઊભો ઊભો નથુ સાયંકાલની ભવ્ય અને નિગૂઢ ગંભીરતાને છએ ઈન્દ્રિયો વડે સ્પર્શી રહ્યો. ભર્યા જગતમાં એ સાવ એકલો છે, કોઈના આધાર કે પ્રોત્સાહન વગરનો, એવું એને પહેલ-વહેલાં તીવ્ર ભાન થયું. એનું મન કોઈક ન સમજાય તેવી પર્યુત્સુકતા અનુભવી રહ્યું.

ત્યાં તો ભેખડ પાછળ કાંઈક અવાજ ગયો. ધીમી રાડ તેના કાન ઉપર પડી. ધ્યાનભંગ થઈ જે દિશામાંથી અવાજ આવ્યો હતો તે દિશામાં એણે નજર કરી. એક ધોળી આકૃતિને ભેખડ ઉપરથી પાણીમાં લપસતાં એણે દીઠી. આંખ પલકારો મારે તે પહેલાં તો એ કૂદકો મારી સામી ભેખડ ઉપર જઈ પહોંચ્યો અને કાંઈક પકડવા સ્વયં પ્રેરણાથી ઊંચા થઈ ગએલા હાથને પોતાના હાથમાં પકડી તે ડૂબતી સ્ત્રીને એણે બહાર ખેંચી કાઢી.

ચંદ્ર હવે ખેતરો ઉપર આવી ગયો હતો. પહેલાંની વિષાદભરી પીળાશને બદલે તેનામાં હવે ઝંખના જગાડે તેવી નીલધવલિમા આવી ગઈ હતી.

ડહોળાએલાં પાણીમાં પડતું તેનું ત્રાંસુ પ્રતિબિંબ સહસ્ર કટકાઓમાં વહેંચાઈ રહ્યું હતું.

ઓચિંતાં પગ સરકવાથી એક બાજુ જઈ પડેલાં સૂકાં કપડાનાં પોટલાંને ઊંચકી નથુએ તે બાઈના પગ આગળ મૂક્યું.

શિયાળાનો પવન સુસવાટા કરતો વાતો હતો અને રજનીનું તારુણ્ય પ્રતિપલે તોફાને ચડતું જતું હતું.

'હું ઉપર જઈને ઊભું છું, તમે કપડાં બદલાવી લ્યો. હું તમને ઘર સુધી મૂકી જઈશ.' કાંઠા ઉપર ચડતાં નથુએ કહ્યું.

પેલી સ્ત્રીએ કાંઈ જવાબ ન આપ્યો...નથુ પાળ ઉપર જઈ ચાંદનીમાં નવો સ્વાંગ ધારણ કરતા પોતાના પુરાણા મિત્ર વડને જોતો દસેક મિનિટ સુધી ઊભો રહ્યો. જ્યારે પા કલાક પછી પણ કોઈનાં આવવાનો પગરવ ન સંભળાયો ત્યારે એની ધીરજ ખૂટી. એણે ઉત્સુકતાથી નદીના પટ ઉપર નજર કરી.

ભેખડ ઉપર ઊભી ઊભી તે કપડાં બદલાવી રહી હતી. ભીનાં કપડાં તેના પગ આગળ પડયાં હતાં અને સૂકાં કાઢવા તે, સહેજ નમીને, ગાંસડો છોડી રહી હતી. આછાં આસમાની કિરણો રાતના યે ઊજળાં લાગતાં તેનાં ગાત્રોને અનિર્વચનીય ઓજસ અર્પી રહ્યાં હતાં. અમાસની મધરાતના જેવો તેનો કાળો અને લાંબો ચોટલો શેષનાગની ફણાઓ જેમ પવનમાં ફરફરી રહ્યો હતો. પોષ મહિનાના રોમાંચક સ્પર્શથી તેના નિર્વસ્ત્ર અને સમુલ્લાસિત સ્તનનિતંબની વક્રરેખાઓ વધુ ઉન્માદક સ્વરૂપ ધારણ કરતી હતી. ગઈ કાલની પૂર્ણિમા

જાણે આજે સદેહે પોતાનો વિજય જોવા ફરીથી બહાર નીકળી હોય તેમ લાગતું હતું.

બધાં ય દુ:ખને ભૂલી, પોતાના આત્માને પણ ભૂલી, નથુ આ અવિસ્મરણીય દૃશ્યને જોઈ રહ્યો; જોવાની અનિચ્છા છતાં,—એણે ઘણાં ય પ્રયત્નો કર્યા દૃષ્ટિને પાછી ખેંચી લેવાના; પણ એમાં એને સફળતા ન મળી. ધડકતે હૈયે એ બ્રહ્માની આ અનુપમ કારીગરીને જોઈ રહ્યો.

તે અજાણી યુવતીએ સાડલો પહેરતાં પહેરતાં કાંઠા તરફ નજર કરી. નથુ ચોરી કરતાં પકડાઈ ગયો. શરમથી બંનેનાં ચક્ષુઓ ધરતીને બાઝી રહ્યાં.

ગાંસડો માથે મૂકી તે કાંઠા ઉપર આવી. તેનો ચહેરો જોતાં નથુનાં હૃદયમાં કોઈ ન સમજાય તેવી તીવ્ર વેદના થઈ. આવું નિર્મલ મુખ એણે કોઈ દહાડે જોયું ન હતું. એને આ મુખ પરિચિત ન લાગ્યું.

'તમે આ ગામનાં છો?' સ્વસ્થ થતાં નથુએ પૂછ્યું.

'મૂળ તો અમે—નાં. પણ અહીંયાં....' તેણે નથુથી સહેજ દૂર ચાલતાં ધીમેથી કહ્યું.

'કાં. અટકી કેમ ગયા?' કુતૂહલમય બની ગયેલા નથુએ કહ્યું.

'કંઈ નહિ. આ રામજીમંદિર આવ્યું. હવે હું એકલી ચાલી જઈશ—તમે જાઓ.' તેનાં સ્વરમાં ઉદ્વિગ્નતા અને ગૌરવ બંનેનું સંમિશ્રણ હતું.

'હું તમને તમારાં ઘર સુધી મૂકી જાઉં તો તમને કંઈ વાંધો છે?'

'ના, ના. એમ ન કરશો. મારી બાને ખબર પડશે કે હું કોઈની સાથે હતી તો તેનો જીવ નાહકનો બળશે.' તેના સ્વરમાં

એવું કંઈક હતું કે જેથી નથુના પગ આગળ વધતા અટકી ગયા. ધોળાં વસ્ત્રોનો ગાંસડો માથે મૂકી તે મંદિરની પાછળથી જતી શેરીના વળાંકમાં અદૃશ્ય થઈ ગઈ.

નથુને આ બધું સ્વપ્ન જેવું લાગ્યું. 'શું કોઈ ભૂત તો મને છળવા પ્રયત્ન કરી રહ્યું નથીને ?' એણે પોતાને જ પ્રશ્ન કર્યો. શૂન્ય-મને એ ત્યાંનો ત્યાં જ ઘડીભર ઊભો રહ્યો. પાદરમાં કૂતરાંઓએ લાંબી અને બિહામણી ચીસ નાંખી. પોતે સ્વપ્નમાં નથી એની એને ખાતરી થઈ. તે જે રસ્તે ગઈ હતી તે રસ્તેથી એ પોતાને ઘેર આવ્યો. એકબીજાના સૂરમાં સૂર મેળવવાની એકમાત્ર મહત્ત્વાકાંક્ષાથી જીવતા કૂતરાઓ સિવાય બીજું કોઈ તેને આખા રસ્તામાં મળ્યું નહિ.

આખી રાત ખાટલામાં પડ્યા પડ્યા એણે એક જ વિચાર કર્યા કર્યો. બે હજાર ઘરની વસ્તીવાળાં ગામમાં તેની શોધ કરવાનું એને બહુ અઘરું ન લાગ્યું.

હવે એના જીવનમાં નવું ચેતન આવ્યું, આશાના ભારથી પીડાતો એ દરરોજ નદીકાંઠે, મંદિરોમાં, વાડીઓના કોસ ઉપર એક શ્રદ્ધાળુ યાત્રી જેમ આંટા મારવા લાગ્યો. પંદર દિવસ વહી ગયા છતાં એને એની શોધમાં સફળતા ન મળી. આખરે કંટાળી નિરાશ થઈ એ એક દહાડો રામજીમંદિરમાં ગયો.

"આવ, આવ, નથુ ! હવે તો તું બહુ દેખાતો નથી ?" બાવાજીએ વહાલથી નથુને કહ્યું.

નથુ વિચારભારથી વિષણ્ણ બનેલો નિરુત્તર રહ્યો.

પિતૃવિયોગથી એનું હૃદય ભરાઈ આવ્યું હશે એમ ધારી બાવાજી એની પડખે આવ્યા.

'નથુ ! દુનિયામાં એમ જ બન્યા કરે છે. જે આવે છે તેને એક દહાડો જવાનું હોય છે.' નથુના ખભા ઉપર હાથ રાખતાં વૃદ્ધ પૂજારીએ આશ્વાસન આપ્યું.

'બાવાજી ! જિંદગીમાં મજા નથી પડતી,' નથુએ ફરિયાદ કરી.

'બેટા ! જિંદગીમાં તેં શું જોયું છે? વિવાહ કરી લે. બધી જંજાળનું એ રામબાણ ઔષધ છે.' યુવાનોનું માનસ સમજતા બાવાજીએ સલાહ દીધી.

નથુથી એક ઊંડો નિઃશ્વાસ નંખાઈ ગયો.

'કોઈ ધ્યાનમાં છે, બેટા ?'

'બાવાજી ! જેમાં મન લાગ્યું છે તે મળતું નથી અને મનના મેળ વગરનાં લગ્નને શું કરું ?'

'એ કોની દીકરી છે ?'

'એ તો હું પણ નથી જાણતો,' ફિક્કું હસતાં નથુએ જવાબ દીધો. નિખાલસ હૃદયે એણે તે રાતનો અનુભવ બાવાજીને કહી સંભળાવ્યો.

'ક્યા ગામની કહી ?' કાંઈક રસ પડવાથી બાવાજીએ પૂછ્યું.

'—ની.' નથુએ દર્દપૂર્વક કહ્યું.

'નથુ ! એ છોકરીને ભૂલી જા,' ગંભીરતાથી બાવાજીએ કહ્યું.

'તમે એને ઓળખો છો ?' ધડકધડક થતી છાતીએ નથુએ પૂછ્યું.

'તું આઠદસ વર્ષનો હતો ત્યારથી.' ટૂંકામાં જવાબ મળ્યો.

નથુ બાવાજીને ખૂબ કરગર્યો આખરે ન છૂટકે બાવાજીએ પુરાણા ઇતિહાસને ભૂતકાળની કબરમાંથી પાછો ખોદી બહાર કાઢયો.

'નથુ ! દુનિયામાં એમ જ બન્યા કરે છે. જે આવે છે તેને એક દહાડો જવાનું હોય છે.' નથુના ખભા ઉપર હાથ રાખતાં વૃદ્ધ પુજારીએ આશ્વાસન આપ્યું.

'બાવાજી ! જિંદગીમાં મજા નથી પડતી,' નથુએ ફરિયાદ કરી.

'બેટા ! જિંદગીમાં તેં શું જોયું છે? વિવાહ કરી લે. બધી જંજાળનું એ રામબાણ ઔષધ છે.' યુવાનોનું માનસ સમજતા બાવાજીએ સલાહ દીધી.

નથુથી એક ઊંડો નિઃશ્વાસ નંખાઈ ગયો.

'કોઈ ધ્યાનમાં છે, બેટા ?'

'બાવાજી ! જેમાં મન લાગ્યું છે તે મળતું નથી અને મનના મેળ વગરનાં લગ્નને શું કરું ?'

'એ કોની દીકરી છે ?'

'એ તો હું પણ નથી જાણતો,' ફિક્કું હસતાં નથુએ જવાબ દીધો. નિખાલસ હૃદયે એણે તે રાતનો અનુભવ બાવાજીને કહી સંભળાવ્યો.

'કયા ગામની કહી ?' કાંઈક રસ પડવાથી બાવાજીએ પૂછ્યું.

'—ની.' નથુએ દર્દપૂર્વક કહ્યું.

'નથુ ! એ છોકરીને ભૂલી જા,' ગંભીરતાથી બાવાજીએ કહ્યું.

'તમે એને ઓળખો છો ?' ધડકધડક થતી છાતીએ નથુએ પૂછ્યું.

'તું આઠદસ વર્ષનો હતો ત્યારથી.' ટૂંકામાં જવાબ મળ્યો.

નથુ બાવાજીને ખૂબ કરગર્યો આખરે ન છૂટકે બાવાજીએ પુરાણા ઇતિહાસને ભૂતકાળની કબરમાંથી પાછો ખોદી બહાર કાઢ્યો.

'નથુ! માનસંગે આ વાત તને કરવાની મને ના પાડી હતી. છેલ્લા દિવસો સુધી તેના હૃદયમાં એ ડોસીના શબ્દો કાચના કટકા જેમ ખટકયા કર્યા એ મારા સિવાય કોઈ જાણતું નથી. માટે એ છોકરીનો સ્વપ્ને પણ વિચાર ન કરજે. તને છોકરીઓની ક્યાં ખોટ છે?' કૃત્રિમ ઉત્સાહ બતાવતાં બાવાજીએ કહ્યું. જૂની વાત સંભારી નથુએ તેના હૃદયને ગમગીન બનાવી દીધું હતું.

નથુ ભારે પગે પોતાને રસ્તે પડયો. 'પટાવાળાના દીકરાને મારી દીકરી આપું?' ગુસ્સામાં ઉચ્ચારાએલા અને માનસંગના કાનમાં ઉકળેલા સીસાના રસ જેમ પડેલા આ શબ્દો નથુના કાનમાં આઠ વરસે ફરીથી વેદના કરી રહ્યા.

'હું કોનો દીકરો છું એ હું એ અભિમાની ડોસીને બતાવી આપીશ,' ચાલતાં ચાલતાં તેનાથી બોલાઈ ગયું.

અપમાનનો બદલો લેવા તલસી રહેલું મન વધારે વખત કાબૂમાં નહિ રહે એમ એને લાગ્યું. ઘેર ન જતાં બાવાજીએ કહેલી ડેલી આગળ આવી ઊભો રહ્યો. આજે એ યુદ્ધ કરવા મરણિયો થઈ બહાર પડયો હતો. ધ્રૂજતા હાથે એણે ડેલીની સાંકળ ખડખડાવી.

'કોણ છે અત્યારે?' અંદરથી એક ધીમો પણ સત્તાવાહી અવાજ આવ્યો.

નથુનું હૃદય તરફડી ઊઠયું. શું જવાબ દેવો તેની એને સૂઝ ન પડી. કોને ખબર કેમ, એના હાથે, અવશ રીતે, ફરીથી સાંકળ ખડખડાવી.

'સંતી! જો તો કોણ છે,' એ જ સ્વરની પુનરાવૃત્તિ કાને પડી.

ડેલીની બારી ધીમેથી ઊઘડી, અને નદીકાંઠે જોએલું એ મુખ, અદ્‌ભુત, મનોહર, કાળાં વાદળાંમાંથી શ્રાવણનો પૂર્ણ ચન્દ્ર બહાર નીકળે તેમ ઘડીભર બહાર નીકળ્યું.

'કોનું કામ છે?' નથુએ આંખેથી અમૃત તો આ પહેલાં યે પીધું હતું. કાનથી કૌમુદી એણે આજે પીધી.

પ્રશ્ન પૂછ્યા પછી પૂછનારની આંખો હસી પડી. જૂનું ઓળખાણ તાજું થઈ ગયું. તેણે ડેલીની બારી સરખી ઉઘાડી અને નથુને અંદર આવવા સૂચવ્યું.

આંગણામાં ખાટલો ઢાળી એક વૃદ્ધ છતાંય જાજરમાન લાગતી રજપૂતાણી બેઠી હતી.

'કોનું કામ છે, ભાઈ?' તેણે સહેજ પણ હાલ્યાચાલ્યા વગર પ્રશ્ન કર્યો.

'હું માનસંગનો દીકરો,' નમ્રતાથી નથુએ શરૂઆત કરી. કોણ જાણે કેમ આ પ્રતાપી વૃદ્ધાને જોતાં એનો બધો ક્રોધ ઓસરી જતો હતો. હિંમત મેળવવા એણે સંતીના તરફ ચોરીથી નજર કરી.

'સંતી! ઘરમાં જઈને બેસ.' કરડાકીથી ડોસીએ કહ્યું. સંતી નિસાસો મૂકી અંદર ચાલી ગઈ.

'કયા માનસંગનો?'

નથુને કોઈએ ભાલાની અણી એની છાતીમાં ભોંકી હોત તો ય વધારે વેદના ન થાત.

'માનસંગ આ ગામમાં એક જ હતા.' થોડીક વાર પછી એણે જવાબ દીધો.

'કયા પેલા માનસંગ જમાદારની વાત કર છ?' નથુના કાનમાં આવાજોએ કહેલી વાતના ભણકારા પડી રહ્યા.

'માનસંગના દીકરાને મારા જેવી ડોસીનો શું ખપ પડયો?' તેના શબ્દોમાં ઉપહાસની છાંટ હતી.

'હું, હું, સંતીના……'

'છોકરા! તું કયે મોંઢે વાત કરે છે તેની તને ખબર છે? સંતીનો હાથ ગામના પટાવાળાઓ માટે નથી. એવી વાત બીજી વાર મારી પાસે કરી છે તો તારી વાત છે! નોકરી ઓકરી જોઈએ તો અહીં ખુશીથી આવજે.—ની ડેલીએથી કોઈ નિરાશ થઈ પાછું ગયું નથી,' એટલું કહી ડોસી અંદર ચાલી ગઈ.

નથુને જમીન માર્ગ આપે તો જીવતાં દટાઈ જવાનું મન થઈ આવ્યું. એના પરાભવ ઉપર કરુણતાથી હસી રહેલાં પીળાં ફાનસ સિવાય આંગણામાં બીજું કોઈ ન રહ્યું. ધીમેથી એ બહાર નીકળી ગયો..

આછા અંધકારમાં એને નદી તરફ જતો મેડી ઉપરથી બે ચક્ષુઓ સાભિલાષ જોઈ રહ્યાં.

રખડી રખડી રાતના બાર-એક વાગે નથુ ઘેર આવ્યો. તે ડોસીના શબ્દો બાવળની શૂળ બની તેની પથારીમાં પથરાઈ ગયા. હજાર પાસાં બદલવા છતાં તેની આંખ ભેગી ન થઈ. એને બાવાજીની સલાહ યાદ આવી. એને અવગણી અપમાનને નોતરવા જવા માટે એને પોતાના ઉપર ધિક્કાર આવ્યો. પણ, પેલું નદીકાંઠે જોએલું મુખ યાદ આવતાં બધું ય ભૂલાઈ જવાતું હતું: અપમાન, અનાદર, જીવનનું અસ્તિત્વ સુદ્ધાં. અંતરમાંથી ઊંડો ઊંડો અવાજ આવતો હતો કે સંતી એના સિવાય બીજા કોઈની થવાની નથી.

હજાર યુક્તિઓ કરવા છતાં નથુ સંતીને ન મળી શક્યો. ગરીબ થઈ જવા છતાં રાજકુટુંબને છાજે તેટલા દમામ અને રહસ્યથી માં દીકરી રહેતાં હતાં. સંતી ભાગ્યે જ ડેલીની બહાર પગ મૂકતી. દર મહિને તે રજસ્વલા થતી ત્યારે ન છૂટકે નદીએ ચોથે દહાડે કપડાં ધોવા બહાર નીકળતી. પણ કોઈની નજરે ન પડાય તે માટે નદીના

ઘાટ નિર્જન ન થઈ જાય ત્યાં સુધી તેને બહાર નીકળવાની રજા ન મળતી. નથુની સૃષ્ટિમાં પૂર્ણિમાનો ઉદય મહિનામાં એક-જ વાર થતો; એક દિવસ ચાંદની અને મહિનાભરનું અંધારું. પણ નથુને આ વાતની ખબર ન હતી તેથી એણે તો અંધારું થઈ જવા છતાં નદીકાંઠા ઉપર બેસી રહેવા માંડયું. જ્યારે રાત બહુ વધી જતી અને સંતીની હાજરીનું કોઈ ચિહ્ન નજરે ન પડતું ત્યારે નિરાશ થઈ એ પોતાના ઘર ભણી પગલાં માંડતો.

પણ, અનન્યચિત્તે કરેલી ઉપાસના કોની નથી ફળતી ? એક રમણીય સાંજના નથુ અને સંતીનો ભેટો થઈ ગયો. ઋતુસ્નાતા સંતી ભૂખરા અંધકારમાં પણ તેજસ્વિની લાગતી હતી; પણ તેનાં તેજમાં તેની માતાના જેવી ઉગ્રતા ન હતી; સૌમ્ય ચાંદની જેવી શીતલતા હતી. નથુ તો આટલા જ દિવસોમાં સુકાઈને નિસ્તેજ થઈ ગયો હતો. એનું બધું રૂપ એકત્ર થઈ એની આંખોમાં આવીને ભરાઈ બેઠું હતું.

'સંતી !' બહુ જ ધીમેથી એણે બૂમ પાડી.

'કોણ નથુ ?' સ્વર ઉપરથી જ ચહેરો જોયા વગર સંતીથી બોલાઈ જવાયું. એને નથુની મોટી મોટી આંખોના ઊંડાણમાં જોવાનું બહુ મન થયું. પણ તેમ કરવા તેની હિંમત ન ચાલી.

નથુ પાસે આવી ઊભો રહ્યો.

'મારી એક વાત સાંભળીશ, સંતી ?' તેણે આર્જવથી કહ્યું.

સંતી ઊભી રહી. વિષાદભર્યે ચહેરે સહેજ હસતાં તેણે આગળ ચાલવાનું બંધ કર્યું.

'સંતી ! તારા વગર મને ગમતું નથી.'

સંતી નિશ્ચલ દૃષ્ટિથી ક્ષિતિજને જોઈ રહી. નથુની આંખમાં જોવાની તેનો દદભર્યો સ્વર સાંભળ્યા પછી તેનામાં હિંમત ન રહી.

'તને હું જોઉં છું ને મારા હૈયામાં કાંઈક થઈ જાય છે : જે દહાડાથી તને જોઈ છે તે દહાડાથી હું નિરાંતે સૂતો નથી. ભૂખ, તરસ, ટાઢ, તડકો, સંતી ! હું બધું ભૂલી ગયો છું. તારી વાટ જોતો હું મહિનાઓના મહિના અહીં બેસી રહ્યો છું.

સંતીએ એક ઊંડો નિઃશ્વાસ મૂકયો.

'મારા ઘરમાં અંધારું ઘોર છે, સંતી ! તારાં પગલાંથી મારું ઘર દીપી નીકળશે.'

સંતીની નિઃશબ્દતા એવીને એવી જ અભેદ્ય રહી.

'સંતી ! કુલનું અભિમાન કોને નથી હોતું ? હું પણ તારી જેમ એક પરાક્રમી ગરાસિયાનો વંશજ છું. પણ ચડતી પડતી કોને નથી આવતી ?'

સંતીના હોઠ કોઈએ સીવી લીધા હોય એમ લાગતું હતું.

'સંતી ! તને હૃદય નથી શું ?' સંતીની નિશ્ચલ નિઃશબ્દતાથી અકળાતાં નથુએ છેલ્લો પાસો ફેંકયો, 'યાદ રાખજે, સંતી ! કોઇક દહાડો તને પસ્તાવો થશે. જ્યારે તને તારા કુલનું અભિમાન ભૂલી જવાનું મન થઈ આવે અને આ લાલરિયાં જેવા લાલ હોઠની ભૂખ સંતોષવાની ઇચ્છા થઈ આવે ત્યારે આજના અબોલા યાદ કરજે. તારા આ લાલરિયાં જેવા લાલ હોઠ, તું મારા ગાલ ઉપર ચોંટાડી દઈશ તો પણ તે દહાડે હું એક બોલ પણ નહિ બોલું. પછી મને ઠપકો ન દેતી.' આટલું આવેગથી કહી, પોતાનાં અશ્રુઓ છૂપાવવા નથુ વગડા તરફ દોડી ગયો.

'તારા લાલરિયાં જેવા લાલ હોઠ !' સંતી મનમાં બડબડી. તેની આંખમાં આંસુ આવી ગયાં હતાં છતાં ચહેરા ઉપર તો સંતોષની પ્રસન્નતા હતી. ધીમે ધીમે તેણે ઘરભણી પગલાં માંડયાં.

દિવસ પછી અઠવાડિયું, અઠવાડિયા પછી મહિનો અને મહિના પછી મહિનાઓ, એમ વખત પસાર થવા લાગ્યો. હવે નથુ નદીકાંઠે કે રામજીમંદિરમાં જતો નથી. ઉદ્દેશ વગર દિવસ રાત એ વનવગડામાં રખડયા કરે છે. રાતના આખું ગામ સૂઈ જાય ત્યારે એ ઘેર પાછો આવે છે. જ્યારે જીવનમાં કોઈ રસ રહેતો નથી ત્યારે માણસનું જીવન પશુ જેવું બની જાય છે; ખાવું, પીવું, અને ઊંઘવું. નથુને તો ખાવા પીવા કે ઊંઘવામાં પણ પૂરતો રસ હવે રહ્યો ન હતો.

આમ ને આમ કદાચ નથુના દિવસો પૂરા થઈ જાત, પણ ત્યાં તો ગામમાં પ્લેગની પધરામણી થઈ. દાક્તરી સારવારનો અભાવ, ગામડિયાઓની બેદરકારી અને ગંદકી, અને કુદરતનો કોપ, આ બધાંના સહકારથી પ્લેગનું કામ સપાટાબંધ ચાલવા માંડયું. મૃત્યુને સમીપ આવેલું જોઈ નથુએ પ્રભુનો પાડ માન્યો.

આખા ગામમાં એ દિવસમાં તો હાહાકાર મચી ગયો. ત્રણચાર હજારની વસતિવાળા ગામમાં દરરોજનાં ત્રીસચાળીસ મરણ થાય એ તો કોઈએ સ્વપ્નામાં પણ કલ્પેલું નહિ—મૃત્યુને દરરોજ નોતરી રહેલા નથુએ પણ નહિ. જ્યાં એ જતો ત્યાં રિબાતાં માણસોની ચીસ સંભળાતી. શેરીએ શેરીએ મડદાં પડયાં હતાં. દર્દીઓને દવા આપનાર કે સારવાર કરનાર ગામમાં કોઈ ન હતું. દરબારી દાક્તર તો વહીવટદારના રસાલા સાથે પહેલે દહાડે જ રવાના થઈ ગયો હતો.

ગામનું બજાર બંધ થઈ ગયું. ધોળે દહાડે ડાઘુઓ સિવાય શેરીઓમાં કોઈ સામું ન મળતું. અફીણ અને પાણી લઈ રામજી મંદિરના બાવાજી સાથે નથુએ શેરીએ શેરીએ અને ઘરે ઘરે ભટકવા માંડયું. ભૂખતરસ પહેલાં સંતીએ ભુલાવ્યાં હતાં, હવે મરકીએ. દિવસના આઠદસ વાર તો એને સ્મશાને જવું પડતું. શબ ઉપાડી ઉપાડી એના ખભામાં ભાઠાં પડી ગયાં હતાં. ઉઘાડે પગે તડકામાં રખડવાથી

એના પગનાં તળિયાં આળાં થઈ ગયાં હતાં. ચિતાના ધુમાડા આગળ બેસી બેસી એની છાતી ખોખરી થઈ ગઈ હતી, છતાં એ સેવામાં કોઈ દહાડો બાવાજીથી પાછળ પડ્યો નહિ.

બારમો દહાડો થયો ને બાવાજીનો વારો આવ્યો:

'નથુ! હવે છેલ્લા રામરામ. નથુ! તારામાં પ્રાણ રહે ત્યાંસુધી લોકની સેવા કરજે, રામજી એથી રાજી થશે.' ગળગળા કંઠે બાવાજીએ છેલ્લી વાર વાત કરી.

બીજા માનસંગ જેવા બાવાજીના મૃત્યુથી નથુની હિંમત ભાંગી પડી; પણ ઉપાડેલું કામ અધૂરું મુકાય તેમ ન હતું. બાવાજીની છેલ્લી ઇચ્છા જીવ સાટે પણ અમલમાં મૂકવા એણે નિશ્ચય કર્યો.

સ્મશાનનો રસ્તો સંતીના ઘર આગળથી પસાર થતો. દિવસના દસબાર વાર નથુ ત્યાંથી નીકળતો છતાં મેડીની બારીમાંથી ડોકિયું કરી રહેલી સંતીને જોવા એ ઊંચી નજર કરતો નહિ. એના જીવનમાં અત્યારે સંતીને કે બીજા કોઈને સ્થાન ન હતું. બાવાજીનો ચહેરો એને ગરીબોની સેવા કરવા પ્રેરી રહ્યો હતો.

'ચિતાના તાપ આગળ બેસી બેસી એના મોઢા ઉપર એક જાતની બિહામણી રાતી કાળાશ પથરાઈ ગઈ છે, એના સુંવાળા અને ચકચકિત ઝુલ્ફાં ભૂખરાં અને બરછટ થઈ ગયાં છે. એની આંખનું તેજ તો એવું ને એવું જ હશે ને?' બારીમાં બેઠી બેઠી સંતી આવા તરંગોમાં આખો દિવસ પસાર કરતી. જે આંખોને જોવા એ તલસતી હતી તે આંખો તો દૂરના સ્મશાન ઉપર સદાય મંડાએલી રહેતી. નથુની કાંધ ઉપર સૂતેલાં શબોની સંતીને અદેખાઈ થવા લાગી. એ સૌભાગ્ય પોતાને પણ મળે તે માટે એ પ્રભુની પ્રાર્થના કરવા લાગી.

આમ પંદર દહાડા નીકળી ગયા. સોળમો દહાડો ઊગ્યો. નિત્યક્રમ પ્રમાણે સંતી બારીએ જઈ બેઠી. આઠ વાગ્યા, દશ વાગ્યા, બાર વાગ્યા, પણ તેની ડેલી પાસેથી કોઈ નીકળ્યું નહિ. 'શું મરકીનું જોર નરમ પડયું?' સંતી તર્કવિતર્ક કરવા લાગી. ત્યાં તો 'રામ, રામ, 'ના શબ્દો કાને પડયા. નથુને જોવા સંતીએ નજર ઝીણી કરી. શબને એક વાંસ ઉપર ઝોળીમાં લટકાવ્યું હતું. આગળ નથું હતો અને પાછળ બીજું કોઈક હતું. નથુનો ચેહેરો સાવ ફિક્કો પડી ગયો હતો. આટલા દિવસનો બધો થાક એકત્ર થઈ તેના મોઢા ઉપર આવી બેઠો હતો. સંતીનું હૃદય આ દૃશ્ય જોઈ તડફડી ઊઠ્યું. એક દોટ મૂકી નથુના ધૂળવાળા પગ ઉપર માથું મૂકવાનું તેને મન થઈ આવ્યું.

નથુ એની પરવા કર્યા વગર શબ સાથે આગળ ચાલ્યો ગયો. સાંજ પડતાં એ ભીને કપડે પાછો વળ્યો. ઘરમાં પગ મૂકયો ત્યારે થાકથી તે સાવ લોથપોથ થઈ ગયો હતો. આખા દિવસમાં અનાજ તો શું, પાણીનું એક ટીપું પણ એણે ગળાં હેઠળ ઉતાર્યું નહોતું. એનું ગળું તરસથી શોષાતું હતું. ધ્રૂજતે હાથે એણે પાણીનો પ્યાલો હોઠે માંડયો. પણ ત્યાં તો ડાબી સાથળના મૂળમાં એને અસહ્ય વેદના થઈ. પાણીનો પ્યાલો એના હાથમાંથી પડી ગયો. આટલા દિવસની હિંમત એ એક ક્ષણમાં હારી બેઠો. પ્લેગની ગાંઠ તપાસવા એણે પોતાની આંગળીઓને સાથળના મૂળ ઉપર ફેરવી.

'બાવાજી ! હું આ આવ્યો.' મૃત્યુની ખાતરી થતાં નથુથી રાડ પડાઈ ગઈ,

થોડીક વાર એ પથારીમાં નિશ્ચેષ્ટ પડી રહ્યો.

'પાણી, પાણી !' કોઈક કોઈક વાર એ ઊંઘમાં બોલી ઊઠતો હતો. ચારે તરફનો અંધકાર ગાઢ થઈ ઓરડામાં ભરાવાનો પ્રયાસ કરી રહ્યો

હતો. જેણે આખા ગામને ઊભે પગે સોળ સોળ દિવસ સુધી પાણી પાયું હતું તેના ગળામાં આજે એક ટીપું પાણી રેડવાવાળું કોઈ ન હતું. અફીણનો ઠેરો પડખે જ પડયો હતો પણ એ ઘસીને એની ગાંઠ ઉપર ચોપડનારું કોઈ હાજર ન હતું.

બહુ વેદના થતાં એ મધરાતના જાગી ઊઠયો. 'અરે !! કોઈક પાણીનું ટીપું તો પાઓ !' છાતીનાં પાંસળાંઓ હચમચાવી મૂકે તેવા કરુણ સ્વરે એણે રાડ પાડી. મધરાતનું નિષ્ઠુર મૌન સહેજ થરથરી વધુ ગાઢ બની ગયું.

કાંઈક પકડવા ઊંચા કરેલા એના હાથ થાકના ભારથી પથારીમાં હેઠા પડયા.

'તારા લાલરિયાં જેવા હોઠ, સંતી !' ઉન્માદમાં એ બકી રહ્યો.

મૃગશીર્ષ ક્ષિતિજને ચૂમવા નીચું ને નીચું ઊતરી રહ્યું હતું.

'તારા લાલરિયાં જેવા હોઠ !' ધીમું હાસ્ય એના ચહેરા ઉપર ફરી વળ્યું. ઉઘાડાં બારણાંમાંથી આવતા એક સ્થિર તારાનો આસમાની પ્રકાશ એની ઉઘાડી રહી ગએલી મોટી આંખોમાં પોતાનું પ્રતિબિંબ જોઈ રહ્યો.

* * *

રાતના ચારેક વાગે સંતી એકાએક નિંદરમાંથી ઝબકી ઊઠી, 'તારા લાલરિયાં જેવા હોઠ !' કોઈક તેના કાનમાં કહી રહ્યું હોય એમ તેને લાગ્યું. આંખ ઉઘાડી તેણે ચારે તરફ નજર નાખી. આખા ઓરડામાં તેની મા સિવાય બીજું કોઈ ન હતું.

'તારા લાલરિયાં જેવા હોઠ !' અવાજ દૂર ને દૂર નાસી જતો હતો એમ સંતીને લાગ્યું;

હવે પથારીમાં પડયા રહેવું સંતીને અશક્ય લાગ્યું. ધીમેથી પોતાની પથારી મૂકી તે બહાર આવી. મૂઢ જેમ સવાર થતાં સુધી તે આંગણામાં બેસી રહી. અજવાળું થતાં જ તે ડેલીની બહાર નીકળી.

પણ નથુ ક્યાં રહે છે તેની તેને ખબર ન હતી. રસ્તામાં એક વૃદ્ધ બાઈ રોતી રોતી ક્યાંક જઈ રહી હતી.

'તમે ક્યાં જાઓ છો, મા?' સંતીએ બીતાં બીતાં પ્રશ્ન કર્યો.

'નથુભાને બોલાવવા. મારો એકનોએક દીકરો...' અનાથ ડોસીથી વધારે બોલી ન શકાયું.

સંતીનું પણ કાંઈક એકનું એક ખોવાઈ ગયું હતું. પણ તેની તેને ખબર ન હતી.

આશંકાથી પીડાતી સંતી કારુણ્યની જીવતી જાગતી મૂર્તિ જેવી તે વૃદ્ધ માતાને ગાંડા જેમ અનુસરી રહી.

બંને જણાં આંગણામાં આવ્યાં. ચોતરફ ગમે તેવી છાતીવાળા માણસને બીવરાવી દે એવી ઘોર શાંતિ હતી. એક ખૂણામાં એક સફેદ બળદ નિશ્ચેષ્ટ ઊભો હતો. પડખે એક વ્હેલ પડી હતી.

'નથુભા!' કહેતીકને ડોસી ઘરનાં બારણાં આગળ ફસડાઈ પડી. સંતી હિંમત રાખી અંદર ગઈ.

ખાટલા ઉપર નથુ પડયો હતો. ધીમેથી નીચે લટકી રહેલા જમણા હાથને તેણે પોતાના હાથમાં લીધો. ઠંડા સ્પર્શથી તેને કમકમાં આવી ગયાં.

'નથુ! નથુ!' તેનાથી એક કારમી રાડ પડાઈ ગઈ.

'મા! બીજા કોઈને બોલાવો. એ તો હવે નહિ ઊઠે.' બહાર

આવી સંતીએ કહ્યું. જ્યાં સુધી વૃદ્ધ બાઈ દેખાતી બંધ થઈ નહિ ત્યાં સુધી સંતીએ હોઠને દાંતથી દાબી રાખ્યા. જેવી ડોસી દેખાતી બંધ થઈ કે તરત જ તે હૈયાફાટ રડી પડી.

આ રુદનની કોઈને પરવા ન હતી. છેલ્લા સોળ દિવસોમાં આવાં હૈયાફાટ કલ્પાંત આ ગામમાં એટલાં બધાં થતાં હતાં કે હવે કૂતરાં-ઓએ પણ સાથ પુરાવવાનું છોડી દીધું હતું.

નથુની છાતી ઉપર માથું મૂકી તે ફરી ફરીને રોઈ. આજે તેને નિરાંતે રોતાં અટકાવે તેવું કોઈ ન હતું. પણ રોવાથી નથુનું મૃત્યુ સુધરે તેમ ન હતું. એક ધોળો ઓછાડ નથુની કાયા ઉપર ઢાંકી, ઉપાડનારની શોધમાં તે બહાર નીકળી. બપોરના બે વાગા સુધી ભૂત જેમ તે રખડી પણ કોઈએ તેને મદદ કરવાની હા ન પાડી. આખા ગામમાં કોઈ સાજું ન હતું. જે સાજા હતા તેને ચેપની બીક લાગતી હતી.

નિરાશ થઈ તે પાછી નથુ પાસે આવી. વધારે વખત જવા દેવો એ નથુનું મરણ બગાડવા જેવું હતું. એક રજપૂતાણીને છાજે તેવા ધૈર્યથી તેણે વ્હેલને તૈયાર કરી. કડબના સાંઠાઓ પાથરી તેણે પથારી કરી. હૃદયને સખત બનાવી તેણે તેના ઉપર નથુને સુવડાવ્યો. નથુની પડછંદ કાયા સાવ કૃશ બની ગઈ હતી. એક આંસુ પણ સાર્યા વગર શબ ઉપર એક સફેદ ઓછાડ ઢાંકી બળદને દોરતી તે ડેલીની બહાર નીકળી.

રામજીનું મંદિર આવ્યું ત્યારે બળદ પોતાની મેળે ઊભો રહી ગયો. બળદની મૂક વાણીએ તેના હૃદયને ચીરી નાખ્યું. આંસુભીની આંખે તે મંદિરના ચોકમાં ગઈ.

'નથુ આજે તારાં છેલ્લાં દર્શન કરવા આવ્યો છે. એ આજે

અંદર આવી શકે તેમ નથી. તો તેના ઉપર ગુસ્સે ન થજે.' આટલું તે માંડ માંડ બોલી શકી.

રામજીના ઊંબરા ઉપર પડેલાં તુલસીનાં ત્રણચાર સૂકાં પાંદડાં લઈ તે બહાર આવી.

ઓછાડ ઊંચો કરી નથુના સૂકા હોઠ ઉપર એ પાંદડાંઓ તેણે મૂક્યાં.. 'રામજીનો છેલ્લો પ્રસાદ, નથુ !' શબ્દો તેના ગળામાં આવી અટકી ગયા.

પોતાની મેળે બળદે પાછું ચાલવાનું શરૂ કર્યું. થોડી વારમાં તે નદીકાંઠે આવી પહોંચી. સ્મશાનના બાવાની મદદથી તેણે ચિતા ગોઠવી. બે જણાએ સાથે મળી નથુને કાષ્ટશય્યા ઉપર સુવાડ્યો.

થોડુંક સૂકું ઘાસ સળગાવી સંતીએ ચિતાને પ્રજ્વલિત કરી. બાવો ચલમ ફૂંકવા પોતાનાં ઝૂંપડાંમાં ચાલ્યો ગયો. એક પણ આંસુ ખેરવ્યા વગર તે એકદૃષ્ટિએ નથુના શબને જોઈ રહી.

અગ્નિ ધુંધવાતો હતો. બળતું સરખું કરવા ફરીથી સંતી ચિતા પાસે ગઈ. પવનનો એક ઝપાટો આવ્યો અને ઘાસ ભડભડ કરતું સળગી ઊઠ્યું. અગ્નિની રાતી જ્વાળાઓ એનાં કાળાં ઝુલ્ફાં સાથે રમત કરી રહી.

ચિતાનો તાપ વધતો જતો હતો. નથુની મોટી મોટી કાળી આંખો જાણે સંતીની વાટ જોતાં જોતાં ઉઘાડી રહી ગઈ ન હોય એમ લાગતું હતું.

સંતીએ છેલ્લું ચૂંબન કરવા નથુના ગાલ ઉપર પોતાના હોઠ નમાવ્યા.

'તારા લાલરિયાં જેવા હોઠ !' સૂતાં સૂતાં જાણે નથુ કહી રહ્યો ન હોય એમ સંતીને લાગ્યું.

થોડી વારમાં તો ચિત્કાર કરતી અગ્નિની જ્વાળાઓ સંતીના પગને ઘેરી વળી.

'નથુ ! એક વાર તો બોલ. હું સંતી આ લાલરિયાં જેવા હોઠ તારા ગાલ ઉપર ચોંટાડું છું. જો તું નહિ બોલે તો એ ઉખડશે નહિ ! એક વાર બોલ.'

ભૂખ્યા અગ્નિની જ્વાળાઓ સંતીના આખા શરીર ઉપર ફરી વળી. થોડી વારમાં તો એનો ચણિયો, ચૂંદડી, કાળો લાંબો ચોટલો સહુ કાંઈ ભડભડ બળવા લાગ્યું.

સંતીના સુકુમાર, કોકનદ જેવા રાતા પગ બાવળિયા અગ્નિના તાપમાં શેકાઈને પીળાપચ થઈ ગયા—તો પણ તેને ત્યાંથી ખસવાનો વિચાર ન આવ્યો.

'નથુ ! આ લાલરિયાં જેવા હોઠ !' નથુના ગાલ ઉપર પોતાના હોઠ દાબતાં તે આટલું માંડ માંડ બોલી શકી.

ભડભડ બળતી લાલચોળ જ્વાળાઓએ સંતીને દૂર હડસેલવા હજાર પ્રયત્નો કર્યા. પણ લાલરિયાં જેવા તેના લાલ હોઠ નથુના ગાલ ઉપર ચોટયા તે છેવટ સુધી ઊખડયા જ નહિ.

## 'બ્હેનનો ભાઇ'

શ્રી. મસ્તફકીર

**સવારના** આઠ વાગ્યા હતા, છતાં એક કલાક વહેલું લાગતું હતું. ગીરનારની છત્રછાયા નીચે સૂતું પડેલું જુનાગઢ શહેર જાણે તાજું જ આળસ મરડીને ઊઠ્યું હોય, હજી પથારીમાંથી બેઠું ન થયું હોય, માત્ર તેની આંખ ઉઘડી હોય એવું લાગતું હતું. શહેરનાં ઘણાં ખરાં આવાસોનાં બારી બારણાં હજી બંધ હતાં. માત્ર તેના પંચ હાટડી આસપાસના લત્તામા સહેજસાજ જીવનનો સળવળાટ શરૂ થયો હતો. સૂર્યોદય થયાને બે કલાક વિતિ ગયા હતા. છતાં ત્યાં આગળ આવેલાં સફેદ મકાનોનાં છાપરાંઓ અને અગાશીઓ જ હજી સોનેરી રંગે ધોળાઈ હતી. કારણ ગીરનારની પાછળથી જૂનાગઢ ગામમાં ડોકીયું કરવા માટે સૂર્યનારાયણને આસમાનમાં ઊંચે ચડવું પડતું હતું.

*

ઇતિહાસ પ્રસિદ્ધ શહેરો નવા જોનારના મનમાં ભૂતકાળનાં ભવ્ય ચિત્રો જગાડે છે. પણ આવાં શહેરો વર્તમાન જમાનાના પ્રવાહથી દૂરી રહી જવાથી ઉંઘણશી જેવાં પણ દેખાય છે. પુરાણ પ્રસિદ્ધ જૂનાગઢ, યદુકુળ દીપક શ્રી કૃષ્ણના સમયનું એ શહેર, અશોકના પ્રચારકાર્યમાં શીલાલેખદ્વારા સહાયભૂત થનાર એ પ્રાચીન નગરી, જેણે મધ્યકાળમાં રજપૂત રાજાઓ અને બાબી સુલતાનોની જાહોજલાલી નીહાળી હતી, તે જે દીવસની આપણે વાત કરીએ છીએ તે દીવસે

તો ખરેખર ઉંઘતું જ જણાતું હતું. જીર્ણદૂર્ગ તેનું જૂનું સંસ્કૃત નામ. ગામ દેખાવમાં જેમ જીર્ણ અને ઉંઘણશી લાગતું હતું, તેમ તેમાં વસતાં માણસો પણ એ નવા આવનારને કોઈ આગલા જમાનાનાં હોય એવાં દેખાતાં હતાં. એ નવો આવનાર તાજો જ યુરોપ, અમેરિકા આદિ પશ્ચિમના વીજળી, રેડીઓ, વિમાન અને વાયરલેસના વાતાવરણમાંથી આગલી રાતે જ જૂનાગઢ સ્ટેશને ઉતર્યો હતો. રાત વાસો સ્ટેશન પરના ફર્સ્ટ કલાસ ઉતારૂઓ માટેના વેઇટીંગ રૂમમાં ગાળી સવાર પડતાં એ ગામમાં તલાસ કરવા જાણી જોઈને પગપાળો જ ચાલ્યો આવ્યો હતો.

*

'ગામમાં આવેલો આ નવો આગંતુક કોણ હશે?' ગામની લાઈબ્રેરી આગળનાં ચોગાનથી પંચ હાટડી જવાના માર્ગ તરફ પ્રયાણ કરતા એ પુરુષને જોઈ એ બાજુનાં મકાનોના ઓટલા પર દાતણ કરવા બેઠેલી બે ચાર વ્યક્તિઓની ખોપરીમાં એ પ્રશ્ન એક સાથે ઉદ્‌ભવ્યો. સવારના પહોરમાં રસ્તેથી તો કોઈ પણ પસાર થાય, પણ એ નવો આવનાર, જોનારનું, તરત જ લક્ષ ખેંચે એવા પોશાક અને વ્યક્તિત્વવાળો નર હતો. તેણે અપટુ–ડેટ યુરોપીયન ઢબનો ચાઈના સિલ્કનો 'મોરનીંગસુટ' જેને કહેવામા આવે છે તે પહેર્યો હતો, માથે કિંમતી ફેલ્ટહેટ હતી. હાથમાં પાતળી રૂપાની મૂઠવાળી મલાકા નેતરની સોટી હતી. તેનો ચહેરો ગૌરવર્ણનો અને ઘાટિલો હતો, નાક અણિયાળું અને આંખો કાળી મોટી અને તેજસ્વી હતી. તેનું બદન કદાવર અને કસાયેલું હતું. તેનું વદન દાઢીમૂછ વિહોણું સાફ હોવાથી એ ત્રીશેક વર્ષનો ભર યુવાન લાગતો હતો, પણ કાનની ઉપર માથામાં લમણાં આગળ થોડા વાળ સફેદ થઈ ગયા હતા, તે પરથી એની ઉમર કંઈક મોટી હશે એમ બારિક નિરીક્ષણ કરનારને લાગે તેમ હતું. એની ઉમર ખરેખરી બેંતાલીશ વર્ષની હતી.

'કોઈ નવો અમલદાર હશે ?' તેને જોનારમાંથી કોઈએ અટકળ કરી, કારણ કે એ માણસની ચાલ અને સીનો રૂવાબદાર હતો 'પોલીટીકલ એજન્ટ તરફથી આવ્યો હશે?' બીજા કોઇ ને ખ્યાલ આવ્યો. 'આવો માણસ પગ પાળો કેમ હીંડતો હશે અને તે પણ અટાણે ?' દરેકે દરેક જોનારના મનમાં એ પ્રશ્ન ઉદ્‌ભવ્યો હતો.

ત્યાં તો એ માણસ જેને માટે આ બધી અટકળો અને તર્કો થઈ રહ્યા હતા તે બિહારી એક ઓટલા આગળ ગયો. અને ત્યાં બેસી દાતણ કરી રહેલ એક વૃદ્ધને પ્રશ્ન કર્યો કે 'કાશી કયાં રહે છે?' પણ એકલું 'કાશી' બોલવામાં અવિનય થાય છે એ ખ્યાલ સત્વર આવતાં એ જરા અકળાયો, માથા પરથી હેટ હાથમાં લઈ વૃદ્ધને વિનયપૂર્વક ફરી પ્રશ્ન કર્યો કે 'પેલા કાશીબહેન, વાસુદેવ શાસ્ત્રીનાં દીકરી, એમના વરનું નામ દયાશંકર ભટ્ટ, પંચ હાટડી આગળ ક્યાંક રહે છે, નાગર બ્રાહ્મણ છે.'

આવી અમલદારી દોરવાળી, સાહેબલોક જેવી વ્યક્તિના ઓષ્ટ પ્રદેશમાંથી સ્વચ્છ ગુજરાતી શબ્દોનું ઉચ્ચારણ થએલું જોઈ અને તે પણ કાઠિયાવાડી મીઠાશભરી વાણી સાથે—પેલો વૃદ્ધ અજાયબીમાં ડૂબી ગયો, અને બિહારી તરફ પ્રશ્નાર્થ ભાવથી જોયું.

બિહારીએ તુરત જ પ્રત્યુત્તર આપ્યો કે 'મારૂં નામ બિહારી, હું પણ નાગર બ્રાહ્મણ છું.'

'આપ કોના દીકરા?' પેલા વૃદ્ધને ઓળખાણ પાડવાની ઈચ્છા થઈ, ત્યાં તો હું ગોંડલનો વતની છું. જૂનાગઢ બહુ થોડું રહ્યો છું.' એમ બિહારીએ ઝટ કહી દેતા ડોસાની કુતૂહલ વૃત્તિને દાટો દેવાઈ ગયો,

પ્રશ્ન પૂછનાર પાસેથી મળી તે કરતાં વધુ માહિતી તેના પોતા વિષે મળી શકે તેમ નથી, તેમ એ જૂનાગઢવાસી પણ નથી તો તેના તરફથી વધુ માહિતીની આવશ્યકતા પણ નથી એમ ડોસાને લાગતાં તેણે એ 'કાશી કઈ ?' એ વિષે વિચાર કરવા માંડયો. કારણ જૂનાગઢની નાગરી નાતમાં બે ડઝન ઉપર કાશીઓ હતી.

થોડી વાર ચૂંચી આંખો કરી, વિચારમાં ડૂબી ડોસાએ બિહારી સામે જોઈ પ્રશ્ન કર્યો, 'એ વાસુદેવ શાસ્ત્રી કયા ? કયાં રહેતા હતા ?'

'કાળવા દરવાજે રહેતા હતા. પેલા સારા જ્યોતિષી હતા તે.'

વૃદ્ધની યાદદાસ્ત આ સાંભળી એકદમ સતેજ થઈ. એ બોલી ઉઠયા કે :—

'ઓળખ્યા ! ઓળખ્યા ! વાસુદેવ જોશીને કોણ ન ઓળખે ? એ તો નવાબ સાહેબના જ્યોતિશી હતા; હા, યાદ આવ્યું. તેની દીકરીનું નામ કાશી. સોળની સાલમાં તેના લગ્ન થયેલાં, કાશીના વરનું નામ આપે શું કહ્યું ?'

'દયાશંકરભટ્ટ.' બિહારીએ જવાબ આપ્યો એટલે માથું હલાવી ડોસા બોલ્યા કે 'દયાશંકર ભટ્ટ ?—દયલો, ઓળખ્યો. પંચ હાટડીમાં રહે છે. એના સસરા વાસુદેવ શાસ્ત્રી. બરાબર, દયલાની વહુનું નામ કાશી, બરાબર, હવે બરાબર યાદ આવે છે. શું કરીએ ? અમે ઘરડા થયા. જૂની વાતો અને માણસો ભૂલી જઈએ: તમે અઢાર ઓગણીશ વર્ષની વાત કરો છો.'

'એ દયાશંકર ભટ્ટ કયાં રહે છે ?'

બિહારીએ પ્રશ્ન કરી આડી વાત પર ઊતરી જતા ડોસાને પોતાના પ્રશ્નની લાઈનમાં આણ્યા, એટલે વૃદ્ધે ઓટલા પર પડતું ખડકીનું

બારણું અંદર હડસેલી, અંદર લાંબી નાનકડી શેરી જેવાં ફળિયામાં નજર નાંખી બૂમ મારી કે 'ટપુડા' ઓ ટપુડા?'

ડોસાનો અવાજ નરવો હતો. પેલા ફળીમાં એ પહોંચતાં બેએક મિનિટમાં તેને બીજે છેડેથી એક તદ્દન નાગોપૂગો સાતેક વર્ષનો છોકરો બ્હાર દોડી આવ્યો. અને 'દાદાજી, મને બોલાવ્યો?' એમ પૂછવા જાય છે અને તેના દાદા પૌત્ર રત્નને નવસ્ત્રો નિહાળી કયા શબ્દોમાં તેને ધમકાવવો એ વિચાર કરે છે ત્યાં પેલા છોકરાની જ નજર ઓટલાની નીચે રસ્તાપર સાહેબલોક જેવી ઉભેલી વ્યક્તિ પર પડતાં, એ જરા ખસિયાણો પડી ગયો, અને ડોસો ફરી બૂમ મારવાની તૈયારી કરે તે પહેલાં ચોરણી, પહેરણ પહેરી, વાળ બરાબર ઓળી માથે ટોપી મૂકી જાણે એ મિનિટ પહેલાં કશું જ બન્યું ન હોય, તેમ ડાહ્યો ડમરો થઇને ડોસાની સાનિધ્યમાં આવી ઉભો રહી ગયો.

પૌત્રની ચપળાઈ નિહાળી તેના તરફ સંતોષનું એક સ્મિત ફેંકી ડોસાએ આજ્ઞા કરી કે ,આ ભાઇને દયલાકાકાને ઘેર લઈ જાઃ પંચહાટડી પાસે વસનજીની ખડકીમાં, કાશી કાકીને ખબર આપજે!

પોતે સાહેબ લોક જેવા કોઈ મોટા માણસનો ભોમિયો છે એ ખ્યાલથી ફુલાતો છાતી કાઢી ટપુડો આગળ ચાલવા લાગ્યો, અને બિહારી ડોસાને નમસ્કાર કરી સ્હેજ હસી પેલા છોકરાની પાછળ બિહારી ગયો.

*

વસનજીની ખડકીમાં દયાશંકર ભટ્ટનાં ઘરની ડેલીનાં બારણાંની સાંકળ ટપુડાએ પગનાં અંગૂઠા પર ઉભા રહી ખખડાવી પણ એટલી તકલીફ લેવાની તેને જરૂર નહોતી. સાંકળ ખખડાવ્યા પછી ટપુડાએ નીચે ઊતરી બારણાને હડસેલો માર્યો કે બારણું તુરત જ ઉઘડી ગયું.

દયાશંકર ભટ્ટનું ઘર નાનું એક માળનું હતું. ખડકીની અંદર સામે પડશાળ હતી. પડશાળ પર ત્રણ ઓરડાઓ પડતા હતા. પડશાળની એક બાજુ રસોડાની હતી, તેની સામે છેડે લાકડાંનો ન્હાનો દાદર હતો. વંડી ન્હાની હતી. તેની એક તરફ તુલસી ક્યારો હતો, બીજી તરફ ભંડારીઆ જેવી ન્હાની ઓરડી હતી. તેની સામે નાનો માર્ગ હતો, જેમાં થઇને ઘરના પાછલા ભાગમાં જવાતું હતું.

પડશાળમાં એક તરફ મેડીના દાદર પાસે હીંડોળાખાટ હતી, તે પર બેસીને એક પાંત્રીસેક વરસની બાઈ શાક સમારી રહી હતી. એક નાનું છોકરું પડશાળના ઓરડાની કોર પર બેસી ભેંકડો તાણી રડી રહ્યું હતું. અને તેનાથી મોટાં એવાં બે છોકરાં રસોડાં તરફની ઓરડી આગળ એક બીજાનાં વાળ ખેંચી યુદ્ધ કરી રહ્યાં હતાં. અંદરના એક ખંડમાં એક ચૌદ પંદર વર્ષની છોકરી સાવરણીથી ઝાડુ કહાડી રહી હતી. બે છોકરા મેડીના દાદર આગળ બેસી લેશન કરી રહ્યા હતા. છોકરાઓના પહેરવેશ પરથી બહુ સામાન્ય સ્થિતિનું ઘર હોય એમ લાગતું હતું.

ટપુડો સડસડાટ પડશાળનાં પગથિયાં ચઢી ગયો અને હીંચકે બેઠેલી બાઈને કહ્યું.

'કાશીકાકી, કાશીકાકી, તમારે ત્યાં મ્હેમાન આવ્યાં છે. મોટા મ્હેમાન ? સાહેબ લોક જેવા ?'

મ્હેમાનનું નામ સાંભળી કાશી હીંચકા પરથી ઊભી થઈ ગઈ, અને બાજુના ખંડમાં વાસીદું વાળી રહેલી છોકરીના હાથમાં સમારેલા શાકની થાળી આપી દીધી. ઘેર કોક આવ્યું છે એ જાણી અને માને હીંડોળાખાટ પરથી ઊભી થઈ ગયેલી જોઈ પેલાં લડતાં છોકરાં લડવાનું છોડી અંદર નાસી ગયાં, અને પડશાળની કોર પર બેઠું બેઠું

રડી રહેલું છોકરૂં ખડકીની બહાર બિહારીને ઉભેલો જોઈ ચૂપ થઈ ગયું હતું, પણ તેનું રૂદન તરતનું જ બંધ થયું હોવાથી મ્હોડું બંધ છતાં એ હિબકા ભરી રહ્યું હતું.

કાશીએ પેલા લેશન કરી રહેલા છોકરાંઓ તરફ ફરી હાંક મારી 'કિશોર, વિનુ? જાઓ દોડો, સવાઈલાલ શેઠને ત્યાંથી તમારા બાપુજીને બોલાવી લાવો, કહેજો કે ઘેર મ્હેમાન આવ્યા છે.'

આજ વખતે ખડકીનાં દ્વારનો ઊંબર ઓળંગી બિહારી અંદર દાખલ થયો. માથા પરથી હેટ હાથમાં લઈ કાશી સામું જોઈ બોલ્યો.

'ભટ્ટજીને તેડાવી મંગાવવાની જરૂર નથી. કાશી બ્હેન? હું તમને જ મળવા આવ્યો છું.'

આવનાર માણસને મ્હોંડેથી પોતાનું નામ સાંભળી કાશી ચમકી તેની સામે જોઈ રહી.

*

કોઈ સાહેબ જેવો માણસ પોતાને ત્યાં આવ્યો છે એ જાણી એ જરા અકળાઈ હતી. દયાશંકર ભટ્ટને મળવા કોઈ સાહેબ જેવું માણસ કદી નહોતું આવતું. ટપુડાના કહેવાથી એ માણસ મહેમાન છે એ જાણી તે વિમાસણમાં પડી હતી, અને બિહારી ખડકીમાં દાખલ થયો ત્યારે એ ગૂંચવાઈ ગઈ હતી. ત્યાં તો બિહારીને મ્હોડેથી પોતાનું નામ સાંભળી ઉપર જણાવ્યું તેમ એ અજબ થઈ હતી, પણ બોલનારનું મોઢું ધારી ધારીને જોતાં તેને ભૂતકાળ યાદ આવ્યો, વીશ બાવીસ વર્ષ પહેલાંના પ્રસંગો યાદ આવ્યા. બિહારી સામે સ્હેજ હરખમાં આવી જઈ એ બોલી.

'કોણ બિહારી!' ત્યાં પોતાની વર્તમાન પરિસ્થિતિનું ભાન થતાં તેણે ફેરવી તોળ્યું અને બોલી. 'આવો આવો બિહારીભાઈ.' છોકરાંઓ

પાસે ઊભાં છે અને નવા આવનાર તરફ જોઈ રહ્યાં છે તેનો ખ્યાલ આવતાં શાણી કાશી સમયસૂચકતા વાપરી વદી કે 'કિશોર, વિનુ, સરલા, આ તમારા મામા છે. બિહારીમામા વિલાયત રહે છે.' અને પછી બિહારી તરફ જોઈ પ્રસંગનું ઔચિત્ય જાળવવા જાણે બોલવું પડતું હોય તેમ બોલી, 'બિહારીભાઈ, કેટલે વર્ષે આ ગરીબ બેન યાદ આવી?'

'બાવિસ વર્ષ થયાં' બિહારીએ જવાબ આપ્યો, અને પડશાળ પર આવવા માટે ઓટલાનાં પગથિયાં નજીક આવી નીચો વળી પોતાના બૂટની દોરી છોડવા લાગ્યો.

'બૂટ કહાડવાની જરુર નથી.' એમ કાશીએ કહ્યું પણ બિહારીએ માન્યું નહિ, બૂટ ઓટલા નીચે કહાડી તે ઉપર આવ્યો, ચૌદ વર્ષની ચાલાક સરલા વિલાયતી મામાને બેસવા માટે હીંડોળાખાટ પર લૂગડું ફેરવી ધૂળ સાફ કરી ગઈ.

બિહારી પડશાળ પર ચડયો, અને હીંડોળાખાટ પર બેઠક લીધી, હીંચકાથી થોડે દૂર જમીન પર સાદડીનો કટકો પાથરી કાશીએ બેઠક લીધી, માની આજ્ઞા થતાં ડાહી છોકરી સરલા રસોડામાં મામા માટે ચાહ કરવા ગઈ, અને બીજા છોકરાંઓ નવા મામાને માન અને આશ્ચર્યથી નિહાળતાં રસોડાની બાજુના ખંડના ઉંબર આગળ બેસી ગયાં.

*

બાવીસ વર્ષ પહેલાં આજ જૂનાગઢ ગામમાં અને ગીરનાર પર બિહારીએ કાશીને તેર ચૌદ વર્ષની મુગ્ધાવસ્થામાં જોઈ હતી. જ્યારે તેની સામે બેઠેલી કાશી પ્રૌઢાવસ્થામાં પ્રવેશી ચૂકી હતી. તેનું બદન ગૌર વર્ણનું હતું, એક સમયે તેનાં અંગે અંગ પ્રમાણસર અને ઘાટીલાં હશે. તેમ આજે પણ તેના વર્તુળાકાર પરથી લાગતું હતું.

છતાં હાથ, વક્ષઃસ્થલ, નીતંબ પ્રદેશ, કમર આદિ શરીરના ભાગોમાં ચરબીનો વધારો થતાં એ અવયવો જોઈએ તે કરતાં વધુ વિકસેલાં લાગતાં હતાં, એટલે બિહારીએ અગાઉ જોયેલી હરણ જેવી ચપળ અને પાતળી નાજુક નમણી કાશીને બદલે આજે ગોળ મટોળ મોટી કાશી તેની સામે બેઠી હતી, તેમ છતાં કાશીનાં સદ્‌ભાગ્યે તેના મોંનો આકાર અગાઉ જેવો ઘાટીલો અને દેખાવડો રહી ગયો હતો. ત્રીશ પાંત્રીસની ભરતીમાં આવેલી અને પાંચ છ છોકરાની મા થયા પછી જાડી બની ગએલી કેટલીક સ્ત્રીઓને હડપચી આગળ ગરદન નીચે મેદ જામતાં બેવડી હડપચી દેખાય છે, તેવું કાશીની બાબતમાં બન્યું નહોતું. તેની હડપચી આજે પણ સુંદર લાગતી હતી, ગોળ મોઢામાં નાના હોઠ, નમણું નાક, કાળી મોટી આંખો અને વાંકા ભવાં આગળના જેવાં જ હતાં. એ આંખોમાં આજે પણ જોનારની દિલસોજી ખેંચી લે એવો માર્દવ અને મીઠાશભરી નિખાલસતાનો ભાવ હતો, બહુ જતન કરી જાળવેલા તેના વાળ હજી કાળા ભ્રમર હતા અને અંબોડો લાંબો અને ભરાવદાર હતો, કાશીનું મુખડું નિહાળી આજ પણ બિહારીને તેના પ્રત્યે આગલો ઉમળકો આવતો હતો. માત્ર તેનું સ્થૂળ શરીર અને ભાલ પ્રદેશમાં કરેલો મોટો કંકુનો ચાંદલો બિહારીને ગમતો નહિ. એ ચાંદલો અને એ ગોળ શરીરથી કાશી ભટ્ટાણી જેવી લાગતી હતી, અને મુગ્ધ કાશીના ચ્હેરા પર જે બુદ્ધિનાં તેજનો ચળકાટ હતો, તે આજની ઠરેલ, શાણી ઘરરખ્ખુ અને છ છોકરાની મા કાશીમાં બિહારીને ન દેખાયો. સામાન્ય બુદ્ધિના વિપ્ર વર જોડે વીસ વરસના ઘરવાસથી કાશીની આગલી બુદ્ધિમત્તા તેમ જ બદનનો તનમનાટ, અને ચાંચલ્ય ઘસાઈ ગયાં હોય, અને તે પણ તેના ધણી જેવી સાદી થઈ ગઈ હોય એમ બિહારીને વહેમ પડ્યો.

'આટલાં વર્ષે આ ગરીબ બ્હેન ભલી યાદ આવી ભાઈ.' છોકરાંઓની હાજરીને લીધે કાશીએ યુક્તિથી અને સંભાળથી વાર્તાલાપ શરૂ કર્યો.

'ગયા શનીવારે જ સ્ટીમરમાં મુંબઈ આવ્યો. છેલ્લો હું ન્યુયોર્ક હતો, ત્યાંથી જાપાનને રસ્તે મુંબઈ આવ્યો. હોટેલમાં સામાન મૂકી સીધો જૂનાગઢ આવ્યો. ગોંડલ આજે પાછો ફરતાં જઈશ.'

કાશી બિહારી સામે જોઈ રહી. તેના હૃદયમાં અનેક ભાવોની ગડમથલ ચાલી રહી હતી. બિહારી, જૂનાગઢના વકીલ દીનમણીશંકરનો ભાણેજ બિહારી, બાવીસ વર્ષ પહેલાં અઢાર વીસ વર્ષનો ઉત્સાહી, આનંદી, તોફાની તેજસ્વી કૉલેજીઅન હતો. પૂના એંજીનિયરીંગ કૉલેજમાં ભણતો, પણ રજાના દિવસોમાં ઉન્હાળામાં જૂનાગઢ મામાને ત્યાં આવતો. કાશીના પિતા વાસુદેવ શાસ્ત્રી અને દીનમણીશંકર એ સમયમાં મિત્ર હતા. વાસુદેવ શાસ્ત્રીનું અને દીનમણીશંકર વકીલનું કુટુંબ એમ બંને કુટુંબ બે મહિનાની રજાઓમાં ગીરનાર પર ગયાં હતાં. બીહારીની બ્હેન સુમતિ સાથે કાશીને બ્હેનપણાં થઈ ગયાં હતાં. સુમતિ મારફત કાશી અને બિહારી એક બીજાનાં પરિચયમાં આવ્યાં હતાં. એ મુગ્ધ હૃદયો અરસપરસ આકર્ષાયાં હતાં. બિહારી કાશીને ઉદ્દેશી કવિતાઓ લખતો. સુમતિ, કાશી અને બિહારી ત્રણે જણાં ગીરનારની ટોચ પરના ઉતારામાં વડીલો આઘાપાછાં હોય ત્યારે રાતે હરીકેન લેમ્પના પ્રકાશમાં એ કવિતાઓ સાથે બેસી વાંચતાં. આંબાની ડાળે હીંચકો બાંધી ત્રણે જણાં હીંચકતાં. કોઈ વખત હીંચકે એકલી કાશી બેસતી અને બિહારી તેને હીંચકાવતો. અરસપરસ ચિઠ્ઠી ચપાટી અને કાગળ પત્રોનો વ્યવહાર શરૂ થયેલો. એક ચાંદની રાતે પહાડની ટોચ પર એક મોટા પત્થર પર બેસી બિહારી અને કાશીએ અરસપરસ લગ્નનાં કોલની આપલે કરેલી.

*

આ બધા ભુતકાળનાં ચિત્રો કાશીના મનમાં ઉદ્દ્ભવ્યાં, પણ તે સાથે પોતે હવે પારકાની ગૃહિણી બની છે, માતા બની છે, ત્યારે આગલા પ્રેમી જોડે વાત કરતાં-તેને મળતાં પાપ

તો નથી કરતી ! પોતાના ધર્મમાં ચૂકતી તો નથી? આ વિચારો કાશીને આવ્યા, દિલના ભાવો અને બુદ્ધિના તોલન શક્તિ વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું. દયાશંકર ભટ્ટના સહવાસથી કાશીમાં ધર્મભાવના વિકાસ પામી હતી. કાશીના ઉરમાં આ રીતે પરસ્પર વિરોધી ભાવોનું યુદ્ધ મચ્યું હતું. ત્યાં બિહારી વીસ વીસ વર્ષ પછી વતનમાં હિંદને કિનારે પગ મૂકતાં પ્રથમ પોતાને મળવા દોડી આવ્યો એ હકિકત જાણી તેનું હૈયું ધબકવા લાગ્યું હતું, અને તેના ગૌર ગાલો પર લજ્જાની લાલ સુરખી ચડી આવી હતી. કાશી પલવાર નીચું જોઈ રહી. ત્યાં છોકરાંઓની હાજરી ફરી યાદ આવતાં એ સ્વસ્થ બની. તેણે બિહારી સામે જોયું અને પૂછ્યું, 'છોકરાંઓ માટે મામા શું લાવ્યા?'

'રમકડાં તો ઘણા લાવ્યો છું. મુંબઈ મારી ટ્રંકમાં પડયા છે.. મુંબઈ જઈ પારસલ કરીશ. પણ આજ છોકરાંઓને મારા તરફથી રમકડાં, મીઠાઈ, લૂગડાં લતાં બધું મળશે.'

રમકડાની વાત સાંભળી ન્હાનાં છોકરાં તાળીઓ પાડવા મંડયા, મોટાં છોકરાંઓનાં મ્હોં પર સ્મિત ફરકયાં, એટલામાં સરલા ચાહ બનાવી લાવી.

*

કાશીએ કિશોર વિનુને તેના પિતાને તેડવા મોકલ્યા. સૌથી ન્હાનું કાશીનાં પડખામાં ભરાઈને બેસી ગયું હતુ, અને બીજા બે મોટાંઓને 'મામા આગળ મેલાંઘેલાં ન અવાય, જલ્દી ન્હાઈ ધોઈ લ્યો.' 'એમ કહી કાશીએ ઘરના પાછલા ભાગમાં કહાડયાં હતાં. અને સરલાને કઢી બનાવવા છાસ લેવા બહાર વિદાય કરી દીધી હતી.

પડશાળ પર બિહારી અને કાશી એકલાં પડયાં. કાશીએ પોતે જાને ઉઠી ચાહનો પ્યાલો બિહારીના હાથમાં આપ્યો. કાશીને સાદડી

પરથી ઉભાં થતાં જરા તકલીફ પડી. બિહારી એ દૃશ્ય ધારી ધારીને જોઈ રહ્યો હતો. તે ખડખડાટ હસી પડયો, અને છોકરાંઓ નજીક નહોતાં એટલે કાશીને એક નામે સંબોધી બોલ્યો કે ' કાશી, તું તો જાડી ભટ્ટાણી બની ગઈ. ભટ્ટાણી !'

' ભટ્ટને પરણ્યાં તે ભટ્ટાણી જ હોઈએને ? ' પાછી પોતાને સ્થાનકે બેસી જતાં કાશીએ પ્રત્યુત્તર આપ્યો.

બિહારીને ચાહ પીતાં પીતાં વરસ પહેલાંની તેર ચૌદ વરસની કાશી યાદ આવી. ગીરનારની ખીણોની ચઢાણો, અને ટેકરીઓ ખૂંદતાં એ કેવી હરણી જેવી ચપળતાથી કૂદતી, દોડતી, નાચતી, ચાલતી, એ કેવી સ્ફૂર્તિવાળી દેખાતી હતી. ઘણીએવાર બિહારીએ ગીરનાર પેર કાશીના સુંદર કોમળ ચરણ પોતાના હાથમાં લઈ પોતે તેનાં ઝાંઝરની ખીલી બેસાડેલી. એક વખત કાશીને પગમાં કાંટો વાગ્યો હતો, અને લોહી નીકળ્યું હતું, ત્યારે રડમસ થઈ ગયેલી કાશીને બિહારી તેડી લઈ ઉતારે લઈ ગયો હતો. બિહારીને એ આગલી ચાંદની રાત પણ યાદ આવી અને અરસપરસના કોલ પણ યાદ આવ્યા. પછી તો તે વિલાયત ગયો, લગ્ન માટે લંડનથી પાછો ફરવાનો હતો, ત્યાં લંડનમાં ખબર પડયા કે તેના મામા દીનમણીશંકર અને વાસુદેવ શાસ્ત્રી વઢી પડયા હતા. કાશીને બીજે પરણાવી દેવામાં આવી હતી તેથી બિહારીનું દીલ ખાટું થઈ ગયું હતું. મામાએ બીજાં માગાંઓની વાત લખી હતી, પણ બિહારીએ 'નથી પરણવું' એ પોતાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો હતો. એમને એમ વીસ વર્ષ વિતિ ગયાં હતાં. બિહારી કાશીને ભૂલી શક્યો ન હતો.

આ બધાં આગલા પ્રસંગો બિહારીને યાદ આવ્યા. તેણે સામે બેઠેલી કાશી સામે મમતાથી જોઈ કહ્યું:—

'કાશી.'

'બિહારી!' . . . . . . . .

પડશાળ પર એ વખતે કોઈ ન હતું એટલે જે થોડી મિનિટો મળી તેમાં દીલ ખોલી વાત કરી નાંખીએ એમ બંને ને થયું.

બિહારીએ વાસ્કૂટના ખિસ્સામાંથી સોનાની સાંકળીવાળું એક નાનકડું લોકેટ કહાડયું. તેની ચાંપ ઉઘાડી અને કાશી ને તેની જુવાનીના ફોટાની નાનકડી નકલ બતાવી. કાશી એ લોકેટ તરફ જોઈ રહી. પોતાના મુગ્ધ વયના ફોટાને નીહાળી રહી, તેની આંખમાં બે અશ્રુબિંદુ ચમકયાં. તેણે માથું નીચું નાંખી દીધું. એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. પછી જરા સ્વસ્થ થઈ સજળનયને બિહારી તરફ જોઈ એ બોલી :

'એ હવે શા માટે પાસે રાખો છો? બનવાનું તે બની ગયું. નકામું દેખવું અને દાઝવું?'

'હું તને ભૂલી નહોતો શકયો. કાશી તું પરણી ગઈ એ વાતની મામાએ ખબર આપ્યા પછી બીજાં માગાઓ વિષે મને લખ્યું હતું. પણ મારું મન લગ્ન કરવા પરથી જ ઉઠી ગયું હતુ.' બિહારી નિસાસો નાંખી બોલ્યો.

'આપણા હિંદુ સમાજમાં અમે સ્ત્રીઓ તો ગાય જેવી છીએ. વડીલો જ્યાં દોરી જાય ત્યાં જઈએ. હું તો જીવનની ઘટમાળમાં પડી ગઈ તમે નાહક શા માટે એકાકિ રહી દુઃખી થાવ છો?' સ્હેજ ગળગળી થઈ કાશી બોલી.

'તું મને યાદ કરતી હતી કે?' થોડી વાર ચૂપ રહી ઓચિંતાં બિહારીએ એ પ્રશ્ન પૂછયો, એટલે કાશીએ બિહારી તરફ નેણ ફેરવી કહ્યું. 'તમારી સુમતિ બ્હેનને જ પૂછી જો જો. બે વરસથી એટલે તમારા મામા મરી ગયા પછી એ જૂનાગઢ આવ્યાં નથી; બાકી આગળ વરસ છ મહિને એમનાં પ્રોફેસર પતિ સાથે એ ભાવનગરથી

જૂનાગઢ આવતાં ત્યારે મને મળ્યા વગર કદી રહેતાં નહિ. એ વખતે અમે બ્હેનપણીઓ કલાકો સુધી તમારી જ વાતો કર્યા કરતા.

*

કાશી પણ પોતાને ભૂલી નહોતી એ જાણી બિહારીને સંતોષ થયો. ત્યાં તેની નજર કાશીના પડખામાં બેઠેલાં ન્હાનાં છોકરા પર પડી. બીહારીને સ્હેજ હસવું આવ્યું. તેણે પૂછ્યું કે આ 'સૌથી ન્હાનું કે?'

'હા.'

'નામ શું પાડ્યું છે?'

'શિરિષ.'

'નામ સુંદર છે. બધાં મળીને કેટલાં?'

'તમે જોયા નહિ? ૭ છે?'

આ પ્રકારની પ્રશ્નોતરીની વિચિત્રતાનો બન્નેને એક સાથે ખ્યાલ આવતાં કાશી અને બિહારી હસી પડયાં.

પછી પડશાળ પર ચુપકીદી ફેલાઈ. કાશી અને બિહારીને શું વાત કરવી તે સૂઝયું નહિ. કાશીએ પોતાનાં પડખામાં લપાઈને બેઠેલાં બાળક તરફ જોયું. તેનાં મેલાં ફાટેલાં ઝભલાં તરફ તેનું ધ્યાન ગયું; બિહારીના કિંમતી વસ્ત્રો પર તેણે નજર ફેંકી. પોતાના ઘરની આર્થિક હાલતનો, દારિદ્રનો ખ્યાલ આવતાં બિહારીને પરણી હોત તો એ બાળકનું ઝભલું કેવું હોત? તેનો પણ વિચાર આવતાં, કાશીએ ઊંડો નિસાસો નાખ્યો. ફરી તેની આંખમાં અશ્રુ ચમક્યાં. એ બિહારી તરફ જોઈ રડમસ અવાજે બોલી:—

'તમે ન આવ્યા હોત તો ઠીક થાત? મને ભૂલી ગયા હોત તો સારૂં થાત? મારી તો અડધી જીંદગી આમને આમ વહી ગઈ,

હવે તો આ બાળકોમાં મન પરોવાયું છે. હૃદયના જૂના ઘાને તાજા કરવાથી શું લાભ ?'

બિહારી સમજી ગયો, એ ખાનદાન અને અમીર સ્વભાવનો હતો, એક ખરેખરા ગૃહસ્થને છાજતા ગુણો તેનામાં હતા. કાશીને નિસાસો નાંખતા જોઈ તેને પ્રતીતી થઈ કે, કાશીને જૂનાગઢ મળવા મુંબઈથી દોડી આવવામાં તેણે ભૂલ કરી હતી, એટલું જ નહિ, પણ તેનાં વર્તનમાં ક્રૂરતાનો અંશ હતો. એ બાપડી જૂનાં સ્વપ્નાં ભૂલી માથે પડયું તે નભાવી લઈ જીવનની ઘટમાળમાં શાંત સંતોષી જીવન ગાળી રહી હતી, ત્યાં પોતે દર્શન આપી એ અબળાના જીગરમાં અસંતોષનો તણખો ફેંકયો હતો. ઊર્મિલ બનીને એ જૂનાગઢ દોડી તો આવ્યો હતો પણ પોતાનાં એ પગલાંની કાશીનાં જીગર પર કેવી ભયંકર અસર થશે તેનો તેને એ વખતે ખ્યાલ ન આવ્યો. હવે મામલો કેમ સુધારી લેવો તેનો તેણે વિચાર કર્યો. કાશી તો મૂગી મૂગી નીચું જોઈ રહી હતી.

બિહારી બોલ્યો.

'કાશી ?'

'હું ? ભાઈ ?' કાશીએ જાણી જોઇને સહેતુક 'ભાઈ' સંબોધનનો ઉપયોગ કર્યો હતો. એ 'ભાઈ' બોલતી વખતે તેના અવાજમાં કરુણા અને દિલના દર્દનો ઊંડો ઊંડો ભાવ હતો.

'હું તારો સગો ભાઈ થવા માગું છું.' બિહારીએ કહ્યું, 'મને ખબર છે કે આ બાળકોને સગો મામો નથી. મેં તને આપેલા કોલમાં તને દુઃખી ન થવા દેવાનું પણ વચન હતું; એ બીજું વચન હવે હું પાળીશ લગ્ન થાય તો જે દિલની લાગણી સાર્થક થાય તેવું કશું નથી. હું હવે મુંબઈમાં જ રહેવાનો છું. ત્યાંના એક મોટા એન્જીનિયરીંગ

કારખાનાંનો હું મેનેજર બન્યો છું. તારા બે મોટાં છોકરાંઓને મારે ત્યાં રાખી હું ભણાવીશ. તારે કશી વાતથી મૂંઝાવું નહિ. ભટ્ટજીને કહી દેજે સરલાનાં લગ્ન હું કરી આપીશ.'

આટલું બોલી બિહારીએ ખિસ્સામાંથી પાકીટ કહાડી દશ દશ રૂપીઆની દશ નોટો કાશીના હાથમાં મૂકી અને બોલ્યો. 'જો કાશી-બ્હેન, ચાર દિવસ પછી ભાઈબીજ આવે છે, આજે તો હમણાં જ પાછો એક કલાકમાં ગોંડલ જાઉં છું. ભાઈબીજને દિવસે તારે ત્યાં જમવા આવીશ. ભાઈબીજની પશલી તને આગળથી આપી જાઉં છું. તેમાંથી છોકરાંઓને લુગડાં કરાવી આપજે, જે માંગે તે અપાવજે, પાછો આવીશ ત્યારે ભટ્ટજી જોડે છોકરાંઓનાં ભણતરની વાત કરશું.'

કાશી પેલી નોટો તરફ જોઈ રહી; એવડી મોટી રકમ લેવાય કે કેમ તે વિષે એ વિમાસણમાં પડી ગઈ હતી, એટલે બિહારી બોલ્યો. 'સગા ભાઈ જેવું કોઈ આવે તો જરૂર લેવાય, તું સંકોચ ન રાખ. તું મારી સુમતિની સગી મોટી બ્હેન છો એમ જ માન, ગોંડલ એ હશે તો બીજને દીને સુમતિને પણ સાથે તેડતો આવીશ. હવે કટાણું મ્હોંહું ન કર. જો મારી સામે જો અને જરા હસ. બ્હેન, તને મારા સમ છે?'

'સમ ન આપો !'

'તો જરા હસ!'

'લ્યો આ હસી ?'

કાશીએ જરા પ્રયાસથી વદન પર સ્મિત ફરકાવ્યું.

કાશીએ નોટો એકઠી કરી, ત્યાં ડેલામાં દયાશંકર ભટ્ટજી દાખલ થયા. પેલા બે છોકરા કિશોર અને વિનુ પણ તેની સાથે હતા.

દયાશંકરે બિહારીનું નામ સાંભળ્યું હતું. પોતાની જ્ઞાતિના વિલાયત ગએલા એક તેજસ્વી યુવાન તરીકે એ તેને ઓળખતા હતા. કાશીનાં સારાં નશીબે દયાશંકરને બિહારી અને કાશીનાં આગલા પ્રણય પ્રસંગ વિ. કશી માહિતી નહોતી. એ દુનિયાદારીથી રંગાયેલા-વિવેકી વિપ્ર હતા.

એમણે પંડશાળમાં પગથિયાં ચડતા 'ઓહોહો? બિહારીભાઈ તમે?' એમ વિનયના ઉભરાથી એ મહેમાનનો સત્કાર કર્યો. બીહારી હીંડોળાખાટ પરથી ઊભો થઈ ગયો હતો. તેણે દયાશંકર તરફ જોઈ એકદમ કહ્યું, 'કાશી અને મારી બહેન સુમતિ બાળસખીઓ છે. કાશીને હું સગી બહેન જેવી ગણતો આવ્યો છું. મુંબઈ આવ્યા પછી એની ખબર કાઢવા આવ્યો હતો.'

'કેટલે વર્ષે છોકરાંઓએ મામાનાં દર્શન કર્યાં?' દયાશંકર બોલ્યા, ત્યાં બિહારીને ઉભેલો જોઈ તેમણે કહ્યું.

'અરે આ તે કંઈ રીત કહેવાય? લૂગડાં ણુગડાં કહાડો. જમ્યા વગર ન જવાય!'

'હું ભાઈબીજને દિવસે જમવા આવવાનો છું. ચાર દિવસની વાર છે.' બિહારીએ કહ્યું. ત્યાં કાશીએ બિહારીએ આપેલી નોટો દયાશંકર સામે ધરી બોલી. 'હું ના પાડું છું તોય બિહારીભાઈ માનતા નથી, પસલી આટલી બધી કાંઈ હોય?'

સોની રકમ જોઈ દયાશંકર પણ અજબ થયા. એ બિહારી તરફ ફરી બોલ્યા. 'એટલું બધું ન હોય! એ રીત નહિ!

'કાશી બહેન મારી કે તમારી!' બિહારીએ દયાશંકર સામે રૂવાબથી જોઈ સીધો પ્રશ્ન કર્યો.

'બહેન તમારી તેની કોણ ના પાડે છે.' દયાશંકર બોલ્યા.

'તો અમારા ભાઈ બહેનના વ્યવહારમાં તમે વચમાં ન પડો.' બિહારીએ કહ્યું, 'હું ગોંડલ અને મુંબઈ રહેતો ત્યારે ભાઈબીજને દિને કાશીને પાંચ રૂપિયા મોકલતો. આજે વીસ વરસે તેને પાછો મળું છું. તો આ વીસ વરસમાં મારી બહેનનું મારા પર સો રૂપિ-યાનું લેણું ચઢી ચૂકયું હતું. ગોરાઓના દેશમાંથી હું સારૂં દ્રવ્ય કમાઈ આવ્યો છું, તે આવી બહેનોના આશિર્વાદથી.'

'પણ આટલું હોય નહિ.' ફરી દયાશંકરે વિવેક કર્યો.

'બસ! વધુ બોલશોમાં. મારી બહેન છે અને મેં તેને ભાઈબીજ આપી છે. વીસ વરસે ભાણેજાંઓ મારી પાસે સારી આશા રાખે ને?' આટલું બોલી બિહારીએ પોતાને કાંડે બાંધેલાં ઘડિયાળ પર નજર કરી અને કિશોર અને રિનુ તરફ જોઈ કહ્યું 'ભાણીઆઓ, જાવ, દોડો. મારા માટે એક ભાડાની ગાડી લઈ આવો. મારી ટ્રેનનો વખત થવા આવ્યો છે.'

'આજે જમીને જાવ, જમ્યા વગર ન જવાય.' દયાશંકરે કહ્યું. પણ બિહારીએ માથું ધૂણાવ્યું અને કહ્યું. 'આજે મને વખત નથી ચાર દિવસ પછી આવું જ છું ને?' ત્યાં એક્કો આવી પહોંચ્યો. બિહારી તેમાં બેસી સ્ટેશન પર વિદાય થયો.

*

ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં બિહારીએ પેલા લોકેટમાંથી ન્હાની છબી કહાડી નાંખી નિશાસો નાંખી બારીની બહાર ફેંકી દીધી. પછી વિચાર આવતાં એ સોનાની સાંકળી અને લોકેટ પણ ફગાવી દીધું. આ તરફ જૂનાગઢમાં એ રાતે કાશી પથારીમાં એકલી એકલી ઓશિકામાં માથું દાબી પેટ ભરીને રોઈ, ચાર દિવસ પછી સુમતિને સાથે લઈ બિહારી જૂનાગઢ ગયા ત્યારે જાણે સગી બેનને ત્યાં જ ગયો હોય તેવું વાતાવરણ થઈ ગયું હતું. છોકરાંઓ નવાં લુગડાંમાં વિલાયતથી આવેલા એ મામાની આસપાસ વીંટળાઈ વળ્યાં હતાં.

# એકલો

શ્રી. મુરલી ઠાકુર

**મશાણથી** થોડેક જ દૂર કોક મસ્જીદ હતી; ને એ મસ્જીદની સૂની દિવાલો વચ્ચે બેઠો બેઠો કોક ફકીર લલકારતો હતો...'કાફલે વાલે ચલ ગયે ઓર મેં અકેલા રહ ગયા.'—'ઇતના બડા સામાન થા ફીર હાર ઉનકી ક્યાં હુઉ ?'...

મૃત્યુની આગાહી, મૃત્યુ, ને ત્યાર પછી વાતાવરણને પણ ગૂંગળાવી નાખે એવી નિરવતા વાતાવરણના હૈયામાં કટાર ભોંકી ઊભી હતી. મસાણમાં ઝળઝળ કરતી કોકના સોના સરખા દેહની ચિતા જલતી હતી;

'સોનલા સરખી રહે જલે રે
રૂપલા સરખી રાખ,

મૃત્યુને મોઢામોઢ જાતા હોય એમ અવાક્ બનેલા કેટલાક પુરુષો બેઠા હતા. એમનાં મોં પર ચિતાનાં તેજ ઘડી ઘડી પ્રગટી જતાં હતાં.

ક્યાંક અગ્નિ પ્રાણદાન કરે છે તો કયાંક એ પ્રાણઘાત કરે છે. આજ એ અગ્નિ–મશાણનો અગ્નિ સોનલા વર્ણા કોકના દેહની રૂપલા વર્ણી રાખ કરવા મથી રહ્યો હતો. એ અગ્નિ–એ ચિતા પેલા મૃત્યુમય માનવીઓનાં હૈયાંનાં તેજ હણતી હતી.

'ભાઈ! પેલા પગ સંકોરો—અધબળ્યા રહી જશે ક્યાંક તો!'

એ બધામાંથી એકાદ જણ, આ સૂચને ઊઠી, પાવડાથી પેલા કોકના કુંકુમવર્ણા પાય લઈ દફ્ફ દઈને બળતી ચેહમાં નાખે છે.

થોડી વેળા વીતી ત્યાં તો અગ્નિ પણ થાકયો. ચિતા વીલી પડી. નાશ! નાશને પણ, એ વિનાશક તત્ત્વોને પણ થાક ચ્હડે છે ને મોળાં પડે છે. એમ આ ચિતાનો અગ્નિ પણ મોળો પડયો.

સર્વનાં હૈયાં ય હળવાં થયાં ને એકાદ નિઃશ્વાસ બધાએ મૂકયો. જાણે કે ચિતા હોલવવા હૈયાં જ વાયુ ફૂંકતાં ન હોય! પણ એમ કોઈના નિઃશ્વાસે તે કોઈ ચિતા ઠરી છે કે ઠરશે?—!

રાત્રિની પ્રકૃતિ હવે વધારે ભીષણ લાગતી હતી. એ અડધા તેજ અંધકારમાં પાછું કોક બોલ્યું:

'ભાઈ, હજુ આ આખું નથી પૂરું રાખ થયું.'

'—ત્યારે?'

'નાખો થોડું ઘાસલેટ ને મૂકો એક કાંડી તે ઘડિકમાં રાખ થઈ જશે.' ઘણાં મુડદાં બાળી મુડદાં જેવા હૈયા વાળા, એક વયોવૃદ્ધ બોલી ઊઠ્યા.

એકાદ યુવાને ઊઠીને એ સોનલા સરખા મોં પર ઘાસલેટ છાંટયું ને એક કાંડીએ ઘડિકમાં પાછા ભડકા ભભૂકયા ને મોંની રાખ થઈ ગઈ.

આ ડાઘુઓમાં એક ખૂણે બેઠેલો કોક એક યુવાન આંસુ સારતો હતો.

'કેમ અરૂણ! તારો આ ભાઇ તો દોસ્ત હતો ને!'

'હા કાકા !'

'હોય ભાઈ, હૈયું કાઠું રાખ. જે જન્મ્યું તે જાય. એમાં આમ હારી શું જાય છે !'

'ના રે કાકા–'

'પણ આ અનિલ તો કાંઇ ઠીક હતો ને આ શું ?'

'કાકા એ વાત પૂછવામાં સાર નથી.'

'ગાંડા ! સાર તો આ દુનિયામાં જ ક્યાં છે ? પણ વાત હોય તો વેતરણ પણ હોય–કાંઇ અનિલને થયું લાગતું'તું !'

'અનિલને !–શું થાય ?–આ મોત થયું એ જ.'

'હવે એ તો જોયું ભલા.–પણ–' ગામના એક પ્રૌઢ બોલી ઊઠ્યાઃ

'ભાઈ, આ નવજુવાનોને ખરતાં વાર જ નહિ. આ અમે તો પાકાં પાન થયા તોય આ ધોધ જેવું નાડમાં લોહી વહે છે ! આ કોણ જાણે જુવાનીઆ–આ. જેમ એમનો મિજાજ જાય એમ ઘડિકમાં જીવ પણ જાય.'

'અરે પ્રભુ ? શું થવા બેઠું છે કાંઈ !'

'કાકા તમે શું કરવા જગતનો ભાર તાણો છો ? જુવાન શું કે ખર્યું પાન શું !–મરણથી તે કૈં તમે ય બચ્યા એમ છો ?'

'મરેના મારા દુશ્મન,—શા દુઃખે અમે મરીએ ભલા ! આ હાથે તો આ ગામનાં ન્હાનાં મ્હોટાં કેટલાં બાળ્યાં !–એ તો આ મશાણને વાચા હોત તો શાખ દેત.'

'મશાણને ને તમને દોસ્તી હોય એમ લાગે છે કાકા !'

'લે. હવે થયું ! નાને મોઢે બોલતાં ય વિચાર નથી કરતો !'

'અરે કાકા ? આપણું વિચાર્યું કેટલું થાય છે ? આ અનિલભાઈએ શું વિચાર્યું હતું ? ને શું થયું !'

'શું વિચાર્યું હતું ? તું જાણતો હો તો કહેને,—અમે તો એમ જ પૂછીએ છીએ.'

'આ ધર્મશાળામાં ઊતર્યો એ શું તે મુઓ !—આ તે કૈં ગમ પડતી નથી.' બીજા વૃદ્ધ આતુરતાથી બોલી ઊઠ્યા.

'આ કાલે તો પેલા ફકીર જોડે પેલું 'કાફલે વાલે ચલ ગયે'નું ગીત લલકારતો હતો—બરોબર આ ટાણે જ.'

'ત્યારે જુઓને કાકા, આ આપણે તો...આ, આ આપણો કાફલો તો આ રહ્યો ને એક જ ઉતારુ માત્ર ચાલી ગયો.'

'આ જુઓ. ત્યારે હું જ તમને કહું. એ અરૂણ કૈં કહેવાનો નથી.' એક બીજા વૃદ્ધે મશાણની ગંભીરતામાં વધારો કરવા માંડ્યો—

'—આ અનિલ પેલા લખીઆનો રહેવાશી આ—ભણ્યો કોણ જાણે, પેલા કહે છે ને એમ શહેરમાં–કૉલેજમાં ભણ્યો...આ જુઓને ભણતાં ભણતાં તો મુઓ તો ય એનું ભણતર ના મુવું.'

'—અને એ કૉલેજમાં તો મોટી બાયડીઓ જેવડી છોકરીઓ પણ ભણે,—કાંઈ શરમ લાજ ! ચાર છોકરાંની માઓ જેવડી પણ આવડા ભાયડાઓ જોડે છૂટથી ફરે હરે ને રમે ! કોણ જાણે શું યે થવા બેઠું છે તે !'

'—પછી કહે છે કે ભાઈ ક્યાંક લપસેલાં પણ એમાં કંઇ વળ્યું નહિ. આ આજકાલની છોડીઓ,—રોટલા ભેળતી તે કાંઈ

માનતી હશે! અરે કોઈને ય! રાંડની જાત, ને વળી ભણી પછી? —પછી શું–ખાબોચિયું તો ભરતી ઝીલતું હશે !–તે આ પટ ફાટી ગયું.—

'—આ બિચારો સ્વભાવે ગરીબ રહ્યો ને પેલી હતી પૈસાદારની લાડકી. પૈસાવાળો જોઈને આ ગયા મુરતે પરણી ય ગઈ–ને ભાઇ તો રહ્યા એકલા—'

'—હા તેમાં જ એ ગાતો'તો પેલું 'કાફલે વાલે ચલ ગયે—'

'—હા, એકલા એમ જ રહેલા. આ શરીરે તો નબળા. ને તેમાં વળી ભણી ભણીને દોરડી જેવું શરીર; ને હાડકાંનો માળો લઈને ભાઈ ઘેર આવ્યા. ખાય નહિ, ને પિયે ય નહિ ! જાણે એ એક છોડી સિવાય બીજું બૈરૂં જ બ્રહ્માએ ઘડયું નહિ હોય !'

'હા. ધનાકાકા—ત્યારે તો આપણે કહીએ છીએ ના. કે આજકાલનું ભણતર તો કપાતર કરી મૂકે છે કપાતર ! આ એ જ અનિલ જ્યારે નાનો હતો ત્યારે આમ હીરા જેવો હોં. આ જ ગામમા ભણતો, નિશાળના માસ્તર શું વખાણ કરે એનાં ! આમ લેખાં તો આંખ મીંચતામાં કરે–પણ શહેરમાં ગયા—'

'—પણ ધનાકાકા ! આગળ તો કહો; આ દેવતા હવે ઠીક ઠીક ઠરવા આવ્યો. આ ઠાહુ બળી રહે ત્યાર પ્હેલાં કહી નાખોને, ઉંઘીએ ઘેર જઈને નિરાંતે કાંઈ !'

'લ્યો તો સાંભળો. આ આમે તવાઈ ગએલા ને ઉપર શોખ ભારી ! આ ભૂખ્યા પેટે કણસિયે જતા હતા તે થાકયા ને રાત કાઢી નાખવા વિસામો કર્યો ત્યાં સવારે ઉઠાય તો ને? આ સાંજે તો વાત કહેતાં ખોળિયું ખાલી થઈ ગયું ?' કાકાએ વાત લંબાવી.

'પણ ધનાકાકા ! છોકરો રહેતો તો ઠીક. આમ પામે જઈ એના તો મ્હેંક મ્હેંક !'

'ધનાકાકા હજુ તો થોડા લોચા રહ્યા લાગે છે !'

'અલ્યા લાકડાં પૂરાં કર્યાં હતાં ? નહિ તો આ ચાર હાડકાંને ખાખ થતાં વળી વાર કેવી ! નાખ થોડું પાછું ઘાસલેટ ને છૂટીએ.'

અરુણ બોલી ઊઠ્યો–વચ્ચમાં જ—

'અરેરે, ધનાકાકા ! એ મેં મહેકતું, હવે કાં ફરી ફરી આમ ઘાસલેટ છંટાવો છો ? ને દેહ અભડાવો છો ?'

'ઓત્તારીની ! અભડછેટ તે વળી તમે ક્યાંથી શીખ્યા !—' લ્યા ગાંડા આ તો જીવ ગયો કે પછી ભલા ભાઈ ભલા ! માટીનું માળિખું; એને તો રાખ કરે જ છૂટકો—'

'નાખો લ્યા ઘાસલેટ.'

કોકે થોડું ઘાસલેટ નાંખ્યું ને છેલ્લી છેલ્લી વાર ફરી અગ્નિ ચેત્યો, ને એ અગ્નિએ રહ્યા સહ્યા, લોચાની રાખ કરી નાખી.'

'ધનાકાકા !' અરુણ બોલ્યો—

'એના ભાઈને આપણે ખબર ના કરી !'

'અરે એનું તો કાંઈ ન્હોતું—આ એનો બાપ પણ પૈસા મૂકી મરી ગએલો, ને મા પણ થોડે દિ મૂઈ—પછી તો ભાઈ પડ્યા એકલા. ત્યારે ર્ક આ હાલ થયાને ! એક એનો પિત્રાઈ છે, તેને તો કાલે જણાવશું. આ રીતે તે વળી કોણ ચાર છ ગાઉ જાય ! એ ય આવીને બાળવાનો જ હતો ને કે બીજું કાંઈ !—આ માટી ગંધાય નહિ એટલે તો આપણે એની જુક્તિ કરી નાખી.'

આમ વાતો કરતાં તો ચિતા ઠંડી પડી ને વાત લથડી-બધા ય હા–આ–સ કહી અંધારામાં ભૂત જેવા રસ્તે પડ્યા ને પોતપોતાને ઘેર પળ્યા.

એ અંધારામાં એ રાખ પાસે માત્ર અરુણ બેઠો હતો, તે રાખને જોતો હતો. જીવનની આ ઘટમાળ ઉપર આ કારમા વૈષમ્ય ઉપર રડતું ય પાછું હટી જતું હતું. 'એકલવાયું જીવન! એકલાનું તે કોણ? –કોઈ થયું છે? અનિલ કે નહિ હું તારી રાખ સંભાળું છું. તું તારી ચિતાની. ચિંતા ન કરતો? બબડી એ પણ પ્રભાતના આછાં ઉજાસ થતાં ચાલી નીકળ્યો.

## વૃદ્ધ સ્નેહ

શ્રી. રમણલાલ વસન્તલાલ દેસાઈ

### ૧

બહુજ સંભાળથી પુત્ર અને પુત્રવધૂએ પ્રભાલક્ષ્મીને પથારીમાં બેઠાં કર્યાં; તેમનો દેહ કૃશ બની ગયો હતો. મોટા તકિયાને અઢેલાવી તેમને બેસાડયાં. ચારે પાસ તેમણે વાત્સલ્ય ભરી દૃષ્ટિ ફેરવી. કુટુમ્બની ખીલેલી ફૂલવાડી નિહાળી તેમના મુખ ઉપર સંતોષની છાયા પથરાઈ. બે પુત્ર, પુત્રવધૂ, ત્રણ પુત્રીઓ અને એ બધાંનાં સંતાનોથી ઓરડો ભરેલો હતો. ડોકટરોએ એ બધાંને એક જ ઓરડામાં બેસવાની મના કરી હતી; પરંતુ હિંદુ કુટુંબોમાં એવી મના પાળવામાં આવતી નથી.

પ્રભાલક્ષ્મીથી પણ માણસો વગર રહેવાતું નહિ. દિવસમાં ત્રણ ચાર વખત બધાંને ભેગાં ન જુએ તો તેમને ચેન પડતું નહિ. બાળકો તો વારંવાર ઓરડામાં દોડી આવી દાદીની ખબર પૂછયા કરતાં, અને કોઈ કાઢી ન મૂકે ત્યાં સુધી ઓરડામાં રમ્યા કરતાં.

ચારે પાસ ફરતી પ્રભાલક્ષ્મીની નજર સહજ દૂર બેઠેલા પોતાના પતિ પ્રમોદરાય ઉપર પડી, અને તેમણે સહજ નિઃશ્વાસ નાખ્યો.

બધાથી દૂર આરામ ખુરસી ઉપર બેસી છાપું વાંચવામાં રોકાયલા પ્રમોદરાયને કોઈ સતત જોયા કરે તો તેને સમજાય કે છાપાંમાંથી વારંવાર નજર બહાર કાઢી તેઓ પ્રભાલક્ષ્મી તરફ જોતા હતા. કોઈ છોકરું બોલે, પુત્ર દવા પાય, પુત્ર વધૂ કાંઈ ફળ આપે અગર કોઈ આવે કે જાય એ પ્રસંગોનો પણ લાભ લઈ પોતાની પત્ની તરફ તેઓ નિહાળતા. પ્રભાલક્ષ્મી તરફ સહુનું એટલું લક્ષ રહેતું કે પ્રમોદરાયની નજર તપાસવાની ભાગ્યે કોઈને ફુરસદ મળતી. માત્ર નાના પુત્રની વહુ વીણા કવચિત્ વૃદ્ધ પતિ પત્નીની નજર પકડતી, અને ગમે તે બહાને હસી લેતી.

પ્રભાલક્ષ્મીનો આછો નિઃશ્વાસ સાંભળી પ્રમોદરાયે તેમની તરફ જોયું. પ્રભાલક્ષ્મીએ નજર ફેરવી નાખી અને હસવાની તૈયારી કરતી વીણાને પૂછ્યું :

'એમને કોફી કરી આપી ?'

'હા, બહેન કોફી કરી લાવે છે. તમે શું કરવા ચિંતા કરો છો ?' કહી પુત્રવધૂએ જરા હસી લીધું.

ચાળીશ વર્ષના સતત સહવાસ પછી પત્નીની પતિ માટેની ચિંતા વધે કે ઘટે તેની વીણાને ખબર નહોતી.

બધાંએ કોફી પીધી, તે સાથે પ્રમોદરાયે પણ પીધી.

'એમને પાન કરી આપને, બેટા ?' પ્રભાલક્ષ્મીએ વીણાને વીનવણી કરી.

'હા, જી, કરું છું.' કહી વીણાએ પાન કરવા માંડ્યું, અને પોતાની જેઠાણી તથા નણંદોને હસાવવા માટે વૃદ્ધ સાસુની સસરા માટેની કાળજીનું એક દૃષ્ટાંત તેણે મનમાં નોંધી રાખ્યું.

'બા, હવે તું સૂઈ જા,' પુત્રે માતાને સલાહ આપી. પ્રભાલક્ષ્મી માટે સહુને ભાવ હતો. પુત્ર પુત્રીને તો સ્વાભાવિક રીતે લાગણી થાય; પરંતુ પુત્રવધૂઓ પણ તેમનું મા સરખું જતન કરતાં હતાં. કારણ પ્રભાલક્ષ્મીએ કદી સાસુપણું કર્યું નહોતું; એટલે તેમને આરામથી સુવાડવા બધાંએ ટેકો આપ્યો.

સૂતે સૂતે પ્રભાલક્ષ્મીએ જોયું કે પ્રમોદરાય પણ પાસે આવીને તેમને સુવાડવામાં મદદ કરવા આવી ઊભા હતા. અલબત્ત, તેમને એ મદદ કરવાની જરૂર નહોતી; તેમણે હાથ અરાડ્યો પણ નહિ. છતાં તેમને પાસે આવી ઊભેલા જોતાં પ્રભાલક્ષ્મીએ કહ્યું:

'તમે શું કરવા મથન કરો છો ? જરા બેસોને ! છોકરાં બિચારા મહેનત કરે છે !'

પ્રમોદરાય પાછા જઈને ખુરશી ઉપર બેઠા. થોડીવારે કોઈ મળવા આવ્યું. એટલે એ ઓરડો છોડવાની તેમને જરૂર પડી. તેમણે પ્રભાલક્ષ્મી પાસે આવી કહ્યું:

'હું તરત પાછો આવું છું.'

'શું કરવાને ? જરા આરામ લ્યો. કોઈની સાથે વાત કરો. ફરવાની તો આવી ટેવ છે, અને અહીં બેસી રહો છો ?' પ્રભાલક્ષ્મી હજુ લાંબુ બોલત, પરંતુ તેમને થાક લાગ્યો અને તેમણે આંખ મીંચી દીધી. એ આંખ ઊઘડી ત્યાં સુધી પ્રમોદરાય ત્યાં જ ઊભા રહ્યા. પ્રભાલક્ષ્મીએ આંખ ઉઘાડી એટલે તેમણે કહ્યું:

'ત્યારે હું જઈ આવું ?'

'હા' કહી પ્રભાલક્ષ્મીએ વીણા સામે જોયું, અને સાસુ વહુ બન્ને સહજ હસ્યાં.

૨

પ્રમોદરાયના ગયા પછી પ્રભાલક્ષ્મીએ પુત્રો, પુત્રવધૂ અને દીકરીઓને જરા પાસે બોલાવ્યાં.

'કેમ? કેમ બા? શું છે! શું જોઈએ?' સહુએ પૂછ્યું.

'છે તો કાંઈ નહિ. પણ એક વાત જરા ધ્યાનમાં રાખજો.'

'હા હા, કહે' પુત્રે કહ્યું.

'મને હવે એક બે દિવસની મહેમાન ધારજો.'

'અરે, શું તું યે એમ કહે છે! ડૉક્ટર તો એક અઠવાડિયામાં તું બેસતી થઈશ એમ કહેતા હતા! બીજા પુત્રે કહ્યું.

'ભલે; પણ મને વિશ્વાસ નથી. હુ જીવીશ કે મરીશ એ સરખું જ છે.'

દીકરીઓ તથા વહુઓની આંખો ભીંજાઈ,

'તમે બધાં કહ્યાગરાં છો, સમજણાં છો, એટલે કાંઈ કહેવાપણું તો નથી. તોય આટલું કહું છું; એમની મરજી સાચવજો!

પ્રભાલક્ષ્મી થાક લાગવાથી અટક્યાં. તેમના સંતાન શાંત ઊભાં રહ્યાં. જરા વારે તેમણે પાછું કહ્યુ:

'કોઈને કશું કહે એવા નથી, માગે એવા નથી.'

એટલામાં પ્રમોદરાય ઓરડામાં આવ્યા. પલંગની આસપાસ બધાંને ઊભેલાં જોઈ તેઓ ઝડપથી આવ્યા અને પૂછવા લાગ્યા:

'શું છે? શું થયું?'

'કાંઈ નહિ; શું થવાનું છે? આવા શા અધીરા જીવ?' પ્રભા-લક્ષ્મી બોલ્યાં અને તેમણે આંખો મીંચી.

પ્રમોદરાય થોડીવાર ઊભા રહ્યા. એકાએક તેમણે પ્રભાલક્ષ્મીનો હાથ પકડ્યો અને નાડી જોવા લાગ્યા. પ્રભાલક્ષ્મીએ મહા મહેનતે આંખ ઉઘાડી. પોતાના હાથનાં આંગળાં પ્રમોદરાયના નાડી જોતાં હાથને અડક્યાં, અને તેઓ સહજ હસ્યાં. એ ઊંચકેલી આંખ, અડકી રહેલાં આંગળાં અને સ્મિતભર્યું મુખ એમનાં એમ સ્થિર થઈ ગયાં.

'થયું, કહી પ્રમોદરાયે હાથ નીચે મૂકી દીધો. ખોટી દોડાદોડ થવા લાગી. ઘરનાં છોકરાંને ભેગાં કરી એક બે માણસો સાથે બહાર મોકલી દીધાં.

ડોકટર ઝડપથી આવ્યા; તેમણે પણ હાથ જોયો અને કહ્યું:

'કાંઈ નથી!'

સ્ત્રીઓ આછું આછું રડવા લાગી. પ્રમોદરાય ખુરશી ઉપર બેઠા હતા તે ઊઠીને પાસે આવ્યા. તેમણે સહુને ધીરજ આપતાં બોધ કર્યો.

સગાંસંબંધીઓ આવ્યાં. એક ઘડી પહેલાં જે દેહની પૂજા થતી હતી તે દેહને ઘર બહાર કર્યો એટલું જ નહિ, તેને અગ્નિમાં ભસ્મ કર્યો. પ્રમોદરાયની આંખમાંથી એ કે આંસુ પડ્યું નહિ. પોતાની સંતતિને તેમણે ઊલટું ભારે આશ્વાસન આપ્યું.

છતાં ઘર સહુની માફક તેમને પણ ખાલી લાગતું જ હતું. પ્રભા-લક્ષ્મીની કોઈને જરૂર નહોતી. તેમના અસ્તિત્વ વગર ઘર ચાલે નહિ એવું કશું નહોતું. પુત્રો, પુત્રીઓ અને પુત્રવધૂઓ ઉમ્મર લાયક હતાં. વળી પ્રભાલક્ષ્મી સાઠ વર્ષની નજીક પહોંચ્યાં હતાં, એટલે મૃત્યુ સમયની

તેમની ઉમ્મર છેક નાની કહેવાય એમ નહોતું. તે છતાં સહુની દિલગીરીનો પાર નહોતો, પ્રમોદરાય સિવાય કોઈ આશ્વાસન આપી શકે એમ નહોતું. આંખો ચોળતી પુત્રવધૂને તેઓ કહેતા :

'ક્યાં સુધી રડશો ? તમારી ચાકરી પામીને એ જીવ તો સુખી થઈ ગયો.'

વહુઓ આંખે લૂગડું ઢાંકી વધારે રડતી.

પુત્રીઓને તેઓ કહેતા :

'જુઓ, તમને સુખી જોઈ અમે જઈએ એમાં ખોટું શું ?' પરંતુ પુત્રીઓને એ દલીલ સમજાતી નહિ.

જમવાની ના પાડતા પુત્રને તેમણે પાસે બોલાવ્યો અને સમજાવ્યો:

'આમ ઢીલો બની જઈશ તો દુનિયામાં રહેવાશે કેમ ? ઉમ્મર થઈ અને તમને જોયા; એ જાય એનું આવું દુઃખ ન રખાય. ચાલ, જમવા બેસ મારી સાથે.'

ત્રીજે પહોરે મિત્રો અને સંબંધીઓ આશ્વાસન આપવા આવ્યા. સહુએ પ્રભાલક્ષ્મીનાં વખાણ કર્યાં, અને તેમની ખોટ બદલ શોક પ્રદર્શિત કર્યો. વ્યવહારની દૃષ્ટિએ ખરેખર પ્રભાલક્ષ્મીના મૃત્યુથી કાંઈ ભારે ખોટ ગઈ એમ કહેવાય નહિ; છતાં એ સૂચન બીજું કોઈ કરતું ત્યારે પ્રમોદરાયનું હૃદય ઘવાતું.

'ખોટું તો ઘણું થયું, પણ હવે ઉમ્મર થઈ હતી.' કોઈકે મોટી ઉમ્મરમાં આશ્વાસન લેવા જણાવ્યું. પ્રમોદરાય પોતે પણ પોતાનાં પુત્રપુત્રીને એવી જ રીતે આશ્વાસન આપતા હતા; છતાં આ ઉમ્મરની વાત તેમને ગોઠી નહિ.

'શું એ એટલી બધી મોટી હતી કે તેનું મૃત્યુ સહજ ગણાય?' તેમના મનમાં વિચાર આવતો.

કોઈ વૃદ્ધે ધીરજ આપી.

'જે થયું તે ખરું; પણ બધામાં તમને મૂકીને ગયાં એ સારી વાત.'

પ્રમોદરાયે પુત્રીઓને એમ જ કહ્યું હતું. છતાં તે વૃદ્ધ સંબંધીનું કથન તેમને જરા પણ રૂચ્યું નહિ.

'મને મૂકીને એ ગઈ એમાં સારું શું થયું? આ બધાં યે મારાં છે એ ખરું, પણ............પણ.........'

પ્રમોદરાયને આખા જગતમાં એકાંત ફેલાઈ ગયું દેખાયું, ઘરમાં ફરતાં પોતાનાં જ પુત્રપુત્રી ચિત્રપટ સરખાં અસ્પૃશ્ય લાગ્યાં, પોતાના જીવનમાંથી કશું સત્ત્વ ઊડી ગયું હોય એમ સર્વત્ર ખાલીપણાનો તેમને અનુભવ થયો.

## ૩

પ્રમોદરાય એકલા પડ્યા. ખુરશી ઉપર બેસી તેમણે રોજની રીત પ્રમાણે એક બાજુએ નજર ફેંકી પ્રભાલક્ષ્મી ત્યાં નહોતાં—એટલું જ નહિ પણ તેમનો પલંગ ત્યાં નહોતો. તેમને ભૂતકાળ યાદ આવ્યો. ભૂતકાળનાં મસ્તી તોફાનનાં દૃશ્ય કંઈક વર્ષોથી રસ ઉપજાવતાં બંધ પડ્યાં હતાં. ગરીબીમાં ઘર ચલાવતી. પતિના કપડાં સંભાળતી. મહેમાનો માટે પથારીઓ પાથરતી, ક્વચિત્ વાસણો માંજી નાખતી યુવાન પત્ની તેમણે નિહાળી.

'કોઈ દિવસ એણે કંટાળો બતાવ્યો નથી.' પ્રમોદરાયનું મન બોલી ઊઠ્યું.

પલંગ રહેતો હતો તે બાજુએ તેમણે નજર કરી અને નિઃશ્વાસ નાખ્યો. સહજ આંખો મીંચી, ત્યાં તેમને ફરી યુવાન પ્રભાલક્ષ્મી દેખાયાં. યુવાન પ્રમોદરાય એક તકિયે આંખો મીંચી પડ્યા હતા. પ્રભાલક્ષ્મીનું યૌવન આકર્ષક હતું. પરંતુ પ્રમોદરાયની દૃષ્ટિ યૌવનને ખોળતી નહોતી. પ્રભાલક્ષ્મીએ પૂછ્યું :

'શું છે? કેમ આમ ઉદાસ લાગો છો?'

'કાંઈ નહિ.'

'ના, ના, કશું મનમાં છે.'

'અમસ્તું જ; હું જરા સૂઈ રહીશ.'

'જેને મારા સમ, મને ન કહે તે?'

'તું તો બહુ જિદ્દી. આજને આજ થોડા પૈસાની સગવડ કરવાની છે. બે જગાએ ગયે પણ કાંઈ બન્યું નહિ,'

'કેટલા જોઈએ?'

'બે હજાર.'

'હજાર મારા પલ્લાના છે, અને હજાર ઘરેણાંમાંથી મળશે.' પ્રભાલક્ષ્મીએ કહ્યું.

પ્રમોદરાયને ન છૂટકે એ સૂચના સ્વીકારવી પડી. પરંતુ તેમાંથી તેમની સાખ પાછી બંધાઈ, અને ધીમે ધીમે તેઓ ધનવાન બની ગયા. તે દિવસે પ્રભાલક્ષ્મીએ પોતાના પલ્લાનો–ઘરેણાંનો મોહ રાખ્યો હોત તો?

'વીણા!' એકાએક પ્રમોદરાય બૂમ પાડી ઊઠયા:

'જી' કહી વીણા તરત અંદર આવી.

પ્રમોદરાયે ભૂલથી જ બૂમ પાડી હતી. પ્રભાલક્ષ્મીને દવા પાવાનો વખત યાદ કરવા માટે તેમણે વીણાને બોલાવી હતી; પરંતુ પ્રભાલક્ષ્મી તો ગઈ કાલનાં માનવ દવાથી પર બની ગયાં હતાં ? પ્રમોદરાયને તે યાદ આવ્યું, અને તેમણે ભૂલ છૂપાવતાં કહ્યું:

'બધાં શું કરો છો ? કેમ કોઈ દેખાતું નથી.'

બધાં અહીં જ છે હું બોલાવું ? '

'ના, કાંઈ કામ નથી. હું જરા બાગમાં ફરું છું.'

'જી, કોઈને સાથે મોકલું ? '

'અં. હં.'

એમ પુત્રવધૂને કહી તેઓ બગીચામાં ફરવા નીકળ્યા. ફૂલની ક્યારીઓ ખીલવાને તત્પર હતી, છતાં પ્રમોદરાયની નજર સૌંદર્યભરી કળીઓ ઉપર પડી નહિ. તેમને તો જીર્ણ અમરાઈ અને વડવાઈઓને હિંચોળતી વૃક્ષઘટા જ ગમી. જાણે વૃક્ષરાજિમાં ફેલાયલું આશ્રયદાતા, સહનશીલ માતૃત્વ ? પ્રભાલક્ષ્મીનાં એ પ્રતીક તો નહોતાં ? વૃદ્ધાવસ્થામાં કયું એ ભવ્ય સૌંદર્ય દેખાતું હશે ? વૃક્ષ નીચેની એક બેઠક પર તેઓ બેઠા.

'મારી કાળજી સહુ કોઈ રાખે એમ છે; પરંતુ યૌવન ઘેલછાથી પર બનેલી, સવારથી રાત સુધી મારી આસપાસ ફરતી એની નજર તો હવે ગઈ જ ને ? '

વૃક્ષમાં પવન ભરાયો. ડાળીઓ ચમ્મર કરવા લાગી.

'જમતી વખતે આ ઉમ્મરે પણ એ તો પંખો નાખતી હતી.' પ્રમોદરાયને વિચાર આવ્યો.

તે ઉઠીને ઘર તરફ આવ્યા. સંધ્યાકાળનો સમય થયો હતો. સૂર્ય જતાં સૃષ્ટિની આંખો લાલ બની ગઈ.

'મારો યે સૂર્ય અસ્ત પામ્યો.'

એક યુવાન પ્રેમીના સરખું સ્મરણ સતત ચાલ્યા કરતું હતું. એમાં માત્ર નહોતી ઘેલછા, નહોતો દેખાવ, નહોતું અધીરાપણું. ઘા વાગ્યો હતો; પરંતુ તેનો તરફડાટ બતાવી શકાતો નહિ. પ્રિય પત્ની નજર આગળથી ચાલી ગઈ હતી; પરંતુ તેનું રુદન શક્ય નહોતું. જગત ખાલી બની ગયું હતું; તો પણ પોકાર કરી જગતને ભરી દેવા માટેનું ક્ષમાયોગ્ય યૌવન તેમની પાસે નહોતું.

અંદર જઈ તેઓ પાછા ખુરશી ઉપર બેઠા. રોજ કરતાં દીવો વહેલો થયો, છતાં તેમને લાગ્યું કે દીવો કરવાનું સંભારનાર પત્નીનું સ્થાન ખાલી હતું. પિતાને એકલા બેઠેલા જોઈ પુત્રો અને પુત્રીઓ પાસે આવી બેઠાં.

'માલિની અને વીણા ક્યાં છે?' થોડી વારે પ્રમોદરાયે પુત્રવધુઓની ભાળ માગી.

'આવતાં હશે; છોકરાંને જમાડે છે.'

એકાએક કોઈ બાળકને રડતું સાંભળી પ્રમોદરાય બોલ્યા :

'કોણ રડે છે?'

'એ તો ઉષા.'

મોટા પુત્રની નાનકડી દીકરીનું નામ ઉષા હતું.

'કોણ રડાવે છે એને?'

'એને તે કોણ રડાવે? છે જ જિદ્દી.' બાળકીની એક ફોઈએ કહ્યું.

'જરા સમજાવો? જે માગે તે આપો? બાળક જીદ ન કરે તો કોણ કરે?' દાદાએ પૌત્રીનો પક્ષ લીધો.

ભાઈઓ અને બહેનોએ પરસ્પરની સામે જોયું, અને એક બહેને કહ્યું :

'એમ જ કરે છે.'

પાંચ મિનિટ થઈ, સાત મિનિટ થઈ, દસ મિનિટ થઈ, છતાં રસોડા તરફથી આવતું બાળકનું રુદન બંદ થયું નહિ.

'હજી કેમ રડયા કરે છે?'

'એ તો હમણાં છાની રહી જશે.'

'લાવો એને મારી પાસે.'

'તમે મોટાભાઈ, જરા આરામ લ્યો. હમણાં સૂઈ જશે.'

'રડતી સુવાડાય નહિ. જા, લઈ આવ મારી પાસે.'

અણગમતે મને તેમની પુત્રી ઊઠી અને રસોડા ભણી ગઈ. તેનાથી બને તેટલી સમજૂત કર્યા છતાં ઉષાનું રુદન બંધ પડયું નહિ. એટલે પ્રમોદરાયે છોકરીને લઈ આવવા બીજી પુત્રીને મોકલી. ન છૂટકે ઉષાને દાદા પાસે લાવવી પડી. ચાર પાંચ વર્ષની બાલકી ડૂસકે ભરાઈ ગઈ હતી.

પ્રમોદરાયે તેને ખોળામાં લઈને પૂછયું:

'શું થયું બેટા? કોણે વઢયું?'

'કોઈ નહિ.' બાળકીએ રુદન વચ્ચે મિઠો જવાબ આપ્યો.

'ત્યારે આમ રડે છે શા માટે!'

'મારે મા પાસે બેસી જમવું છે.' ઉષાએ રડતે રડતે કહ્યું. પ્રભાલક્ષ્મીને બધાં છોકરાં 'મા' કહેતાં હતાં. ઉષાને તો રાત પડયે 'મા' પાસે બેસીને જ જમવાની ટેવ પડી હતી. એટલુંજ નહિ, તેમનો હાથ અટકે ત્યારેજ ઊંઘ આવે એવી આદત તેને પડી હતી.

પ્રમોદરાય ગૂંચવાયા. બાળકીને શો જવાબ આપવો તે તેમને તત્કાળ સમજાયું નહિ; છતાં ઉષાની આંખ લૂછતે લૂછતે તેમણે કહ્યું

'જો, તારી 'મા' તો ભગવાનને ઘેર ગઈ છે.'

'તે મને મૂકીને કેમ ગયાં?' ઉષાએ રૂદન વધારતાં પોતાની ફરિયાદ રજૂ કરી.

પ્રમોદરાયનું હૃદય જરા ધડક્યું, બાળકીના દેહ ઉપર હાથ ફેરવતાં તેમણે કહ્યુંઃ

'ચાલ, દીકરા, હું જમાડું?'

'ના, હું તો 'મા' પાસે જ જમીશ.' ઉષાનું રુદન અટક્યું નહોતું.

''મા'થી પાછા ન અવાય, દીકરી!' દાદાએ હકીકત જણાવી.

'ત્યારે મને મૂકીને કેમ ગયાં?— કુમળું લાંબુ રુદન કરતી ઉષા બોલી.

—અને પ્રમોદરાયે અત્યાર સુધી દબાવી રાખેલાં આંસુ દઢતાની પાળો તોડી વહી રહ્યાં. ઉષાને તેમણે કહ્યુંઃ

'બધાંને એના વગર ચાલ્યું. તને ન ચાલ્યું, દીકરી?'

—અને આખો ઓરડો આંસુથી ભરાઈ ગયો.

# કંકુડી અને કાનિયો

શ્રી. રામનારાયણ વિ. પાઠક

## ૧

## રેંકડીમાં

સાંજ પડયાને વખત થઇ ગયો હતો. રાત પડતી જતી હતી. શહેરનો મુખ્ય ભાગ પૂરો થઈ તેના બંગલાની મોટી સડકો શરુ થઇ હતી. ત્યાં આધેડ વયનાં સ્ત્રીપુરુષ, દિવસનું કામ કરી, ધીમે ધીમે રેંકડી હાંકતાં જતાં હતાં. થોડે દૂર જઈ તેમણે ઊભાં રહી પાછળ જોયું, ને સ્ત્રીએ 'કંકુડી' કહીને બુમ પાડી. જરા દૂરથી અવાજ આવ્યો: "તમે જાઓ હું આવી પહોંચું છું." પણ એ તો રેંકડી થોભી ઊભાં રહ્યાં. થોડીવારે જરા ખોડંગતી ખોડંગતી કંકુ આવી.

"જો હવે તો શહેર પૂરું થયું. બેસી જા રેંકડીમાં." સ્ત્રીએ કહ્યું.

"આમ ખોડંગતાં ચાલતાં ઊલટું વધારે પાકશે." પુરુષે કહ્યું,

"તમે તમારે જાઓ. અને હવે તો આપણું ઘરે ય ઢૂકડું આવ્યું છે ને! હું તો ઘડીકમાં પહોંચી જઈશ." ઘર ઢૂકડું આવ્યું એ વાત એટલી સાચી નહોતી. કંકુનાં માબાપ શહેર બહાર, આંબા પટેલના

આંબાવાડિયામાં રહેતાં. આંબા પટેલનું નામ આંબો હતું માટે કે કોણ જાણે શા કારણે, તેણે એક બહુ સારી યુક્તિ શોધી કાઢી હતી. શહેર બહાર તેનું મોટું ખેતર હતું. ખેતરમાં શહેરની બાજુએ કૂવો હતો. શહેરમાં રેંકડી ખેંચવાનો ધંધો કરવા વાઘરી આવતાં તેમને તે ખેતરમાં ઝૂંપડું કરવા દેતો અને ભાડા બદલ તેમની પાસે આંબા ઉછેરાવતો. કૂવાથી દૂરમાં દૂર જગાએ તેણે આંબા શરૂ કર્યા હતા, અને જેમ જેમ નવા માણસો રહેવા આવતા ગયા તેમ તેમ જૂનામાંથી સારા કામ કરનારને કૂવાની નજીક આંબા રોપવાનું કામ સોંપી તે પ્રોમોશન આપતો ગયો. કંકુનાં માબાપ તેનાં સૌથી સારાં કામઢાં ભાડુઆત હતાં. શહેરની અને કૂવાની તદ્દન નજીક આવવું, ભાડે રેંકડી રાખતાં હતાં તેને બદલે ઘરની રેંકડી વસાવવી, પાંચ પૈસા ભેગા કરવા વગેરે અનેક મનોરથો તેમણે સિદ્ધ કર્યા હતા, અને ઘણીવાર રાતે તાપણી આગળ બેસી પતિપત્ની આ સુખની વાતો કરતાં. કંકુએ તેમની વાતમાંથી જ આ દલીલ આપેલી હતી. દલીલ સાચી નહોતી, ઝૂંપડું એટલું બધું નજીક આવ્યું નહોતું અને હજી તો ઘણું ચાલવાનું બાકી હતું, પણ કંકુનાં માબાપે વધારે તાણ ન કરી. તે જાણતાં હતાં કે છોકરી ટેકવાળી છે. આટલે વરસે તેનો ભાર માબાપ ઉપાડે તે તેને ગમતું નહોતું, અને માટે જ તે ના પાડતી હતી. તે તો ઘણીવાર પોતાની બાની જગા લઈ બાપની સાથે આગળથી રેંકડી ખેંચવા દેવાનું અને બાને પાછળ રહેવાનું કહેતી, પણ હેતાળ માબાપે તે કદી માન્યું નહોતું. એકની એક છોકરી ઉપર તેમને એટલું હેત હતું!

કંકુનાં માબાપ આગળ ચાલ્યાં ગયાં. તેમની રેંકડીનો અવાજ ઓછો થતો થતો બંધ થઈ ગયો તે સાંભળતી સાંભળતી કંકુ ધીમે ધીમે આગળ જતી હતી. ત્યાં તેને પાછળથી ખાલી ખખડતી ઉતાવળી આવતી નવી રેંકડીનો અવાજ, ખેંચનારના જોડાના ચમચમ અવાજ

સાથે સંભળાયો. અવાજ ઉપરથી તે સમજી ગઈ કે એ કાનિયો આવતો હતો.

કાનિયો ને કંકુડી નાનપણનાં દોસ્તો હતાં. કાનિયો માબાપ વિનાનો હતો ને કંકુનાં માબાપના પડોશમાં તેમની મદદથી ઊછર્યો હતો: નાનો હતો ત્યારે આંબા ઉછેરવામાં મદદ કરતો ને કંકુને રમાડતો. જુવાન થયો ત્યારે રેંકડી ખેંચવા માંડયો ને હમણાં તેણે નવી રેંકડી વસાવી હતી.

કાનિયાને આવતો જોઈ કંકુ જરા રસ્તાની બાજુમાં સંતાઈ ગઈ. મ્યુનિસિપાલિટીનાં ફાનસો હવે બંધ થયાં હતાં પણ અંધારામાં પણ કાનિયાનાં કાળાં તેલ નાખેલાં ઓળેલાં કાનશિયાં અને તેના પર બાંધેલું લાલ મોળિયું તે જોઈ શકી. કાનિયો ધૂનમાં ગાતો ગાતો પસાર થયો.

ઝાંપે તારી ઝૂંપડી ઘાયલ,<br>ઝાંપે તારી ઝૂંપડી ઘાયલ,<br>આવતાં જાતાંનો નેડો લાગ્યો રે અરજણિયા !

કંકુના મનમાં અજ્ઞાત સંકલ્પ થયો. "જોઉં છું કેટલેક જાય છે!" ગમે તેટલે દૂરથી તેને બોલાવવાનો પોતાનો અધિકાર ભોગવવા તેણે કાનિયાને સાદ પહોંચે તેની અંતિમ હદે જવા દીધો. અને પછી ટહુકો કર્યો: "અલ્યા ઘાયલ !"

કાનિયો રેંકડી થંભાવી ઊભો રહ્યો. તેણે ચારે બાજુ જોયું. કંઈ ન દેખાતાં તે વધારે તાકીને જોવા લાગ્યો. કંકુને બને તેટલી વાર લગાડવી હતી. તે કંઈ બોલી નહિ પણ અંતે તેનાથી હસાઈ જવાયું. કાનિયો રેંકડી લઈ દોડતો તેની પાસે આવ્યો. "કેમ અહીં ઊભી છે અલી ?"

"અમે અમારી મેળે ઊભાં છીએ તેનું તારે શું?"

"પણ ઘેર નથી જવું?"

"તે ધીમે ધીમે જઈએ છીએ."

કાનિયાને યાદ આવ્યું કે કંકુની આંગળી પાકી હતી. તેણે કહ્યું, "તે લંગડી, આમ તો મારગમાં સવાર પડી જશે. રેંકડીમાં બેસી જા!"

"તું શું મને લઈ જતો'તો! માંડ માંડ રેંકડી ખેંચ છ ત્યાં!"

"એમ?" કહી તેણે પોતાના સ્પર્શથી હસતી કુંકડીને બાથમાં લઈ રેંકડીમાં નાંખી. જાણે કંકુનો ભાર ન જ ખેંચાતો હોય તેમ ઊંહકારા કરતો ડોલતો ડોલતો તે જાણી જોઈને ધીમે ધીમે રેંકડી ખેંચવા માંડયો. થોડી વારે કંકુએ કહ્યું: "અલ્યા ઊભી રાખ, આ કરતાં તો હું ખોડંગતી ખોડંગતી વહેલી પહોંચી જાત. પોતાથી રેંકડી ખેંચાતી નથી ને પાછો ઢોંગ કરે છે!"

"એમ?" કાનિયાને 'એમ' કહેવાની ટેવ હતી. એ એક જ શબ્દના જુદા જુદા ઉચ્ચારોમાં તે અનેક ભાવો બતાવી શકતો. આ વખતે તેણે 'એમ' કહીને એવી તો દોટ મૂકી કે તેના આંચકામાંથી બચવા કંકુને રેંકડીના દૂંડા પકડવા પડયા. આગળ જતાં નવી સડક કરવા પથરા પાથરી રાખેલા હતા. રેંકડીનો રસ્તો ત્યાંથી નીચે ઊતરી જરા ફેરમાં જતો હતો. એ રસ્તો નજીક આવ્યો પણ કાનિયો એ બાજુ જવા મરડાયો નહિ. કંકુએ "અલ્યા પથરા પર નહિ હંકાય, ઓલ્યે મારગે હેંડ" એમ કહ્યું. કાનિયાએ એ માર્ગે જવાને બદલે વધારે દોડવા માંડયું, અને હવે માત્ર એક હાથે રેંકડી ખેંચવા માંડયો.

રસ્તો આખો અણીદાર પથરાથી એક સરખો ખડબચડો થઇ ગયો હતો. તેના પર આ નવી રેંકડી ખડખડતી દોડી જતી હતી.

આખી ગાડી ધ્રૂજતી જતી હતી. કંકુનું આખું શરીર ધ્રૂજતું હતું. અને તે સાથે જીવનમાં જાણે પહેલી જ વાર, તેનાં નવાં ફૂટતાં લાવણ્યમય અંગો ધ્રૂજી ઊઠયાં. તે સાથે તેના હૃદયે પણ જાણે કંપ અનુભવ્યો. આ બાહ્ય અને આંતર પ્રકંપથી, જાણે તેને કોઈ ગલગલી કરતું હોય તેમ, કંકુ ખડખડાટ હસી પડી. નીચે ખડબચડી પૃથ્વી રેંકડીના અવાજથી અટ્ટહાસ્ય કરતી હતી. ઉપર રેંકડીમાં બેઠેલી કંકુ યૌવનનું પહેલું અટ્ટહાસ્ય કરતી હતી.

રેંકડીમાં કેટલું દોડાયું તે એમાંથી કોઈએ જાણ્યું નહિ. પણ સડકના પથરા પૂરા થયા, ફરી ચીલાવાળી પોચી જમીન આવી, આંબાવાડિયું નજીક આવ્યું, ત્યાં કાનિયાએ રેંકડી ધીમી પાડી. બન્નેએ જોયું તો હજી કંકુના ઘરમાં દીવો થયો નહોતો. કંકુએ કહ્યું: "અલ્યા હું ના પાડતી'તી કે ગાંડાની પેઠે દોડયમાં! હવે આટલો વખત શું કરવું?"

"કેમ ઘેર નહિ જવાય?"

"ગાંડો! મારાં માબાપ આગળ જતાં હતાં. તેમણે મને રેંકડીમાં બેસવા કહ્યું ને મેં ના પાડી. ને હવે એમના પહેલાં જઈને બેસું તો શું લાગે?"

"ત્યારે એ કયાં રહ્યાં?"

"પેલી નવી સડક આગળ હેકલે ચીલે જતાં હશે ને આપણે આગળ નીકળી ગયાં!"

"ત્યારે એમ કરીએ. આટલા ભેગું વધારે. લે થોડી વધારે સહેલ ફરી લે. આવો લાગ તનેય ફરી ફરીને નહિ મળે!"

"ના એમ નહિ. ઓલ્યા ટેકરા ઉપર શંકરટ પછવાડે જઈને બેસીએ. દીવો દેખાય એટલે તું મને મારગે મૂકી જજે."

"ને પછી શેઠાણીબાઈ ડાહ્યાં ડમરાં થઈ ને લૂલાં લૂલાં ઘેર જશે!"

"હાસ્તો !"

કાનિયાએ ફરી રેંકડી લીધી. ઊંચે શરકટના ઝુંડ પછવાડે રેંકડી ટેકવીને ઊભી રાખી ને કાનિયો કંકુડી પાસે રેંકડીમાં બેઠો. તેનો હાથ કંકુના હાથને અડ્યો અને કંકુને તે ઘણો જ ટાઢો લાગ્યો. તેણે તેના શરીરે હાથ ફેરવી જોયો. કાનિયાને ખૂબ પરસેવો વળ્યો હતો. કંકુએ કહ્યું: "હું કહેતી'તી અલ્યા આટલું બધું દોડ્ય માં! શો લાડવો ખાવો'તો તે આટલું દોડ્યો?" કાનિયો જાણતો હતો કે કંકુએ એવું કશું કહ્યું નહોતું. ઊલટી હસતી હતી. તેણે આ બધો અર્થ માત્ર "એમ" કહી દર્શાવ્યો.

બન્ને થોડી વાર બોલ્યા વિના બેઠાં. પછી કંકુએ કહ્યું: "અલ્યા ઓલ્યા ટેકરા ઉપર તું મને રેંકડીમાં બેસારી રમવા લઈ જતો તે યાદ છે?"

"અને એક વાર પેલા ટેકરા ઉપર તેં મને ચડાવ્યો. પછી રેંકડીમાં બેસીને ટેકરી નીચે રેંકડી દોડવી મેલવાની તેં હઠ લીધી. છેવટે તું રોઈ ને મેં રેંકડી દોડવી મૂકી ને રેંકડીનો ઊંટડો નીચે ભટકાતાં ભાંગી ગયો એ યાદ છે?"

"ખડખડાટ કરતી રેંકડી દોડી ગઈ તે મને બહુ મજા પડી'તી."

"તને તો મજા જ પડે ને? તારી બા કેટલી વઢી'તી એ યાદ છે?"

બન્ને વચ્ચે થોડા વખત સુધી વિશ્રબ્ધ વાતો ચાલી. નાનપણમાં બોર ખાવા ક્યાં ક્યાં ફરતાં; કેરી ટાણામાં કાનો આંબા ઉપર ચઢી છાનોમાનો કેરીઓ પાડી આપતો; રાત્રે કોઈવાર ઊનાળામાં બે પાસેની રેંકડીમાં સૂઈ રહેતાં, કોઈવાર બધાં સૂઈ ગયા પછી પોતપોતાની રેંકડી

દૂર ખેંચી જઈ ચન્દ્રના અજવાળામાં બીજાં જાગી ન જાય એમ વાતો કરતાં, વગેરે કંઈ કંઈ સંભાર્યું, એટલામાં કંકુના ઘરમાં દીવો થયો. કાનિયો રેંકડી લઈ કંકુને તેને મારગે મૂકવા ચાલ્યો. ઘરમાં જવાનું નજીક આવતું ગયું તેમ તેમ કાનિયાને પોતાના કૃત્યનો અર્થ વધારે વધારે ગંભીર લાગતો ગયો. કંકુ રેંકડીમાંથી ઊતરવા જતી હતી, ત્યારે કાનિયાએ કહ્યું: "હું રેંકડી લઈને દોડતો હતો ત્યારે તારાં માબાપ જોઈ ગયાં હશે તો !"

"તો શું ? બહુ બહુ તો તારી સાથે મને પરણાવી દેશે, બીજું શું થશે ?"

કાનિયાએ માત્ર કહ્યું: 'એમ !'

અને કંકુએ કહ્યું હતું તેથી વધારે ખરાબ કશું પરિણામ આવ્યું નહિ, ખરું તો તેણે માબાપનું વલણ જાણીને જ એમ કહ્યું હતું.

લગ્નનાં દસૈયાં પૂરાં થયા પછી કાનિયો અને કંકુ બંને પોતાની ઝૂંપડીમાંથી એ જ રેંકડી લઈ શહેર તરફ નીકળ્યાં. ઘણે દિવસે, આગળ રહી રેંકડી ખેંચવાના કંકુના કોડ પૂરા થયા. તે રેંકડી ખેંચતી હતી અને તે સાથે સંસારનું ગાડું પણ કાનિયાની સાથોસાથ રહી ખેંચતી હતી. તેના અભિમાનની ઝલક તેના મોં પર શોભતી હતી. હંસ હંસી જેમ ધીમેધીમે દરેક પગલે ડોક આગળ ઝુકાવતાં ઝુકાવતાં ચાલે તેમ રેંકડીને બન્ને હાથથી પકડી બન્ને આગળ ડોકું ઝુકાવતાં ઝુકાવતાં ચાલતાં હતાં, અને કંકુ એમ ડોલતી હતી ત્યારે તેનાં કાનનાં લોળિયાં તેના ગાલ પર ખૂબ ઝૂલતાં હતાં. બન્ને રેંકડી લઈ નીકળ્યાં, ત્યારે આખું આંબાવાડિયું તેમને જોવા ભેગું થયું. ડાળીઓમાંથી કોયલો કૂજી રહી; રસ્તે, અને એક ઝાડથી બીજે ઠેકતાં વાંદરાવાંદરી પણ એ રેંકડી ભણી પાછું વાળી જોઈ રહ્યાં.

*

## ૨

## વતનમાં

પરણ્યા પછી એ જ આંબાવાડિયામાં કંકુ ને કાનિયો એક જુદી ઝૂંપડી કરીને રહ્યાં. બન્નેને સુખી જોઈ કંકુનાં માબાપ રાજી થતાં. કંકુને પરણ્યાં ત્રણ વરસ થયાં છતાં તેને છોકરું ન થયું એટલો જ માત્ર તેમને અસંતોષ હતો.

એક વરસ આખા ગુજરાતમાં ભયંકર અતિવૃષ્ટિ થઈ. સાત દિવસ સુધી અનરાધાર મે વરસ્યા કર્યો. જરા વરસાદ ઓછો થયો લાગે, ત્યાં તો, જાણે કંઈ રહી રહીને સાંભરી આવતું હોય, તેમ પાછાં ઉમટી ઉમટીને ઝાપટાં પડવા માંડે! પવન ને વરસાદ બન્નેનું જોર! બધી નિશાળો બંધ, કચેરીઓ બંધ, વહેપારીઓના વહેપારો બંધ! ટ્રેનો બંધ, તાર બંધ, વર્તમાનપત્રો બંધ! કોઈને કશી ખબર પડે નહિ કે બહાર શું થાય છે! બહાર તો નીકળાય જ નહિ ને ઘરમાં પણ સલામતી ન લાગે. કોઈ કોઈને મદદ કરી શકે નહિ. જાણે શું થઈ જશે એવી એક પ્રકારની ધાક સૌના મનમાં પેસી ગયેલી. કોઈનો અનુભવ, કોઈની હિકમત, કશું જ કામ આવી શકે નહિ! કુદરત આગળ માણસજાત કેટલી લાચાર છે એ જ લાગણી સર્વત્ર પ્રસરી રહેલી! જગતનો પ્રલય પાણીથી થાય છે, ને સર્વ દેવોમાં વાયુ સૌથી બળવાન છે એ સર્વને પ્રત્યક્ષ થતું હતું!

ચોથે દિવસે સવારમાં વરસાદ કાંઈક ઓછો થતો લાગ્યો. કાનિયાના ઘરમાં, કંકુનાં માબાપના ઘરમાં, અંદર અંદર આપલે કરતાં પણ કેટલીક વસ્તુઓ ખૂટી હતી, કેટલીક ખૂટવા આવી હતી. કંકુનો બાપ અને કાનિયો ચીજો લેવા જવાનો વિચાર કરતા હતા, પણ કંકુએ હઠ કરીને બાપને બેસાડી દીધો, ને કાનિયા સાથે રેંકડી લઈ નીકળી. બંનેએ

એકેક કોથળો ઓઢ્યો, અને બેત્રણ કોથળા સામાન ઢાંકવા રેંકડી નીચે બાંધી રાખ્યા. દાણા સિવાયનો પરચૂરણ સામાન તેમણે પહેલો લઈ લીધો, તેના પર કોથળા ઢાંક્યા, અને પછી બન્ને તેમના ઘરાક દાણાવાળાને ત્યાં દાણોદૂણી લેવા ઊપડયાં. એટલામાં જ પાછો ફરી ઝમઝીક વરસાદ શરૂ થયો. દાણાવાળાને ત્યાં જઈ વરસાદ ધીમો પડે ત્યાંસુધી રહેવા વિચાર કરી બન્ને દાણાવાળાને ત્યાં ગયાં. પણ ત્યાં તો દાણાવાળાએ બન્નેને ઘડી થોભ્યા વિના તેને તે ઘડી નરોતમ શેઠને ઘેર જવા કહ્યું. "ઘર પડવા થયું છે, ને બાઈને વેણ ઊપડી છે, ઝટ જાઓ !" કાનિયો દાણાની ગૂણ્યો પહોંચાડવા ત્યાં વારંવાર જતો. બન્નેને લાગ્યું કે ગયા વિના છૂટકો નથી. વરસતે મેયે બન્ને ગયાં, પણ ત્યાં તો કંઈ જુદો જ રંગ જામ્યો હતો.

આખી સાંકડી ગલ્લી ગાડીઓ ને રેંકડીઓથી સલોસલ ભરાઇ ગઈ હતી. માણસો દોડાદોડ કરતા હતા, સામાન ઉતાવળા ઉતાવળા ઊતારીને મૂકતા હતા, એકબીજાને બૂમો પાડીને સામાન મૂક્યાની ને મૂકવાની વાત કહેતા હતા, છોકરાં રોતાં હતાં, ગાડીવાળા એકબીજાને સંભાળવાની, ગાડી હાંકવાની જગા કરવાની બૂમો પાડતા હતા, પણ જાણે આ અવાજ અને ગોટાળા પૂરા ન હોય તેમ માણસો અંદર અંદર લડતાં હતાં અને ગાળો દેતાં હતાં ! કાનિયો કંકુ તો આમાં કશું સમજ્યાં નહિ, અને લડનારા પણ એકબીજાનું સાંભળી શકતા હશે કે કેમ તે કોણ જાણે, પણ ગાળો અને મહેણાંનો તે વખતે પણ કોઈ કમીનો રાખતું નહોતું. મનસ્વીઓ જીવનની છેલ્લી ક્ષણ સુધી પોતાનું કર્તવ્ય કરે છે, તેમ આ મહાપુરુષો પણ, પ્રલયની મહાક્ષણે લડીને જીવનનું સાર્થક્ય કરી લેતા હતા !

વાત એમ હતી, કે નરોતમ શેઠને તેના પડોશી કેશવલાલની સાથે એક ભીંત સહિયારી હતી. કેશવલાલ ભીંત સમરાવતા હતા, ત્યાં

નરોતમે કોર્ટેક હક્કને માટે, કોર્ટે ચઢી મનાઈ હુકમ મેળવી ભીંત ચણાતી અધૂરી રખાવી હતી, અને તેને લીધે બન્ને વચ્ચે ભારે અંટસ પડી હતી. પણ અત્યારે એ જ અધૂરી મૂકાવેલી ભીંતને લીધે ઘર પડવા જેવું થયું, ને નરોતમને પત્નીની નાજુક હાલતમાં ઘરવખરી ને કુટુંબ ફેરવવાનું આવ્યું તેથી કેશવલાલના ઘરનાં રાજી થઈ મ્હેણાં મારતાં હતાં. પણ ત્યાં તો કેશવલાલનું ઘર પણ પડવા જેવું થયાથી તેને પણ એ જ વખતે ફેરવવું પડ્યું. સામાન ફેરવતાં સહેજે પુરુષોને અને સ્ત્રીઓને મળવાનો પ્રસંગ મળી ગયો, તેનો બન્ને પક્ષ લાભ લઈ જરા દાઝ કાઢી લેતાં હતાં !

એક માણસ કાનિયા પાસે આવ્યો ને તેને બન્ને ઘરની વચ્ચે એક જગાએ ઊભો રાખ્યો, ને તે માણસ સામાન લેવા ઘરમાં ગયો. ત્યાં બીજો માણસ હાથમાં પોટલી લઈને આવ્યો, ને જરા કાનિયો કંકુને ધમકાવી તેણે રેંકડીના કોથળા નીચે એક નાની પોટલી ઢાંકીને મૂકી, અને "અલ્યા સાચવજે હો, હજી બીજો સામાન આવે છે" એમ કહી વળી ચાલ્યો ગયો. થોડીવારમાં તો ધમાધમ રેંકડીમાં સામાન ખડકાઈ ગયો ને એક માણસ "એ....હું રેંકડી લઈ જાઉં છું." કહીને રેંકડી પોતાની પાછળ ખેંચાવી ગયો. દૂર દૂર વરસતા મેમાં એક ઘેર જઈ તેણે ગણીને પોટકાં લઈ લીધાં ને કાનિયાને પૂછ્યું: "અલ્યા આ કોથળા કોના છે ?" કાનિયાએ કહ્યું: "એ તો અમે હટાણું કરવા ગયાં'તાં, તેનો થોડો અમારો માલ છે. દાણા લેવા ગયાં, ત્યાંથી દાણાવાળાએ, અદ્ધર તમારે ત્યાં ધકેલ્યાં." પેલો માણસ કહે: "પણ આવે વખતે તો કામ કરવું જોઈએ. શેઠ રાજી કરશે. હમણાં જાઓ."

કાનિયો-કંકુ મજૂરી લેવાનું પણ બાકી રાખી, દાણાવાળાને ત્યાંથી દાણા લઈ ઘેર ગયાં. પોતાના દાણાના કોથળા ઘેર ઉતારી,

ઢાંકેલા કોથળા એક કોર કરી જુએ છે તો અંદર નવતર પોટકી દીઠી: ગાંઠ ઉઘાડી જુએ છે તો સોના મોતી જવાહીરનાં ઘરેણાં! દાણાનું માટલું ઉઘાડતાં અંદરથી ફૂંફાડા મારતો ફેણ ચઢાવી ડોકું કાઢતો સાપ કોઈ જુએ ને હેબકાઈ જાય, તેમ કંકુ કાનિયો હેબકાઈ ગયાં. વરસાદ રહે નરોતમ શેઠને પૂછવા જવું, ને દરમિયાન પોટકી ઝૂંપડીમાં જ દાટી રાખવી ને કોઈને કહેવું નહિ, એમ બંનેએ નિશ્ચય કર્યો.

આ પોટકી પાડોશી કેશવલાલ શેઠની હતી. તેમણે સામાન ઊતરાવી પોટકી શોધી તો જડી નહિ! પોટકીમાં વીસ હજારનો દાગીનો હતો: તેમણે અને તેમના ઘરનાં બધાં માણસોએ એમ જ માન્યું કે નરોતમ શેઠ કે એનાં માણસો પોટકી લઈ ગયાં. કેશવલાલે તરત જ પોલિસમાં ફરિયાદ કરી જડતી લેવરાવવા વારન્ટ મેળવ્યું. અને આ જડતી વરસતા વરસાદમાં, જે મિત્રે નરોતમ શેઠનાં પત્નીની આપટી વેળા તેમને ઘરમાં રાખવાનું બન્ધુકૃત્ય કર્યું, તેને જ ત્યાં લેવાઈ, અને શેઠનાં બીજાં માણસો જે સામાન વહેતાં હતાં તેમને પણ તેનો લાભ મળ્યો. કેશવલાલનાં ઘરેણાં ગયાં તેનો તેમને વિચાર ન આવ્યો, પણ પરસ્પર વેર ખેલવાની બાજીમાં સામા પક્ષના પોબાર પડતા તેમને લાગ્યા. તેઓ અપમાનથી ખૂબ ધૂંધવાઈ રહ્યા!

અલબત જડતીમાં તો કશું હાથ લાગ્યું નહિ, પણ કેશવલાલનો અને પોલિસનો નરોતમ શેઠ ઉપરનો વહેમ ઓછો થયો નહિ. તેની હીલચાલ ઉપર પોલિસે દેખરેખ રાખી. બીજી તરફ પોલિસે કેશવલાલ પાસે દાગીના શોધી આપનારને રૂ. ૭૦૧નું ઈનામ જાહેર કરાવ્યું.

વરસાદ રહ્યો તેને બીજે દિવસે કાનિયો–કંકુ બીતાં બીતાં નરોતમ શેઠ જેને ઘેર રહેવા ગયા હતા ત્યાં ગયાં. જઈને તેમણે ભાડું માગ્યું. શેઠનો માણસ અંદર પૂછી ભાડું આઠ આના અને બહુ કરે તો બાર આના આપવાને લઈ આવ્યો ને આઠ આના આપવા લાગ્યો. પોટકી

સંબંધી કશી વાત છેડાઈ નહિ, એટલે કાનિયાને જરા હિંમત આવી ને તેણે શેઠને મળવાનું કહ્યું. માણસે બાર આના સુધીનો હુકમ કહી બતાવ્યો છતાં કાનિયાએ તો શેઠને મળવાની જીદ કરી. શેઠને મળ્યો, અને પૂછ્યુંઃ "શેઠ, તમારું કાંઈ ખોવાય છે?"

"ના,"

"તો તમારું નહિ તો તમારા પાડોશીનું હશે, એ ક્યાં રહેવા ગયા?"

નરોતમ શેઠને એકદમ બધું સમજાઈ ગયું. કાનિયો કેશવલાલને ત્યાં જઈ ઘરેણાં આપે તો પેલા લોકો ચુપચૂપ રાખી લે. કદાચ ઇનામના સાતસોમાંથી પણ બચી જાય, તેને બદલે કાનિયાને પોલિસ આગળ લઈ જઈ ઘરેણાં સુપ્રત કરાવ્યાં હોય તો કેશવલાલને સાતસો તો કાઢવા પડે, તે ઉપરાંત ખોટી જડતી લેવરાવી તેનો સામો કેસ કરાવી શકાય. એક અરધી ક્ષણમાં બધા વિચારો નરોતમ શેઠને આવી ગયા. તેમણે બહુ જ ધીમેથી કાનિયાને સમજાવ્યોઃ "સારું થયું મને કહ્યું, બીજાને કહ્યું હોત તો તને કદાચ પોલિસમાં પકડાવી દેત, અથવા તારું ઇનામ લઈ જાત; એ ઘરેણાં શોધી આપનારને તો પોલિસે ઇનામ જાહેર કર્યું છે. રૂપિયા સાતસોનું! ચાલ તને અપાવું. તેં વરસતે વરસાદે મારું કામ કર્યું, તો તું જિંદગીમાં ન કમા એટલા તને અરધા કલાકમાં કમાવી આપું, ચાલ!"

એ બે શેઠની વૈરબાજી પછી કેટલી ચાલી હશે તેની સાથે આપણે કામ નથી. એ તો સોગઠી ગાંડી કરીને રમ્યા હશે. પણ એની લડાઈમાં કાનિયો–કંકુ એક અણધારી આફતમાંથી બચી ગયાં, અને રૂપિયા સાતસો કમાઈ ગયાં. તેમણે તરત તો રકમ દાણાવાળાને ત્યાં વ્યાજે મૂકી. આખા આંબાવાડિયામાં આ એક બહુ મોટો બનાવ બન્યો!

હવે આ રૂપિયાનું શું કરવું તેનો કાનિયો ને કંકુ વિચાર કરવા બેઠાં. કાનિયાને સાથી પહેલાં દેશમાં પાકું ઘર કરાવવાનું સૂઝ્યું. કંકુ કહેઃ "આપણે જનમભર રહેવું અહીં ને ઘર ત્યાં કરાવ્યે શો ફાયદો? દેશમાં આંટો જતાં જ પચીપચા તો થઈ જાય. અને અહીં શહેરમાં તો એટલાથી ઘર શું ઝૂંપડું'ય ન થાય!" એટલે ઘરની વાત પડતી મૂકાઈ. કાનિયાએ ઘરેણાં કરાવવાનું પૂછ્યું. કંકુએ કહ્યું: "મારે તો એક વીંટીનું મન છે. એથી વધારે ઘરેણાં આપણને શોભે નહિ! પણ કાનિયા, હું તને પરણી ત્યારનાં આપણે તારે ગામ કોઈ દી ગયાં નથી. તું નહોતો ગાતો?:

લેજૂડી, તારો મલક મારે જોવો છે!

તે તારો મલક મને દેખાડ."

આંબાવાડિયામાં રમતાં, કાનિયાએ ઘણીવાર, દેશમાં નાનપણમાં પડેલી વિટંબણાઓનું વર્ણન કરેલું, તેનો સાક્ષીભૂત પ્રદેશ જોવાની કંકુને મુગ્ધ ઇચ્છા થઈ આવી! કાનિયાએ કહ્યું "ત્યાં તો પાણીએ નથી મળતું, ત્યાં શહેરના જેવું રહેવાનું નહિ, ઓઢવા પહેરવાનું નહિ, ખાવાનું નહિ, શાકપાંદડું નહિ." પણ કંકુ એકની બે થઈ નહિ. છેવટે બન્ને આંબાવાડિયામાંથી સૌની રજા લઇ વાંસળીમાં થોડા રૂપિયા ભરી નીકળ્યાં.

પ્રૌઢ વયનાં દંપતીને પણ મુસાફરીનું સહજીવન અત્યંત મધુર લાગે છે તો અભિનવ પ્રેમવાળાંની તો વાત જ શી? સંસારની ચાલુ ઘટમાળમાં જાણે થોડો વખત છુટ્ટી પડી! કાનિયા-કંકુને મુસાફરીમાં ખૂબ મજા પડી! તેમણે ખૂબ વાતો કરી. કાનિયાએ પોતાના વડવાની વાતો કહી. પહેલાં તેમનું ઘર સુખી હતું. તેના દાદાએ વાસમાં કૂઈ કરાવેલી. જીવા દાદાની કૂઈએથી વાસના માણસોએ ઘણાં વરસ પાણી ભર્યું. અત્યારે તો એ કૂઈ પૂરાઈ ગઈ છે. તેમની નાનમ પડી, ધ-

ખોરડાં વાડા બધું તણાઈ ગયું, વગેરે અનેક વાતો થઈ. એ વાતોમાંથી જ બન્નેને એક નવું સૂઝ્યું. દેશમાં જઈ એક કૂઈ કરાવવી.

બન્ને એક દૂરના ઘરડા સગાને ત્યાં ઊતર્યાં. શહેરમાંથી પરણીને કમાઈને આવેલા કાનિયાને જોવા વાસનાં સૌ લોક ભેગાં થયાં ને જ્યારે કાનિયાએ કૂઈ કરાવવાની વાત કરી ત્યારે લોકોના આશ્ચર્યનો પાર ન રહ્યો!

કાનિયાના પૈસાથી અને વાસની મજૂરીથી થોડા દિવસોમાં કૂઈ તૈયાર થઈ ગઈ. કાનિયાએ શાહુકારના કૂવા જેવો, ઉપર કઠેડો કરાવ્યો ને ફરતી ગરેડીઓ મૂકાવી. બધું તૈયાર થયે બ્રાહ્મણને દક્ષિણા આપી વાસને જમાડ્યો, ને વાસના ઘરડેરાઓએ કાનિયાને પાઘડી બંધાવી!

એક દિવસ બૈરાં પાણી ભરતાં હતાં ત્યાં કાનિયો જઈ ચડ્યો. બૈરાંએ મશ્કરીમાં કાનિયાને કહ્યુંઃ "અલ્યા, આ કૂઈને કાનિયાની કૂઈ કહીએ ને!"

કાનિયાએ હસીને કહ્યુંઃ "ના, ના; કંકુડીની કૂઇ કહેજો ને!"

'કંકૂડીની કૂઈ' એ શબ્દો બધાંને એટલા બધા ગોઠી ગયા કે બધાં હસી પડ્યાં. કંકુ પણ પાણી ભરતી હતી, તેની પાડોશણે 'લે અલી' કહી કંકુને બરડે ધબ્બો માર્યો. ને ખરેખર કશા પણ નામકરણવિધિ કે લેખ વિના એ કૂઈનું નામ 'કંકુડીની કૂઈ' છપાઈ ગયું.

થોડું દેશમાં રહી, કાનિયો ને કંકુ પાછાં શહેરમાં આવ્યાં. વરસેકમાં કંકુને છોકરો આવ્યો. કંકુની માએ એ કૂઈનો પુણ્યનું ફળ ગણ્યું, ને વાસના લોકોએ છોકરાનું નામ જીવલો પાડ્યું. જીવલો ફેરવવા જેવો થયો એટલે જીવલાને લઈ કંકુ કાનિયા સાથે રેંકડી ફેરવવા જવા માંડી.

એક દિવસ બપોરનો ધોમ ધખતો હતો. મજૂરીથી થાકીને, સડકથી ઊતરીને એક ઝાડ હતું તેને છાંયે રેંકડી ઉપર કંકુ છોકરાને ધવરાવતી ઊંઘી ગઈ હતી. મોળિયાનું ઓશીકું કરીને જમીન ઉપર કાનિયો લાંબો થઈ પડ્યો હતો. ઊંઘમાંથી જાગીને તેણે જોયું તો તડકો ફરતો ફરતો કંકુ ઉપર આવવા થયો હતો. તેણે ધીમેથી રેંકડી ફેરવી કંકુ ઉપર છાંયો કર્યો.

અમેરિકાથી કેટલાંક મુસાફરો હિંદુસ્તાન જોવા આવેલાં તે આ દૃશ્ય જોઈ રહ્યાં, ને તેમનામાંથી કોઈએ ડાયરીમાં કાંઈક લખી લીધું !

# સુલોચના

**શ્રી, લલિતમોહન ચુનીલાલ ગાંધી**

**તે શહેરની** એક નાનકડા કદ ને રૂપની દુનિયા જેવી એક ચાલી હતી. વસ્તીથી તે ઉભરાઈ જતી હતી. ચિત્રવિચિત્ર લોકો ત્યાં વસી રહ્યાં હતાં. તે ચાલીમાં ફરી વળતાં નાનકડી દુનિયા ત્યાં જ વસી છે એવું ભાન સહજ થતું. એનું મલિન સ્વરૂપ અને ઘોઘાટનું દબાયલું ઊંડું ગૂંજન એના ખાસ અંગ હતાં.

તે ચાલીના કાતરિયામાં એક નાની ઓરડીમાં નરેન્દ્રની મા સુલોચના માંદગીને બીછાને પડી હતી. એક વેળાની અલૌકિક પ્રતિભા સંપન્ન સૌન્દર્યમૂર્તિ સમી સુલોચના આજ છેક જ નિર્માલ્ય દીસતી ફીક્કી પડી ગયલી, એકદમ લવાઈ ગયલી નજરે ચઢતી હતી. લાંબી માંદગીના બીછાને પડેલા તેના શરીરના અંગો પણ મહામુસ્કેલીથી હાલી શકતાં. તેની એક કાળે આલમની ઈર્ષાએ ચઢેલી સુકુમાર સુંદર આંખો ઊંડી ઊતરી ગઈ હતી. જીવનના વાયરાએ એ આંખોને નિસ્તેજ કરી દીધી હતી.

આંખો મીંચીને મૃત્યુને આવવાની વાટ જોઈને પડેલી હોય એવી શાંત થઈને સુલોચના પડી રહી હતી. બારીમાંથી અસ્ત થતા સૂર્યનો પ્રકાશ આછો આછો એ કાતરિયાની ઓરડીને અજવાળતો હતો.

ઓરડીની અસ્તવ્યસ્ત દશા, વ્યવસ્થા વિનાના જીવનનું ભાન કરાવતી હતી. એ ઓરડીની ગરીબાઈ નજરમાં ખૂંચતી.

ઓરડીની નિરવતા ને મ્લાન વાતાવરણ દીલમાં ભય સંચાર કરતાં. થોડી થોડી વારે સંભળાતી દીર્ઘ શ્વાસોચ્છ્વાસની કર્કશતા અંતરના ઊંડાણમાં કંપારી આણતી. સુલોચનાના માથા આગળ એને અસીમ સ્નેહથી જોતો નરેન્દ્ર બેસી રહ્યો હતો. મૃત્યુને ખોળે સૂતેલી માને અનિમેષ જોઈ રહ્યો હતો. એની સ્નેહભરી દૃગો મહીં પ્રભુ આવીને વસ્યો હતો.

એનાં જીવન સ્મરણો ધીમે ધીમે ઉકેલાતાં જતાં હતાં. પાંચ વરસનો એ બાળક હતો. અને એના પિતાનું અવસાન થયું ત્યારે સુલોચના ને હૈયાફાટ રડતી જોઈ 'બાપુ કયાં ગયાં ?' એમ પૂછી રહ્યો હતો. તે પ્રસંગની આછી આછી સ્મૃતિઓ એને રહી ગઈ હતી. ન સમજાય એવી, અસ્ફૂટ છતાં સચોટ છાપ રહી ગયેલી એવી એ સ્મૃતિથી જ એના જીવન સ્મરણોનાં મંડાણ થતાં હતાં. ઘડીએ ઘડીએ ભાન ભૂલી જતી, દુઃખમાં ડૂબી ગયલી મા સદાના આંસુ ભીની આંખે જ્યારે એને જોતી ત્યારે એ પોતાનું દુઃખ ભૂલી જઈ એનાં પર વ્હાલ કરતી, તે સ્મૃતિઓ એના દીલમાં સજીવન થઈ. એ નાનો હતો ત્યારે સુલોચના જે અપાર લાડ લડાવતી તે બધા પ્રસંગો એના સ્મૃતિ પટ પર તરવા લાગ્યા. એની આંખો સજળ થઈ. એને માટે જ જીવતી એની માતાનો જીવન ત્યાગ એની આંખ આગળ ખડો થયો. એને સારૂં, અને ભાવતું ખવડાવવા એ ઘણી ફેરી ભૂખી રહેતી; એને સારૂં પહેરાવવા ઓઢાવવા ખાતર એ ફાટેલે તૂટેલે કપડે ચલાવી લેતી; એને ભણાવવા માટે રાતદહાડો મહેનત મજૂરી કરી આંખના તેજને ઝાંખા કરતી; સારો દહાડો એના સુખને ખાતર એ શરીરની દરકાર રાખ્યા વિના, થાક મહેનતની પરવા કર્યા વગર,

જરાય કંટાળા વગર, વૈતરૂં કરી રહી હતી, તે આખું ય જીવન–ચિત્ર એની આંખ આગળ ખડું થઈ ગયું. દેહ ગાળી નાંખીને એના સુખને માટે સારું ય જીવન ગાળ્યું હતું તેનું ભાન નરેન્દ્રને મૂંગળાવી રહ્યું.

હિંદુ સમાજની અનાથ વિધવાની ગરીબી મહીં સ્વાર્થ ત્યાગની મૂર્તિ સમી સુલોચનાએ પોતાનાં સુખ શાંતિ જતાં કરી, એને ભણાવી વિશ્વવિદ્યાલયનો સ્નાતક બનાવ્યો હતો તે વિચાર એના મગજમાં તરવરી રહ્યો. એ માતાના અહેશાનના ભાર નીચે એનું હૈયું દબાઈ ગયું. માના અપાર હેતનું યથાર્થ ભાન થતાં એના હૈયે ડૂમો આવ્યો.

'મા, તારા વગર હું શી રીતે જીવી શકીશ? સ્વતંત્રતા સંગ્રામને મોખરે થવા તલ્પી રહ્યો છું. જગત જીતવાની હોંશ ઊલટી રહી છે. પણ મા, તારા વગર મને કેમ ચાલશે?' એ મનમાં ગણગણ્યો. માની માંદગી એનાથી ન ખમાઈ, એનું હૈયું ભરાઈ આવ્યું. ધ્રૂસકું ખાળવા એ ઊઠયો.

સશક્ત શરીરનો જરા વિશેષ ઊંચો યુવાન નરેન્દ્ર ગૌરવભર્યા, સત્તાશીલ વ્યક્તિત્વના ઓળા પાડતો એ ઓરડામાં આમતેમ આંટા મારી રહ્યો. એના ઉશ્કેરાયલા અંતરનું ગૂંગળામણ એને મૂંઝવી રહ્યું હતું.

થોડી વારે ઘડીયાળમાં સાતના ટકોરા દૂર થતા સંભળાયા. સાવધ થતાં નરેન્દ્રે એ ટકોરા એક પછી એક ગણ્યા અને બીજી ક્ષણે એણે સુલોચના સામું જોયું.

સુલોચના એને એકાદ બે પળ થયાં જોઈ રહી હતી. નરેન્દ્રને તેનું ભાન ન હતું. સુલોચનાની નજર મળતાં નરેન્દ્રે પૂછયું.

'આજ કેમ છે, મા—તને કાંઈક ઠીક હોય એમ લાગે છે.'

'મને શું થયું છે, તે બેટા—પણ તેં ટકોરા કેમ ગણ્યા, સાત વાગી ગયા, તને ઘરમાં નહિ ગમતું હોય ?' સુલોચના ગણગણી. નરેન્દ્ર સામે અર્થસૂચક જોઈ રહી.

'તારે બહાર જવું છે ? જવું હોય તો જા, દીકરા...મને અત્યારે કાંઈ જોઈતું નથી.' સુલોચના એક સ્નેહાળ મીટ માંડી, રજા આપી, ખંડમાં આમ તેમ નજર ફેરવી રહી.

'તેં ખાધું કે સવારનો ભૂખ્યો જ બેસી રહ્યો ?' સુલોચના એક ધીરો નિઃશ્વાસ મૂકતી ગણગણી.

'મારે નથી ખાવું આજે. તને શરીરે આજે ઠીક નથી લાગતું.' નરેન્દ્ર બોલતો અટકી પડયો. થોડીવારે હોઠ ફરકતો એ લવી ગયો.

'આજે નગર મેદાનમાં સભા છે, પણ તને આમ મૂકીને જતાં મારું હૈયું નથી ચાલતું.'

'જા, બેટા સુખેથી જા. મારી જરાય ફીકર કરતો નહિ. અહીં બેઠોબેઠો તું અકળાઈ ગયો છે. જો તારું મોં કેવું ઉદાસ થઈ ગયું છે? બહાર ફરી આવશે એટલે તારું મન જરા પ્રફુલ્લ થશે...એમ હું નથી મરવાની...હજુ તારા માટે વહુ લાવવાના મને કોડ છે.' એક ફીકકું વહાલભર્યું સ્મિત એના કરમાયલા વદને વિલસી રહ્યું.

'પરણવાની વાત જ ન કરીશ...મને તો દેશને માટે મૃત્યુના પરિરંભણનો મોહ થયો છે...' બેદરકારી ભર્યું લવ્યો.

સુલોચના એને ઘડીભર જોઈ રહી 'બેટા જા. અહીં બેઠાં બેઠાં તારું ચિત્ત ચગડોળે ચડયું છે. તારું હૈયું ભારે થઈ ગયું છે.'

'સાચું કહે છે મા, આજ તને ઠીક લાગે છે ?' અતિશય મમતાથી નરેન્દ્રે પૂછયું.

'હા, હા, મારા નેત્રમણી!'

'ભલે જાઉં છું, પણ પેલી બટક બોલીને અહીં બેસવાનું કહે તો જાઉં છું. દવા પણ લેતો આવીશ. કાંઈક ખાવાનુંય લેતો આવીશ.' એ વિચાર કરતો લાગ્યો.

બીજી પળે ખીંટી પરથી કફની ખેંચી લઈ પહેરી લીધી: સુલોચનાએ માયા ભરી નજરે જોયા કર્યું.

કપડા પહેરી બારણું ખોલી બહાર જતાં જતાં એ બારણામાં ઊભો રહ્યો.

'મા, જો પેલી બટક બોલી આવી રહી: કોણ જાણે કેટલું જીવવાની છે!' એમ કહેતાં કહેતાં લજવાતી મુગ્ધાને એણે ઓરડીમાં દાખલ થવા દીધી.

'જા, દીકરા ફતેહ કરો. તું અને મુગ્ધા તો મારો આત્મા છો.'

બારણા તરફ જોતાં સુલોચના ગણગણી. ઓરડીમાં દાખલ થતી મુગ્ધાની નજર મળતાં પહેલાં પોતાની નજર ખેંચી લેતો નરેન્દ્ર હસતો હસતો બારણું બંધ કરીને ચાલી નીકળ્યો.

૨

નરેન્દ્રને ગયાને અડતાળીસ કલાક થઇ ગયા, પણ એના કંઈ સમાચાર મળ્યા જ નહિ. એ ગયો તે ગયો. પાછો નજ આવ્યો.

સુલોચનાના ગભરાટનો કાંઈ પાર ન હતો. એના અંતરની અકળામણની અવધિ ન રહી. એની નજર ક્યાં ય ઠરતી ન હતી. એના બોલવાનાં ઠેકાણાં ન હતાં. એનું મગજ બહેર મારી ગયું હતું. એની વ્યાકુળતામાં ઉન્માદ હતો.

મૃત્યુની પથારીએ સૂતેલી સુલોચનાએ દીકરાને માટે યમરાજનાં આમંત્રણ પાછાં ઠેલ્યાં, એકાએક શું થયું કે એ એની માંદગી ભૂલી ગઈ.

દાદરે અને બારીએ વાટ જોતાં જોતાં અડતાળીશ કલાક ચાલ્યાં ગયાં. વાટ જોઈ જોઈ નયનો થાકી ગયાં. અંતરની ધીરજ ખૂટી ગઈ. એનો જીવ ઉડી ગયો.

મુગ્ધા–પાડોશીની દીકરીને લઈને એ લથડતી લથડતી એના દીકરાની શોધમાં નીકળી.

ભૂલભૂલામણી જેવું એ શહેર. તેમાં એના નરેન્દ્રનો કોણ પત્તો આપે ? ચાર દિવસ સવારથી સાંજ સુધી મુગ્ધાને લઈને એ સારા શહેરમાં રખડી; નગર ચોકની શેરીએ શેરીએ ફરી વળી. સગાં, સ્નેહી, સૌ કોઈને વગર ઓળખ્યે એ પૂછી રહેતી. 'મારા નરેન્દ્રને તમે જોયો છે ?' અને હૃદય વિનાના રાહદારીઓ એને ગાંડી કહીને હસતા, કોઈક ઠાવકું મોં રાખીને ચાલી જતાં ને એની દયા ખાતાં.

પણ ચાર સારા દહાડા ગયા તો યે નરેન્દ્રને જોવાને તલસતાં નયનોને નરેન્દ્ર ક્યાંય દેખાયો નહિ.

અનાથ અને ગરીબ સુલોચનાના નરેન્દ્રને કોણ આળખે ! ઓળખે તોય ગરીબની કોને પડી હોય ! ગરીબ એટલે દુનિયાની ઠોકરે થવા જ સરજાયલાં !

પાંચમે દિવસે સાંગકાળે એક આલિશાન ન્યાયમંદિર આગળથી મુગ્ધા સુલોચનાને દોરી જતી હતી. એ ન્યાયમંદિરના ભવ્ય પગથાર ઉપર પહેરેગીરો નરેન્દ્રને પકડીને ઊભા હતાં. નરેન્દ્રે બંનેને જોયાં અને ઓળખ્યાં.

'ઓ મા...' નરેન્દ્રથી ચીસ પડાઈ ગઈ. મુગ્ધા અને સુલોચનાએ નરેન્દ્રને ઓળખ્યો. બંને એની કને દોડી ગયાં.

નિર્દય પહેરેગીરોએ હડસેલા મારી બન્નેને દૂર કર્યાં અને નરેન્દ્રને ધસડીને લઈ ગયા. જતાં જતાં પાછું ફરીને ન્યાયમંદિરને બતાવી નરેન્દ્ર 'કાલ' એટલું બોલ્યો તે સંભળાયું. આઘાત પામી બંને જણાં ત્યાં પગથાર પર બેસી ગયાં. એક બીજા તરફ તે ઘડી બે ઘડી જોઈ રહ્યાં ને પછી આંખો મહીં આંસુ ઉભરાતાં એક બીજાને બાઝી પડી હૈયા ફાટ રડી પડયાં.

એ પગથારની નીચે જગતનો વહેવાર અને જગત ચાલ્યું જતું હતું. જગતને એ હૃદયોના રૂદનની કાંઈ કિંમત નહોતી. એ અંતરોની લાગણીઓની પરવા નહતી.

## ૩

બીજે દિવસે તે આલિશાન ન્યાયમંદરના પગથાર પર સવારના આવીને નરેન્દ્રની વાટ જોતાં સુલોચના અને મુગ્ધા બેસી રહ્યાં. નરેન્દ્ર ત્યાં દેખાતો નહોતો.

મુગ્ધાના ખભા પર ઢળતી, લથડતી લથડતી સુલોચના, આંખો ફાડીને અવકાશમાં નરેન્દ્રને શોધી રહી હતી. એનું હૈયુ રડી રહ્યું હતું. 'ગરીબનું નસીબ ગરીબ.' એમ વારે વારે લવી જતી.

'નરેન્દ્રે શું કર્યું! એ કેદી શા માટે થયો!' એવી એવી કાંઈ અથાગ મૂંઝવણ એને થતી.

નરેન્દ્રની નિર્દોષતાનો ગાંડાની માફક પોકાર કરતી, વળી આપના આંસુ લૂછતી. ટળવળીયા ખાતી, લમણા ઝીકતી, પ્રભુ કને મોત માંગતી.

મુગ્ધા એના દીલને શાંત કરવા મથતી. "નરેન્દ્ર નામ બદનામ થાય એવું કશું કરે જ નહિ.' એવું એવું કહી એના અંતરને આશ્વાસન આપવા મથતી પણ સુલોચના એવું સાંભળતી જ નહિ.

"તું શું સમજે! મ્હારો તો દીકરો છે." એમ કહી સુલોચના મુગ્ધાને ઠપકો દેતી. એ સાંભળી મુગ્ધાની આંખો મહીંથી કચવાટ વરસી રહેતો. એ સાંભળી મુગ્ધાનું મોં લેવાઈ જતું. સુલોચના હૈયાફાટ રડી રહેતી.

"ભલે તું એને તારો કરવા મથતી હોય. તારો થશે ત્યારે ભલે, પણ આજ તો મારો એકનો એક લાડકવાયો દીકરો છે." વળી પાછું સુલોચના લવતી.

સુલોચના એનું દીલ પામી ગઈ, એ ભાન મુગ્ધાને મૂંઝવતું.

"તમે ઉચાટ નહિ કરો. તમારા મગજ ઉપર માઠી અસર થઈ જશે. પ્રભુ સૌ સારૂં જ કરશે." એવી સલાહ મુગ્ધા વારે વારે આપતી. પરંતુ સુલોચનાનો વલવલાટ શમતો જ નહિ.

નરેન્દ્રને એ બોલાવી રહી હતી. પણ નરેન્દ્ર એના હૈયાની બાંગ નો' તો સાંભળી શકતો. મુગ્ધા દીલનો ઉચાટ દીલમાં જ શમાવી જાતે જળી રહી હતી.

મુગ્ધા સત્તરથી અઢાર વર્ષની થઈ હતી. મુગ્ધા અને નરેન્દ્ર જુદી જુદી જ્ઞાતિના હતા. છતાં ય મુગ્ધાએ નરેન્દ્રને પરણવાની મનમાં ગાંઠ વાળી હતી, ચાલીમાં સૌ કોઈ એ વાત જાણતું.

મુગ્ધાના બાપ નોકરી કરતા હતા—સારો પગાર લાવતા. ચાલીમાં એમનો મોભ્મો સારો જળવાતો. મુગ્ધા એકનીએક દીકરી હતી. દીકરા જેવી ગણી એને બહુ લાડમાં ઉછરેલી. મુગ્ધાને થોડું ઘણું પણ સારૂં શિક્ષણ મળેલું. 'નાનપણથી પડોશી સુલોચના કાકીના નરેન્દ્ર સાથે માયા બંધાયલી. સાથે રમતાં મોટાં થયલાં ને તે દહાડે પણ અભ્યાસમાં મશગુલ નરેન્દ્રને રમતી કૂદતી આવી ચ્હીડવી જતી, એની જોડે ચેડાં કાઢતી, ને પછીથી વયમાં આવી ત્યારે એના પર ડરતી

આંખો મહીં નરેન્દ્રે પ્રેમનો જન્મ ભાળ્યો હતો. એના સ્મિત મહીં સૃષ્ટિનું સ્વર્ગ ભાળ્યું હતું.

નરેન્દ્ર મુગ્ધાને શીખવતો, ચ્હીડવતો ને રીઝવતો.

જ્ઞાતિના મુરતીયાઓ મા બાપે ઘણા બતાવ્યા પણ મુગ્ધાનું મન માન્યું નહિ. નરેન્દ્ર જેવા ઊતરતી જ્ઞાતિનાને પરણાવવાનું જોખમ ખેડવાનું એનાં માબાપમાં સાહસ નહતું. વર્ણાંતર લગ્ન કરવાની એમનામાં હિંમત ન હતી. છતાં ય મુગ્ધાને પરાણે પરણાવવાની જડતા એમનામાં નહતી.

મુગ્ધા હજુ કુમારી જ રહી હતી.

નરેન્દ્રની શોધ કરવા સુલોચના જોડે ફરતાં એના માબાપે એને અટકાવી ન હતી. દીકરીના દીલને દુભવવાનું એમના દીલને નો'તું રૂચ્યું.

કોઈ કાળે નરેન્દ્રને પામી જીવનવહેણ મીઠાં કરશે એવી અવ્યક્ત આશા મુગ્ધાના દીલમાં સદાય છૂપાયલી જ રહેતી હતી.

સુલોચના નરેન્દ્રને જોવા માતા તરિકે તલસતી હતી. મુગ્ધા જન્માંતરમાં દીલના દીલારામથી વિખૂટી પડેલી પ્રેમી સારસી સમી પુનર્મીલન માટે તલસી રહી હતી. સુલોચનાનો સ્નેહ ઉત્કટ હતો. મુગ્ધાનો સ્નેહ લજ્જાળુ હતો.

વાટ જોઈને આમ થાકી ત્યારે મધ્યાહ્ને નરેન્દ્રને પહેરેગીરો લઇ આવ્યા. પગથાર પર ચઢતાં એની નજર મુગ્ધા અને સુલોચના પર પડી. દોડીને એ સુલોચનાની કોટે વળગી પડયો. લાગણી વિનાના જડ પહેરેગીરો ઘડીભર નિઃશબ્દ ઊભા રહ્યા.

મુગ્ધાને ક્ષણભર નરેન્દ્રના વક્ષઃસ્થળ ઉપર માથું મૂકી દીલને ખાલી કરવાનું મન થયું, પણ અધિકાર ન હતો એટલે અચકાઈ હૈયું પાછું

પડ્યું. સુલોચના નરેન્દ્રના ખભા પર માથું મૂકી રડયે જ જતી હતી. નરેન્દ્રની નજર મુગ્ધાની લેવાયલી મુખમુદ્રા પર પડી, એના અંતર ભાવ એ કળી ગયો.

'મુગ્ધા, મ્હારા પર રાજદ્રોહનો આરોપ છે.'

'ત્હમારા પર!' મુગ્ધાએ સામો પ્રશ્ન કર્યો.

'હા, નથી માની શકતી. ચાલ માને દોરી લે. આજે ન્યાયનું નાટક આ ન્યાયમંદિરમાં થવાનું છે તે સાંભળવાથી બધું સમજાશે.' એના શબ્દો મહીં ભયંકર ભાવિની આગાહી હતી, ભીષણતા હતી, કડવાશ હતી, અનિવાર્ય તિરસ્કાર હતો.

પળ બે પળ વીતી ગઈ. થોડીવારે પહેરેગીરોને ફરજનું એકદમ ભાન થઈ આવ્યું. એકદમ નરેન્દ્રને સુલોચના કનેથી ખેંચી લઈ ન્યાય મંદીરમાં લઈ ગયા. કેદીના પિંજરામાં એને ખડો કરી દીધો.

પછીથી ન્યાયનું નાટક શરૂ થયું.

એ ન્યાયમંદિરના ન્યાયાસન પર ન્યાયાધીશ ન હતા. ત્યાં કોઈ સત્તાધારી અમલદારોની પંચ બેઠી હતી. નરેન્દ્ર હાજર થયો ને થોડીવારે પંચ આવીને બેઠી. બીજી પળે ન્યાયમિંદરના કારકુને તોહમતનામું વાંચ્યું.

મુગ્ધા અને સુલોચનાને નરેન્દ્ર તે રાતે ઘર છોડીને જે સભામાં ગયો હતો તે સભામાં તેણે લશ્કરને બેવફા કરનારૂં રાજદ્રોહી ભાષણ કર્યું હતું. તે ગુનહા બદલ એ પહેરેજ થયેલો એવું તરત સમજાયું. સુલોચના બેબાકળી બની રહી. મુગ્ધા ભયથી કમ્પી રહી.

વીર, નીડર નરેન્દ્ર બીજી પળે ઉભો થયો. ગુન્હાનો એકરાર કર્યો.

'તમે ગુન્હાનો એકરાર કર્યો છે, એટલે તમને દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવે છે.' એ પંચના સરપંચે ગંભીર સ્વરે હુકમ

બીજી પળે આખા ન્યાયમંદીરમાં સનસનાટી પેદા થઈ ગઈ. નરેન્દ્ર ગંભીર શાંત ચિત્તે ઉભો રહ્યો. એની મુખમુદ્રા પર સ્વાર્પણનાં તેજ ચમકી રહ્યાં. સુલોચના એ હુકમ સાંભળી બેભાન થઈને ઢળી પડી. મુગ્ધા દીલ મૂકીને હૈયા ફાટ રડી પડી, સત્તાધારી અમલદારોની પંચ ઉઠીને ચાલી ગઈ. ન્યાયમંદિર ખાલી થઈ ગયું. શુષ્ક હૃદય વિનાના પહેરેગીરો રડતી મુગ્ધા ને બેભાન સુલોચનાને પગની ઠેસે ખસેડી નરેન્દ્રને લઈને ચાલ્યા ગયા.

મુગ્ધાના હૈયાફાટ રૂદનના પ્રતિધ્વનીથી ન્યાયમંદિર ભીષણતાથી ગૂંજી રહ્યું.

તેને આજ દશ વરસોના વ્હાણાં વાઈ ગયાં. નરેન્દ્રને દેહાંતદંડની શિક્ષા સાંભળીને આઘાતથી બેભાન થઈ ઢળી પડેલી સુલોચનાને જ્યોરે ભાન આવ્યું ત્યારે એનું મગજ અસ્વસ્થ થઈ ગયલું માલમ પડયું. સુલોચનાને છેલ્લા દશ વરસથી જગત ગાંડી તરીકે ઓળખતું.

સુલોચના દરરોજ સંધ્યાકાળે એ ન્યાયમંદિરમાં જતી. હરહંમેશ શ્વેત વસ્ત્રો મહીં શરીરને ગમે તેમ લપેટી, લથડતી, અથડાતી, કૂટાતી ન્યાયમંદિરમાં જતી.

કેદીના પિંજરાના કઠેરા પર અઢેલીને થોડીવાર અવકાશમાં મીટ માંડી ઉભી રહેતી. એની આંખો મહીં વાત્સલ્યનાં પૂર ઉભરાતાં. ન્યાયમૂર્તિના ન્યાયાસન આગળ જઈ ખોળો પાથરી ભીક્ષા માગતી હોય તેમ ઘૂંટણીએ પડી રહેતી. એની વિપુલ આંખો દયા યાચી રહેતી.

વળી ઉભી થતી, કેદીના પિંજરા તરફ જઈ અવકાશમાં કોઈકના ઓવારણાં લેતી. લમણે હાથ દઈ ટાચકા ફોડતી અને પછીથી ખડખડાટ હસતી.

સુલોચના નરેન્દ્રને જીવતો જ માનતી હતી. એનો લાડકવાયો નરેન્દ્ર પાછો નહિ આવશે એવું એ માનતી જ નહિ.

'તને તો કાંઈ સમજણ પડતી નથી. આપણી રંભા ભણી ગણી છે. એના સદ્‌ગુણ કેવા સરસ છે? તારે તારી બાળકીનું જીવન સુધારવું છે કે નહિ?'

'મુંબઈ જશે તો જ મારી દીકરીનું જીવન સુધરશે; નહિ તો નહિ સુધરે, કાં?'

'તને મારી વાત ક્યારે ગમે છે? તું તારું જ ધાર્યું કરવાની.'

'મારે મારું ધાર્યું કંઈ કરવું નથી. તમને ગમતું હોય તો કરો કંકુના.'

'તું રાજી છે?'

'તમો રાજી હો તો મારું શું ચાલવાનું છે? કરો વેવિશાળ.'

આમ રંભાનું વેવિશાળ માધવ સાથે થયું. પણ વેવિશાળમાં રંભાની માતાનો રાજીપો ન હતો. એ વાત ઉપલા વિવાદથી આપણા જાણવામાં આવી શકે છે. માધવ રંભાના પિતાને પસંદ પડ્યો; માતાને નહિ; અને રંભાનું ભાગ્ય માધવ સાથે જોડાયું—માતાના કચવાટ સાથે.

માધવ મુંબઈમાં રહેતો. સારો હતો. સંસ્કારી હતો. લેવાય એટલી કેળવણી તેણે લીધી હતી. કેળવણી કરતાં સંસારની ઠોકરોએ એને વધારે શીખવાડ્યું હતું. માધવ સંસારની ઠોકરો ખાઈ ખાઈ અનુભવી થયો હતો. અનુભવી માધવ રંભાના પિતાને ગમ્યો. આમ ગમવા ન ગમવા સાથે માધવ અને રંભાનું વેવિશાળ થયું.

રંભા સ્ત્રી હતી. સદ્‌ગુણી હતી. જે સ્ત્રી સ્ત્રી જ હોય તેનામાં શું કહેવું? સ્ત્રી ન હોય તે શંખણી.

રંભા સ્ત્રી હતી : સદ્‌ગુણી સ્ત્રી હતી. રંભા સદ્‌ગુણી સ્ત્રી, માધવ અનુભવી યુવાન. સગપણ થવા પછી માધવ અને રંભા અવારનવાર મળતાં, જીવન જીવવાની રેખાઓ દોરતા. માધવનો અનુભવ અને રંભાના સદ્‌ગુણ બન્ને દૂધ સાકર બનતા અને સંસારનો અટપટો માર્ગ મોકળો કરી બતાવતા. માધવ અને રંભામાં પ્રેમનું ખેંચાણ જોઈએ તેનાથી વધારે હતું. બન્ને હૃદય તાણાવાણા થઈને વણાઈ ગયાં હતાં.

માધવ અને રંભાનું મિલન રંભાની માતાને ગમતું નહિ. પરણ્યાં પહેલાં બાળક બાળકી મળે એ વાતમાં પોતાની હાંસી થવાનો રંભાની માતાને ભય લાગતો. અને એથી જ એ રંભા અને માધવ ન મળે એવું ઇચ્છતી. પણ યુવાન હૃદયો એવી ઇચ્છાને આધીન ક્યારે થાય છે. માધવ અને રંભામાં મુલાકાતોની પરંપરા ચાલતી.

એક વખતે રંભા અને માધવ એક એકાંત જગ્યામાં આનંદથી બેઠાં હતાં. માધવ બોલ્યો :

'રંભા, અષ્ટમી આવે છે.'

'તે ?'

'તારે માટે હું શું લાવું ?'

'શું લાવશો ?'

'રંભા માગે તે.'

'હું માગું છું નિર્મળ હૃદયનો પ્રેમ.'

'રંભા, આ તો પુસ્તકની ભાષા છે. કાંઈ મનમાની વસ્તુ માગ. મારો નિર્મળ પ્રેમ તો તારા ઉપર અખંડધારાથી વહી રહ્યો છે.'

'મારે માંગવું જ પડશે ?'

'હા, જરૂર માંગવું પડશે?'

'એક સારી સાડી મંગાવી આપો.'

'અવશ્ય મંગાવી આપીશ.'

અને મિલન પૂરું થયું. થોડા દિવસોમાં સાડી પણ આવી ગઈ.

સાંજને વખતે સાડી લઈ માધવ રંભાને મળવા આવ્યો. રંભાનું હૃદય તાંડવ કરતું હતું. કાનમાં માધવના મુખની મધુર વીણા વાગી રહી હતી. માધવ બોલ્યો:

'રંભા, લે, આ તારી ઇચ્છિત વસ્તુ.'

રંભાએ સાડી લીધી. અને માધવ સામું ધારી ધારીને જોયું. રંભાની દૃષ્ટિ માધવના મુખ ઉપર પથરાઈ ગઈ. માધવે રંભાને અત્યારે જુદા જ સૌંદર્યમાં જોઈ. નિર્મળ છબી માટે ઉપમા શી આપવી? માધવ એ મુખડાંને જોવામાં એકાગ્ર થઈ ગયો: રંભા બોલી:

'હું જાઉં?'

'હું નકારો આપું?'

'મોડું થશે તો મારી માતા ક્રોધે ભરાશે.'

'તો જા.'

રંભા માધવની આંખ સામેથી ગઈ. જતાં એક અમૃતદૃષ્ટિ નાખતી ગઈ. માધવનું જીવન જાણે અમૃતમય થઈ ગયું.

રંભા આવી. ઘરે આવતાં એના કાનમાં કાંઈ અવાજ આવ્યો. એટલે ત્યાં જ ઊભી રહીને થતી વાતો સાંભળવા લાગી.

'બાઈ હવે તો હદ થાય છે.'

પાડોશણ આવીને રંભાની માતા સાથે વાતો કરી રહી હતી. રંભાના કાનમાં આ શબ્દો બરાબર અથડાયા અને શબ્દો બોલનારને એ બરાબર ઓળખી પણ ગઈ. રંભાની માતાએ કહ્યું.

'કાં ? શું થયું ?'

'આ તમારી રંભા કુળ બોળાવશે કુળ !'

'હેં' ?

'હા, આ ઉપાડો સારો નથી.. સગપણ તો સૌનાં થાય છે.'

રંભાની માતા સળગી ગઈ. એ બળતરાંથી બોલી :

'પણ એમાં હું શું કરું ? એનો બાપ ફટવે છે એમ આ ફાટે છે. મારું કાંઈ જોર છે ?'

'અરે આજે તો તે સાડી આપી ગયો સાડી ?'

'સાડી ?'

'હા હમણાં એ આવશે. જો જોને એના હાથમાં.'

આમ બોલીને પાડોશણ ગઈ અને એ પછી થરથરતા પગલે રંભા ઘરમાં આવી. રંભાની માતાએ રંભાને જોઈ, અને ગરજી ઊઠી.

'હાથમાં શું લાવી ?'

રંભાએ કહ્યું : 'કાંઈ નથી.'

'કાંઈ નથી.' આમ રંભાના બોલનો પડઘો કરતાં એની માતા પાસે આવી. અને સાડીનું બોક્સ ખેંચતા બોલી:

'આમાં શું છે ?'

રંભા કરગરતા અવાજથી કહેવા લાગીઃ

'સાડી.'

'તે શું એને તારે ખાપણમાં ખપ લગાડવી છે? મારે રોયે અત્યારથી ઉપાડો લીધો છે?' આમ બોલીને રંભાની માતાએ બોક્સ ખોલીને જોયું. બત્તીના ઝાંખા તેજમાં સાડીના ઝગારા જેવા તેવા ન હતા. કોને ખબર હતી કે સાડીના તારેતારમાં માધવનો આત્મા ચમકી રહ્યો હતો? આવી સુંદર સાડી જોઈ રંભાની માતા પણ પળવારને માટે ઠરી ગઈ. પહેલાં તો એના મનમાં સાડીને સળગાવી દેવાનો વિચાર હતો, પણ સાડી જોતાં એને સળગાવી દેવાની હિમ્મત એ કરી શકી નહિ. રંભાની માતાએ સાડી સંતાડી. ગામડિયું હૃદય બીજું શું કરે?

—ને રંભાનું ભાગ્ય ફેરવાયું. રોજ ઘરમાં કંકાસ થવા લાગ્યો. અને રંભાનું વેવિશાળ સમય જતાં બીજા સાથે થયું. અને બીજા સાથે પરણેલી રંભાને આપણે શરુઆતમાં જોઈ છે.

પરણીને રંભા સાસરે ગઇ. અને મંદવાડ લઈને પિયર આવી. માધવ ઝૂરી રહ્યો હતો. એના મોઢામાંથી એક જ ધ્વનિ સંભળાતોઃ

'ઘર ઘર ભિક્ષા માગી મેં
પણ મળી ન વસ્તુ વ્હાલી
ખપ્પર ખાલી રહ્યું હાથમાં
રહી ફૂટલી પ્યાલી.'

રંભાનો મંદવાડ વધ્યો. વધતો જ ગયો. આ વધતા મંદવાડમં એના કાનમાં કોઈનું કરુણ રૂદન સંભળાતું.

'અવળા છે અવનિના ફાંટા,
પથરાયા મારગમાં કાંટા.
પગલે પગલે પડે વિપતડી
હાય શકું ના ચાલી
ખપ્પર ખાલી રહ્યું હાથમાં
રહી ફૂટલી પ્યાલી.'

આ કરુણ સ્વર રંભાના તારેતારમાં પ્રાણ પૂરતો. રંભા એ કરૂણ ગાન સાંભળવાને જ જાણે જીવી રહી હતી. પણ અચાનક અહીં ગાન બંધ થયું. અને ત્યાં રંભાનો શ્વાસ રૂંધાવો શરૂ થયો. આ રૂંધાતા શ્વાસ સાથે એણે પોતાની માતાને કહ્યું :

'માડી !'

'મારી રંભુ !'

'મા, મારી એક માગણી સ્વીકારીશ ?

'બોલ બેટા !'

'ઓલી સાડી ક્યાં છે ?'

'છે, ઘરમાં છે. તું સાજી થા, એટલે ઓઢીને નીકળજે.'

'મારે એ સાડી ઓઢીને નથી નીકળવું.'

'ત્યારે ?'

'મા, એ મારા ખાપણમાં ખપ આવે એમ તું નહિ કરે ? મા, મા, હવે હું મરી રહી છું. મરતાં મરતાં મારી એ જ માગણી છે, કે હું મરું ત્યારે એ સાડીની મને સોડ લેવરાવજે. એ સાડીથી મારું શરીર શણગારજે. મા, મા, તું આટલું કરીશ ?'

'રંભા, આ તું શું કહે છે ?'

'મા, મારી એટલી જ માગણી છે. એ સાડી મારા ખાપણમાં ખપ લાગે એમ હું ઈચ્છું છું. બોલ મા, મારી મા, તું મને આટલું દાન આપીશ ?'

બોલ, મા ! મા ! બોલને ?'

મા બોલી ન શકી. એના ગળામાં કંટકો ભોંકાયા. માનાં મુંગા રહેવાથી રંભા એમ સમજી કે માડીએ મારી વાત સ્વીકારી છે.

—અને બીજે દીવસે સવારના રંભા ગઈ. અમરધામમાં ગઈ. ને તેની શ્મશાન યાત્રા નિકળી એ જ સાડીમાં સજજ થઈને.

યાત્રાથી દૂર દૂર એક યુવાન હૈયા સૂનો ચાલ્યો જતો હતો. યાત્રા સ્મશાનમાં આવી, અને રંભાની ચિતા સળગી. રંભાની સાથે, રંભાની આશાઓની સાથે એ સાડીની પણ રાખ થઈ ગઈ.

જુવાન સાડીની રાખને જોતો હતો. બળતી સાડીનો એક તણખો આવ્યો. આવીને યુવાનના ગાલ પર ચુમ્યો.

## ગાતા આસોપાલવ

શ્રી. સ્નેહરશ્મિ.

સૂરજને પશ્ચિમની ક્ષિતિજરેખા તરફ ઢળતો જોતાં મને ચિન્તા થવા લાગી. આ એકાન્ત જંગલમાં જો રાતવાસા માટે કોઈ સુરક્ષિત સ્થળ ન મળ્યું તો પછી ખુદ વિધાતા પણ મને નહિ ઉગારી શકે. પાસેની એક ઊંચી ટેકરી ઉપર હું ચડ્યો. મેં ચારે બાજુએ નજર નાખી. દક્ષિણ દિશામાં માઈલેક ઉપર હરિયાળાં ઝાડોની ઘટા જેવું દેખાયું. ઝાડોની બે સમાન્તર હાર પણ માલમ પડી. કોઈ એકાદ ગામડું ત્યાં હોવું જોઈએ એવી મને ખાતરી થઈ અને આશામાં ને આશામાં મેં તે દિશામાં ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં મારા પગ ભરાઈ આવ્યા. મને લાગ્યું કે માઈલ તો ક્યારનો થઈ ગયો, પણ હજુ ગામ કેમ દેખાતું નથી? તેમાં અધૂરામાં પૂરો ભાણ પણ ડૂબ્યો, અને થોડી વારમાં તો અંધકારનાં પગલાં પણ સંભળાવા માંડ્યાં. સૂકાં પાંદડાંઓમાં પવન અટ્ટહાસ્ય કરી રહ્યો હતો. મારા હૃદયમાં જાગતી ભીતિને નિવારવા સિસોટીમાં હું એકાદ રાગના સૂર વગાડવા મંડ્યો. પગમાં કળતર તો હવે પારવિનાનું થવા માંડ્યું, અને ચાલવાનું કામ પગે કર્યું હતું છતાં હાથ પણ જાણે થાકી લોથપોથ થઈ ગયા હોય તેમ જડ જેવા બની શરીર ભાર લટકાવ્યો હોય તેવા બની ગયા. મને ભીતિ લાગી તેવું જ છેક મારું દુર્ભાગ્ય ન હતું: કોઈ વાછરડીના બરાડવાનો અવાજ સાંભળી, જાણે તારણહારનો જ તે સાદ ન હોય

તેમ મને લાગ્યું—તેમાં મને કોઈ અનુપમ સંગીતનો ભાસ થયો. ટેકરી ઉપરથી કરેલું અનુમાન છેક ખોટું ન હતું. એ ઝાડો માણસો-ની વસ્તીનાં સૂચક હતાં. હું કોઈ એક ગામની ભાગોળે આવી પહોંચ્યો હતો તે વિશે હવે મને જરા પણ શંકા રહી નહિ. ગામ નાનકડું પણ રળિયામણું લાગતું હતું. ભાગોળે એક નાનું સુંદર તળાવ હતું. તળાવ ઉપર એક મંદિર હતું. મંદિરમાં દીવો બળી રહ્યો હતો તે ઉપરથી ત્યાં કોઈક હોવું જોઈએ એમ મેં અનુમાન કર્યું. ગામમાં જઈ કોઈ અજાણ્યા પાસે આશ્રય માગવા કરતા મંદિર જેવી સાર્વજનિક સંસ્થાનો આશ્રય શો ખોટો એમ મારા મનમાં સ્ફુર્યું. મેં મંદિર તરફ ચાલવા માંડયું. મંદિરના આંગણામાં બે આસોપાલવના ઝાડો એકબીજાની તદ્દન નિકટ, જાણે એકબીજાના કાનમાં કંઈ વાત કરી રહ્યાં હોય, જાણે એકબીજાને ગળે વળગી રહ્યાં હોય એવાં મેં જોયાં. સ્થળની આવી રમણીયતા જોતાં જ મારો થાક ઊતરી ગયો. અંદર પેસતાં મને પૂજારી સામો મળ્યો. મેં તેને નમસ્કાર કર્યો અને કહ્યું :

"મહારાજ, રાતવાસો અહીં કરવો છે. એકાદ ઓરડી આપશો તો ઉપકાર."

મહારાજ મારા તરફ ધારીધારીને જાણે જોઈ રહ્યા હોય એમ મને લાગ્યું મેં તરત જ વાત ફેરવી :

"આરતી થઈ ગઈ? મને દર્શન નહિ કરાવો?" એમ કહી હું પગથિયાં ચડવા લાગ્યો. મહારાજ પાછળ પાછળ આવ્યા. મંદિરમાં કોની મૂર્તિ હતી તે તપાસ્યા કર્યા વિના કે બીજી કોઈ પણ જાતની પૂછપરછ વિના હું પગે પડયો અને ગજવામાંથી એક રૂપિયો, કાઢી મેં ઊંબરા પર ધર્યો. રૂપિયો જોતાં મહારાજ જાણે ચિરપરિચિત મિત્ર હોય તેમ બોલી ઊઠ્યા :-

"આ જુગલદેવતાનું સત તો ભારે હો. એ જાગતા દેવ છે."

પણ મારે આજે જાગતાં દેવની જરૂર ન હતી. મારે જાતે ઊંઘતા દેવ બનવું હતું. પણ તે પહેલાં આ મહારાજદેવને પ્રસન્ન કર્યે જ છૂટકો હતો, એટલે મેં કહ્યું:

"એમ કે? ત્યારે તો આપણા બધા મનોરથો પણ એ પાર પાડતા હશે?"

"જરૂર," મહારાજે ઊમળકાભેર જવાબ આપ્યો. તેમને રાતવાસાની વાત યાદ આવી એટલે બોલ્યા:

"આ પાસેની ઓરડીમાં તમે સૂઈ રહેશો તો વાંધો નથી. અને અહીં ભો જેવું પણ કંઈ નથી."

"ના રે, મારે ડરવા જેવું પણ શું છે? આ ઠીક છે કે રસ્તો જડી આવ્યો, નહિ તો જંગલમાં જ સૂવું પડત ને?"

રૂપિયાએ પોતાનું ધાર્યું કામ કર્યું હતું. મહારાજે મને એક ઓરડી ખોલી આપી. એક ગોદડું, ઓશીકું ચાદર પણ તે આપી ગયા. મારે તેની જરૂર ન હતી, પણ તેમણે આગ્રહ કરીને મને તે આપ્યાં. થાક અને ક્ષુધા મને ક્યારનાં લાગ્યાં હતાં, પણ મારી પાસે ભાથું હતું તે ભાણ ડૂબતાં પહેલાં જ વાપરી નાખી ક્ષુધાનું તો મેં ક્યારનું સમાધાન કરી દીધું હતું એટલે મહારાજે ખાવા સંબંધી પૂછપરછ કરવાનો વિવેક કર્યો તેનો મેં સીધો ઉત્તર આપી ટૂંકમાં પતાવ્યું.

મહારાજને વિદાય કરી હું નિરાંતે સૂતો. નિઃસ્તબ્ધ શાન્ત રજની ધરતી ઉપર પોતાની પાંખ પસારી રહી હતી. બારીમાંથી ડોકિયાં કરતી શીતળ ચાંદની તેના અમૃતમીઠા સ્પર્શથી મારો થાક ઉતારી મારાં

પોપચાંમાં ઘેન ભરી રહી હતી. ધીરેધીરે હું ગાઢ નિદ્રામાં પડ્યો. આમ લગભગ ત્રણેક કલાક હું ઊંઘ્યો હોઈશ ત્યાં ઊંઘમાં મને ભાસ થવા માંડ્યો કે મારી નિકટ કોઈ ગાઈ રહ્યું છે! મને લાગ્યું કે હું સ્વપ્ન જોઈ રહ્યો છું. પણ એ ગાન તો ધીરેધીરે વધતું જ ગયું. તેના નાજુક ધીરા સૂર વાતાવરણમાં ઘૂમવા લાગ્યા. અનંત નભમાં પાંખ ફફડાવી વેદનાનું કોઈ પંખી સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્રો અને તારાઓની પાર જવા મથે એમ તે સૂરમાં રહેલું દર્દ, તેમાં રહેલી વેદના ચારે બાજુએ ઘૂમવા લાગી. મારી ઊંઘ ઉડી ગઈ. ગાનના સૂર મને વધુ સ્પષ્ટ થયા. આખું જગત મને એ ગાનની અસર હેઠળ અશ્રુ સારતું લાગ્યું. આવું સંગીત તો મેં કદી પણ સાંભળ્યું ન હતું; મને લાગ્યું કે હું હજી સ્વપ્નમાં જ છું. મેં મારા હાથ ઉપર હું જાગું છું કે સ્વપ્નમાં છુ તે જોવા ચૂંટી ખણી. મને દુ:ખ થયું. પણ તે પણ જાણે મારા સ્વપ્નનો જ એક ભાગ હોય એવો મને ભાસ થયો. પથારીમાંથી હું બેઠો થયો. ઓરડામાં આમતેમ આંટા મારવા લાગ્યો. ગાન તો અવિશ્રાન્ત રીતે ચાલ્યાં જ કરતું હતું. તે જે દર્દ, તે જ વેદના, તે જ આતુરતા! કોણ ગાતું હશે એ? સામેના આસોપાલવમાંથી એ સૂર આવી રહ્યા હોય એમ મને લાગ્યું. હવે મારી ધીરજ ન રહી. આવું અદ્ભુત સંગીત કોણ કરી રહ્યું છે તે જાણ્યા વિના મારાથી કેમ રહેવાય? હું ઓરડીમાંથી બહાર નીકળ્યો. મને ન સમજાય એવી ભીતિ લાગવા માંડી. પણ ગાનનું ઘેન તો ભારે હતું. અસહાય બની હું આસોપાલવ તરફ યંત્રવત્ ગયો, પણ ત્યાં જતાં ધ્રૂજી ઊઠ્યો. ત્યાં તો કોઈ જ ન હતું! એ બે આસો-પાલવમાંથી જાણે એક સંગીત કરી રહ્યો હોય અને બીજામાંથી જેમ સતાર ઉપરના મુખ્ય તારોમાંથી નીકળતા સૂરોને ઝીલી સાથેના બીજા તારો વધુ સંગીતમયતા અર્પે તેમ તે સંગીતનો પ્રતિધ્વનિ ગુંજતો હોય એવો મને ભાસ થયો. હું દિગ્મૂઢ બની ગયો. મારી છાતી

થડકવા લાગી. આવું અશરીર સંગીત ! અને આવું વેદનાભર્યું ! ભૂતપ્રેતની વાતોમાં હું માનતો નથી, પણ આનો અર્થ શો ! પણ વધુ વિચાર કરવાની મારી શક્તિ જ ન'હતી. મારા આખા પ્રાણમાં કોઈ અસહ્ય ગમગીની, કોઈ પારાવાર વેદનાનું મને ભાન થવા લાગ્યું. મારી આંખમાંથી આંસું ટપકવા લાગ્યાં. આ કેવું ! હું અકળાયો. એ સંગીત મને અસહ્ય થયું. મારું ચાલત તો હું એ બંધ કરાવત; પણ સંગીત તો પસરતું જ ચાલ્યું. ચારે બાજુએ જાણે કરુણતાનો સાગર લહેરાતો હોય એમ મને લાગ્યું. આજે પણ તેનો વિચાર કરતાં તે ગાન તેની એ અસહ્ય કરુણતાસહ મારા કાન આગળ ગુંજે છે, અને મારું મન ઉદાસ બની જાય છે. લગભગ મળસ્કે ચાર વાગ્યા સુધી એવી રીતે એ ગાન ચાલુ રહ્યું. પછી ધીરે ધીરે તે દૂરદૂર જાણે જઈ રહ્યું હોય, અને આંસુ સારતા ઊભેલા શાન્ત પહાડોની પાર કોઈ અગમ્ય અણદીઠ ગૂઢ સ્થળ તરફ વિરાટના પ્રસુપ્ત હૃદયના એકેએક તારને કંપાવતું તે વિલીન થઈ રહ્યું હોય એમ મને લાગ્યું. પછી અશાન્ત નીરવતા પસરી, પણ આ તે શાન્તિ હતી કે મૃત્યુની ગાઢ નિદ્રા !

પહેલા ત્રણ કલાક ઊંઘ્યો તે માફ—ત્યારપછી આખી રાત મટકું પણ શાનું માંડયું હોય ? પણ એ ચાર વાગ્યા પછીના કલાકો તો મને કેવળ અસહ્ય થઈ પડ્યા. ક્યારે સવાર પડે ને મહારાજને એ સંગીત સંબંધી હું પૂછું તેની જ મને તાલાવેલી લાગી, પણ સવારે મહારાજ આવતાં તેમને હું કંઈ પણ કહું તે પહેલાં તો તેમણે જ પૂછયું:

"રાતે તમે કોઈને ગાતાં સાંભળ્યું ? તમને એ તો હું કહેવાનું જ ભૂલી ગયો."

મેં કહ્યું: "હા. પણ કોઈ માણસ ગાતું ન હતું. જાણે પેલા આંસોપાલવ ગાતા હોય એમ લાગતું હતું."

"હા, ભાઈ, તમારી વાત ખરી છે. પણ સારું થયું કે તમને બીક ન લાગી. અજાણ્યાને એ સાંભળતાં જરૂર ડર લાગે. દર સુદ નોમને દિવસે આ જ રીતે આસોપાલવ ગાય છે. આ જુગલદેવતાની સ્થાપના પણ એ ગાનને અંગે જ થયેલી છે. અને, ભાઈ, જુગલ-દેવતાનું સત એવું છે કે અમારા ગામમાં કોઈ સ્ત્રી વિધવા નથી બનતી."

મહારાજની વાત હું આતુરતાપૂર્વક સાંભળી રહ્યો હતો. પણ આસોપાલવના ગાનનું રહસ્ય એમાં ન આવ્યું. એટલે મેં કહ્યું:

"પણ એ જુગલદેવતાની અને આસોપાલવના ગાનની મને તમે આખી વાત માંડીને કહો."

"ચાલો, હું તમને માધાકાકા પાસે લઈ જાઉં. અમારા ગામમાં સૌથી ઘરડા એ છે. તમને તે જુગલદેવતાની વાત કહેશે."

માધાકાકાની ઉંમર કળવી એ મુશ્કેલ હતું. મહારાજે મને રસ્તામાં કહ્યું હતું કે માધાકાકાની ઉંમર એકસોદસ વર્ષની છે. તેમને જોતાં તે મને સાવ ખોટું તો ન જ લાગ્યું. તેમની પાંપણ સુદ્ધાં સફેદ બની ગઈ હતી. તેમના આખા શરીર ઉપર એક કાળો વાળ શોધ્યો જડે એમ ન હતું. મહારાજે મારું ઓળખાણ કરાવ્યું. માધાકાકાએ મને ભાવપૂર્વક બેસાડયો, અને જે વાત તેમણે અનેક વખત કહી હશે તે મને કહેવા માંડી:

"ઘણાં વર્ષ ઉપરની આ વાત છે. તે વખતે તમે તો શું પણ કદાચ તમારા પિતા પણ નહિ જન્મ્યા હોય. અમારા ગામમાં બધાનો ધંધો ખેતીનો. પણ એક જુવાનને જુદો જ છંદ લાગ્યો. અમારા બધામાં નાનપણથી જ તે જુદો પડી આવતો. ઈશ્વરે તેને ભૂલથી અહીં જન્મ આપ્યો હતો; કોઈ મોટા રાજાના મહેલમાં રાજકુમાર તરીકે શોભવાને જ તે યોગ્ય હતો. વિધિના ખેલ કોણ જાણે? કેટલીક વખત તે એવી એવી વાતો કરતો કે અમને સમજ

ન પડે. તેની બધી વાત જ જુદી. ફરવા ગયા હોઈએ અને કોઈ એકાદ ઝરણા પાસે જઈ ચડીએ તો તેના ખળખળ વહેતા પાણી તરફ જ મીટ માંડી તે કલાકો સુધી બેસી રહે. કોઈ વાર વળી રસ્તે તારાઓને નીરખતો તે કલાકોના કલાક સુધી જાગે. કેટલાક લોકોને તે આથી ઘેલો પણ લાગતો. પણ ભાઈ, તે ઘેલો ન હતો. અમે ન જોઈએ એવું તે જોતો. હું તો ત્યારે પણ માનતો હતો કે કોઈ યોગભ્રષ્ટ આત્મા એ હોવો જોઈએ. બધા જુવાનોમાં મારી જોડે તેને સૌથી વધુ હળતું; પણ તેની વાતોમાં મને બહુ સમજણ પડતી નહિ. વારંવાર તે કંઈ ગૂઢ અને અગમ્યની વાતો કરતો. કોણ જાણે તેને સંગીતનો નાદ કોણે લગાડ્યો? પણ જ્યારે જ્યારે હું તેને જોતો ત્યારે લગભગ હમેશ તે પોતાની સારંગી ઉપર મંડ્યો જ હોય. તેના બાપ તેને વારંવાર ખેતીમાં ચિત્ત લગાડવા કહેતા પણ તેને તો તેની સારંગી કે ભલી વાંસળી ભલી. આથી કેટલાક લોકને મન તો તે વહી ગયેલા જેવો પણ લાગતો. મને સંગીતમાં બહું ગતાગમ નહિ, પણ વારંવાર મને તે ખેંચી જાય અને મારી સાથે બેસી કલાકોના કલાક સારંગી વગાડે. મને તે સંગીત ઘણું ગમતું, પણ તેની આગળ પૂરાં વખાણ કરતાં મને ડર લાગતો. કારણકે તેની ખેતી તરફ તેનું બિલકુલ ધ્યાન જ ન હતું. તેની આ સંગીતઘેલછાથી થતી લોકનિંદા તેને કાને પણ આવતી; પણ તેની તો તેને ચિન્તા જ ન હતી.

" એક દિવસ તે ગમગીન જેવો મારી પાસે આવ્યો. સાંજના ચારેક વાગવા આવ્યા હશે. કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તે મને હાથ પકડી એક ઝાડ હેઠળ ખેંચી ગયો. ત્યાં બેસી તેણે તેની સારંગી હાથમાં લીધી. મારું હૃદય ધડકવા લાગ્યું. આજનો તેનો દેખાવ જુદો જ હતો. નાજુકતાથી સારંગી ઉપર તેની આંગળીઓ ફરવા માંડી. તેની આંગળી હેઠળ જાણે સૂતેલા તારો આતુરતાથી

ડૂસકાં લેતા જાગી ઊઠ્યા. કોઈ ગેબી ગાન તેમાંથી ઝર્યું. આકાશમાં ઊડતાં પંખીઓ તે સાંભળતાં અસ્વસ્થ બન્યાં, ઝાડપાન વિશાળ આકાશ, આખી ધરતી જાણે અસ્વસ્થ બની રહ્યાં હોય એમ મને લાગ્યું. મારો પ્રાણ પણ અસ્વસ્થ થઈ ગયો. ચારે બાજુએ ગાનની ગમગીન લહરી ફેલાઈ. હળ ખેડતા ખેડૂતો ચાસ અધુરા નાખી ઉતાવળા ઉતાવળા ઘર તરફ દોડવા મંડ્યા. પંખીઓ માળા તરફ ઊડવા મંડ્યાં. ગાય, ભેંસ જાણે આતુર બરાડા પાડતી ઘર તરફ પોતાનાં વાછડાંને ભેટવા દોડવા મંડી. જાણે પ્રાણમાં કોઈ અસહ્ય તૃષા જાગતી હોય, જાણે આખું જીવન કોઈ અપૂર્વ મિલનને માટે તલસી રહ્યું હોય એવું તે સંગીત ઝર્યે જતું હતું. ભાઈ, એ સંગીત ન હતું; સંગીતના રૂપમાં તેનું દિલ તે નિચોવી રહ્યો હતો. અને કોઈનું દિલ નિચોવાય ત્યારે કુદરત કેમ સ્થિર રહી શકે? આખું જગત તેની સાથે અશાંત બન્યું હતું. મારાથી પણ હવે સ્થિર બેસી શકાય તેમ ન હતું. હું અકળાઈ ગયો. તેના હાથ થંભાવવા મેં તેને આજીજી કરી. પણ સાંભળવા તેને કાન જ ક્યાં હતા? તેને જગતનું ભાન જ ક્યાં હતું? તે તો કોઈ ગૂઢ વેદનામાં ડૂબ્યો હતો. અંતે મારાથી ન રહેવાયું. મેં તેના હાથ અટકાવ્યા. તેણે મારા તરફ એક વેદનાભરી દૃષ્ટિ ફેંકી.

'મેં કહ્યું: 'ભાઈ, તારું આ ગાન તો બાળી મૂકે છે. જાણે આખા પ્રાણમાં કોઈ જ્વાળા ભભૂકે છે. એ નથી સહેવાતું. તું બંધ કર.'

'ખરું છે; પણ મારી જ્વાળા કોણ શમાવે?'

'મેં પૂછ્યું: 'પણ છે શું તે તો કહે. એવી કઈ જ્વાળા છે જે તને તાવે છે?'

"તેણે એક ઊંડો નિસાસો નાખ્યો. તેનું મૌન મને અસહ્ય થઈ પડ્યું. મેં તેને અત્યંત આગ્રહ કર્યો, એટલે તેણે મને કહ્યું:

"થોડાક દિવસ ઉપર મને એક સ્વપ્ન આવ્યું હતું. કોઈ અનંતતાને આરે જાણે હું ઊભો હોઉં, એક બાજુ કોઈ વિશાળ નિઃસીમ રણ વિસ્તરતું હોય અને બીજી બાજુ કોઈ ગહનઘેરો ઉદધિ ગર્જતો હોય એમ મને લાગ્યું. રણની રેતી સુવર્ણની હતી. ઘડીકમાં હું રણની એ ભવ્ય ક્ષિતિજરેખા તરફ જોતો તો ઘડીકમાં સાગરની ગહનતા માપવા મથતો આમતેમ આંટા મારી રહ્યો હતો. પણ મારી ઉંમર આજે છે તેટલી ન હતી. હું જાણે આઠ નવ વર્ષનો કિશોર હોઉં એવું લાગતું હતું. મને એકાંત લાગવા માંડયું. આવી સુંદર સોનેરી રેતી, આટલો સુંદર કિનારો, તેમાં કોઈ રમનાર સાથી હોય તો કેવું ! મારું દિલ સોબત માટે તલસવા મંડયું, મેં રેતીમાંથી જાતજાતની આકૃતિઓ સર્જી; પણ તેની પ્રશંસા કરનાર મારા સિવાય બીજું કોઈ ન હતું. મારા પ્રાણમાં કોઈ આતુર તૃષા જાગી. એવામાં એકાએક થોડે દૂર એક બાલિકાને મેં રમતાં જોઈ. મારું હૈયું આનંદથી કૂદી ઊઠયું. શું તેનું રૂપ ! નરી કોઈ દેવકન્યા જ ! તે પણ આઠનવ વર્ષની હશે. તેના વાળની કાળાશ આ જગતમાં બીજે ક્યાંય ન જડે—જાણે દિવસ અને રજનીએ એકસાથે બેસી ગૂંથ્યા ન હોય ! અને તેનું ગૌર સ્નિગ્ધ વદન ! તેની વિશાળ ભાવભરી આંખ ! એ બધું કેવી રીતે, કઈ ભાષામાં વર્ણવું ? તેને જોતાં મેં સ્મિત કર્યું. જવાબમાં તેણે એક સ્નિગ્ધ મોહક સ્મિત કર્યું. તેણે તેનાં એ ભોળાં વિશાળ સ્નેહાર્દ્ર નયન વડે, જાણે કોઈ નાનકડું પ્રફુલ્લ કમળ વિકસ્યું હોય એવી નાજુક હથેળી વડે—અરે ! જાણે તેના આખા પ્રાણ વડે મને પોતાની નિકટ બોલાવ્યો. હું મારી રેતીની રમત પડતી મૂકી તેની તરફ દોડયો. પણ આ શું ! હું દોડયાં જ કરું પણ અંતર તો તેટલું ને તેટલું જ ! કેમે કરીને અંતર ખૂટે જ નહિ, અને તેની નાજુક અંગુલિઓ તો જાણે મને તેડયાં જ કરે. અને એ નીલઘેરો ગંભીર ઉદધિ, એ નિઃસીમ અફાટ રણ અને તેની રૂપાળી સુવર્ણવાલુકા એ તો જાણે હું યુગાન્તર

સુધી દોડ્યા કરું તો પણ નિઃસીમનાં નિઃસીમ જ રહે - એમ મને લાગ્યું. વળી પેલી બાલિકા ઘડીકમાં નિકટ, ઘડીકમાં દૂર, તો ઘડીકમાં અદૃશ્ય થઈ જાય. દોડતાં દોડતાં મને ખ્યાલ પણ ન રહ્યો કે તે બાલિકા મટી એક કિશોરી—એક યુવતી બની ગઈ હતી. અને હું એક યુવાન બની ગયો હતો! તેના યૌવનમાંથી માદકતા નહિ—નરી સાત્ત્વિકતા નીતરતી હતી. તેનાં પ્રત્યેક અંગ જાણે તેજત્વનાં ઘડ્યાં હોય; જાણે બ્રહ્માએ કવિતા, કલા કે સંગીતની દેવીને ઘડવાનાં સ્વપ્નાં સેવતાં તેને સર્જી હોય એમ મને લાગ્યું. તેના લલાટના બન્ને ખૂણા ઉપર ઝૂલતી લટો તેના કાન ઉપર અર્ધચંદ્રની જેમ ફેલાઈ તેના વાંસા ઉપર સેર બની લટકતી હતી તે સેરમાં ત્રણ ગુલાબ સ્મિત કરી રહ્યાં હતાં, અને તેના દોડવાથી સેર જ્યારે હાલતી ત્યારે કલાની દેવી જ એ સેરમાં આવી નૃત્ય કરી રહી હોય એમ મને લાગતું—પણ ના; ના, એ બધું હું તને પૂરું ન જ સમજાવી શકું, નહિ વર્ણવી શકું. અમે બન્નેએ જાણે આમ દોડ્યા જ કર્યું. એવામાં એ રણના અન્તરમાંથી જાણે કોઈ સ્વપ્ન ઊઠતું હોય, જાણે અનંત સાથે તાદાત્મ્ય સાધવા રણ પોતાનો હાથ ઊંચો કરી રહ્યું હોય એવો મેં આકાશના અગાધ ઊંડાણમાં અદૃશ્ય થઈ જતો એક મિનારો જોયો. પેલી યુવતીને મેં મિનારાની સીડી પર ચડતાં જોઈ. હવે મને આશા આવી. મને થયું કે અહીં જ તે રહેતી હોવી જોઈએ હવે તો જરૂર તેને મળી શકાશે. હું મિનારા નિકટ પહોંચી ગયો પણ તેની ઊંચાઈ જોતાં આખું બ્રહ્માંડ મને ચક્કરચક્કર ફરતું દેખાયું. મારી પીઠ ઉપર કાટખૂણાકારે મારું માથું ઝુકાવું તો જ મિનારાના શિખર સુધી નજર પહોંચી શકે એટલો તે ઊંચો હતો. આમ છતાં કેવું આશ્ચર્ય! આટલી અસાધારણ ઊંચાઈ ઉપર પણ તે તો નજીકથી જેવી દેખાતી હતી તેવડી જ મને માલૂમ પડી. તે જ મધુર, મોહક, પ્રેરક સ્મિત! તેડી રહેલાં તે જ ભાવભર્યાં વિશાળ નયન! મિનારા ઉપર ચડ્યા

હું સીડી તરફ દોડ્યો. ઉપર પહોંચતાં તો હું છેક લોથપોથ થઈ ગયો; પણ આશામાં, મિલનના ઉલ્લાસમાં મને એ થાકની પરવા ન હતી. પણ ઉપર જતાં મેં શું જોયું ? ત્યાં તો કોઈ જ ન હતું એવામાં નીચેથી જાણે સંગીતની કોઈ પ્રચંડ હેલી ઊછળી રહી હોય, જાણે દશે દિશામાં સ્મિતનો કોઈ ઉજ્જવલ પ્રકાશ રેલી રહ્યો હોય એમ મને લાગ્યું. મેં નીચે જોયું તો—'

"અરે ! હું તો અહીં ક્યારની રાહ જોતી ઊભી છું. તમે ક્યાં ચડ્યા ?'—એવો તેનો મધુર અવાજ આવ્યો અને તેણે વહાલભર્યું સ્મિત કર્યું. પણ એ અવાજ હતો કે સારંગીના નાજુક સૂર ? અરે ! સારંગીમાંથી પણ એવા સૂર ન નીકળે ! તેના એ શબ્દો દિશાઓએ ઝીલી તેમાંથી અદ્‌ભુત સંગીત પ્રગટાવ્યું. નીચે જવા હું સીડી તરફ દોડ્યો. પણ સીડી ક્યાં ? મિનારાને સીડી જ ન મળે ! ત્યારે હું ઉપર આવ્યો કેવી રીતે ? - અને નીચેથી તેનો આતુર સાદ તેનું નિમંત્રણ તો આવ્યે જ જતો હતો. મેં નીચે જોયું. મને આંખે તમ્મર આવ્યાં. કેવી ઊંચાઈ ! નીચે જોવાની પણ હિંમત કેમ કરી શકાય ? પણ શું મારે એ ઊંચાઈથી ડરી જવું અને તેને મળવા કંઇ જ ન કરવું ? કેવી તે બોલાવી રહી હતી ! તેના પ્રત્યેક અંગમાં મિલનું માટેની ઉત્સુકતા કેવી ગાંડી બની મને ઇસારા કરી રહી હતી ! મેં આંખ મીચી દીધી. એ ભયંકર ઊંચાઇએથી જમીન ઉપર પડતું મૂક્યું. મને ખાતરી હતી કે હું નીચે પહોંચું તે પહેલાં તો બીજી દુનિયામાં ચાલ્યો ગયો હોઇશ, પણ ના, મને એ કોણે ઝીલી લીધો ? અને મારા બન્ને ગાલો પોતાની કુસુમ જેવી હથેળીમાં દબાવી મારા મુખ સામું અપાર સ્નેહથી ગાંડું બની કોણ જોઇ રહ્યું હતું ? અમે બન્ને કોઈ સુંદર કમળમાં જાણે બેઠાં હતાં—એકબીજાની તદ્દન નિકટ, એકબીજાના પ્રાણ સાથે જાણે તાદાત્મ્ય સાધીને—પણ યુવક યુવતી જેવાં નહિ. જ્યારે મેં પહેલાં તેને જોઈ ત્યારે હું જેવો બાળક હતો

અને તે જેવી બાલિકા હતી તેવાં ! અને એટલામાં મારું એ સ્વપ્ન ઊડી ગયું. હું જાગી ગયો. તે દિવસનો હું અશાન્ત બન્યો છું. મારા સ્વપ્નાની એ હૃદયદેવી જગતમાં કોઈક ખૂણે, કોઈક અજાણી જગ્યાએ અવસ્ય છે, અને મારી રાહ જોઈ રહી છે એ વિશે મને શંકા ન રહી...'

"પણ તેને આગળ અટકાવી મેં કહ્યું : 'ગાંડો થયો ? એવું તે કંઈ બને ? મારે પણ હવે બીજાઓની સાફક તને ગાંડો જ કહેવો પડશે. સ્વપ્નાં કંઈ સાચાં થોડાં જ હોય ?'

"તેણે કહ્યું : 'સાચાં ન હોય ? તને શંકા છે ? મેં તેને સદેહે જોઈ તે જ રેખાઓ, તે જ વદન, તે જ નયન અને ત્યારથી તો હું વધુ અશાન્ત બન્યો...'

ત્યારપછી અકસ્માત એક દિવસ કેવી રીતે એક લગ્નપ્રસંગે તેણે તેને જોઈ તેની મને વાત કરી. ગામમાં પાસેના ગામની એક જાન આવી હતી. વરઘોડો જોતો આંગણામાં તે ઊભો હતો. વરરાજાના ઘોડા પાસે કોઈ એક કિશોરી વરરાજા ઉપર ચોખા અને ફૂલ નાખતી ચાલી રહી હતી. વરની તે બહેન હતી. તેને જોતાં તે ચમક્યો પોતાની સ્વપ્નદેવી તે એ જ ! તેની એકેએક રેખામાં તેને તેની છાપ માલમ પડી. જે ઘરમાં જાનને ઉતારો આપ્યો હતો તેને સામે બારણે તેનું બીજું ઘર હતું...'

મેં માધાકાકાને વાતમાં અટકાવી કહ્યું: "પણ તમે મને તમારા એ મિત્રનું કે યુવતીનું, બેમાંથી કોઈનું નામ તો કહ્યું ન નથી !"

"અરે ! હા, એ તો ભૂલી જ ગયો." માધાકાકાએ આગળ ચલાવ્યું: "તેનું નામ હતું રાહુલ અને પેલી યુવતીનું રાધા. રાહુ

બીજું ઘર ઉતારા સામે હતું, પણ તેમાં કોઈ રહેતું ન હતું. માત્ર રાહુલ જ્યારે તેને સારંગી વગાડવી હોય ત્યારે તે ઘરમાં જતો અને ત્યાં બેસતો. બીજે દિવસે તેણે સવારથી સારંગી વગાડવા માંડી. તે દિવસે બધા જાનૈયા પણ તે સાંભળી ગાંડા બન્યા. આખું ગામ ગાંડું બન્યું. આવા આનંદનાં સૂરો તેણે આ પહેલાં એ નિર્જીવ યંત્ર પર કદી જગાડ્યા ન હતા. પશુપંખી, ઝાડપાન, અરે! રસ્તા ઉપરના પથરા, ઘરની ઈંટો—સૌ કોઈ જાણે આનંદના એક પરમ મહાસાગરમાં નાચવા મંડ્યાં. એ સંગીત કોણ કરી રહ્યું છે તે જોવા રાધા વારંવાર બારણામાંથી ડોકાવવા મંડી. એક વખતે બન્નેની નજર મળી ગઈ! બસ, થઈ રહ્યું. જાણે જુગજુગથી તેઓ એકબીજાને શોધી રહ્યાં હોય તેમ તેમના આત્મા એકબીજાને જાણે ગાઢ આશ્લેષમાં મળ્યા. રાહુલ ત્યાર પછી અનેક વખત રાધાને મળ્યો. પોતાના પિતાને પણ તેણે એ વાત કરી. રાહુલના બાપે રાધાના બાપ ઉપર કહેણ મોકલ્યું. તેણે જવાબ આપ્યો:

"'રાહુલ પોતાની સંગીતની કુટેવ છોડે તો મારી દીકરી આપું.' રાહુલના બાપને આ સાંભળતાં ગુસ્સો ચડ્યો, તેણે જોયું કે રાધાના બાપને પોતાના કુળનું અભિમાન હતું. તે પોતાને ઊંચો સમજતો હતો તેથી આમ બહાનાં કાઢી નાહક પોતાના દીકરા ઉપર આળ ચડાવે છે. તેણે રાહુલને સંભળાવી દીધું:

"'હવે તે મુખમાં તરણાં લઇ પગે પડતો આવે તો પણ તેની દીકરી મારે ઘેર નહિ.'

"રાહુલને આ વજ્રપાત અસહ્ય થઈ પડ્યો. તે દિવસનો ગાંડા જેવો ભટકતો, અને પોતાની સારંગીમાંથી દર્દના જ સૂર કાઢતો. તેણે મારી આગળ હૈયું ખાલી કર્યું, તે જરા સ્વસ્થ થયો. મેં તેને આશ્વાસન આપ્યું. તેના બાપાને સમજાવવાનું માથે લીધું. તેના બાપને અનેક રીતે

સમજાવી મેં મનાવી લીધા. રાધાના બાપ પાસે પણ હું ગયો, પણ તે તો પોતાની જીદમાં મક્કમ જ રહ્યો. 'જો તે સંગીત છોડી દેવાનું વચન આપે તો મારી દીકરી હું આપું.' એમ તેણે મને છેવટનું સંભળાવી દીધું. પણ આ વાત મેં રાહુલને કરી નહિ. છેવટનો એક પ્રયત્ન કરી જોવાનો મેં ફરીથી નિશ્ચય કર્યો. દરમિયાન રાહુલ ગાંડાની જેમ ભટકવા મંડ્યો. અમારા ગામની પેલી સીમ દેખાય, ત્યાં જે તળાવ છે તે રાધાના ગામની અને અમારા ગામની સીમા વચ્ચે આવ્યું છે. રાહુલ તે તળાવ પર જાય અને ત્યાં તળાવનાં નીરને, તળાવ ઉપરના વડને અને પશુપંખીઓને રડાવે. રાધા છાનીમાની ત્યાં આવી પહોંચે, અને બન્ને થોડીક ક્ષણ ગુપચુપ પોતાની પ્રેમવાર્તા કરી લે. રાધાએ ચાંદા-સૂરજની સાખે રાહુલને ભવોભવનું વચન આપ્યું; પણ આવી વાત છૂપી રહે ખરી? રાધાના બાપને કાને તે આવતાં તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે તેને ઘર બહાર પણ નીકળવા દીધી નહિ. રાહુલ દિવસોના દિવસો સુધી તે તળાવ પર પોતાની વિરહની આતુર સારંગી વગાડે પણ બિચારી રાધા તેના જવાબ આપવા ક્યાંથી જઈ શકે? રાહુલની નિરાશા હવે માઝા વટાવી ગઈ. તે રાધાના બાપ પાસે ગયો અને તેને તેણે પૂછ્યું:

"'હું સંગીતનું પાણી મૂકું તો તમે મને રાધા સાથે પરણાવશો?' રાધાનો બાપ પહેલાં તો હસ્યો પણ જાણે તેની મજાક કરતો હોય તેમ તેણે કહ્યું:

"હા, પણ તેં સંગીત છોડયું છે તેની ખાતરી શી? તારું વચન મને આપ. આજથી એક વર્ષ સુધી તેં સારંગી હાથમાં નથી લીધી એવી મને ખાતરી થાય અને ત્યાર પછી નથી લેવાનો એવો મારો દૃઢ વિશ્વાસ થાય તો હું તને રાધા જોડે પરણાવવાનો વિચાર કરું.'

"રાહુલે જાણે તે સ્વપ્નમાં બોલી રહ્યો તેમ કહ્યું: 'જરૂર. પ

મને આજે એક છેલ્લી વખત સારંગી વગાડી લેવા દો: બસ એક જ વખત! અને પછી રાધાને ખાતર જીવનભર સારંગીનું નામ પણ નહિ લઉં.' તેની આંખ જાણે કોઈ અદૃષ્ટને જોઈ રહી હોય એવી બની ગઈ. તેના મુખ ઉપર કોઈ અસાધારણ તેજ ચમક્યું. રાધાના બાપે તેની માગણી કબૂલ રાખી. યંત્રવત્ રાહુલ ત્યાંથી ચાલી નીકળ્યો. બીજે રસ્તે દોડી રાધા તેને હાંફળીફાંફળી મળી.

"અરે! તમે આં શું કર્યું? 'આવું વચન અપાય?' તેણે દુઃખથી ચિરાતા હૃદયે ઠપકો આપ્યો.

"તારે માટે શું ન થાય, રાધા? તને આજ મારા પ્રાણના સંગીતમાં એવી ગૂંથીશ કે અનંત કાળ સુધી આપણને કોઈ છૂટાં નહિ પાડી શકે: અને મારા પ્રાણનો પ્રકાશ, મારા પ્રાણનું સંગીત, તું જ્યારે હૃદયને આરે આવી આજે આતુર બંસી બજાવી જગાડી રહી છે ત્યારે મારી આ સારંગી શી વિસાતમાં?' તે રાધાને સમજાવવા મથતો હતો, પણ ભાઈ, શબ્દો દિલના દર્દને થોડાં જ છુપાવી શકે?

"તે રાતે પોતાની વહાલી સારંગીને છેલ્લી વખત હાથમાં અત્યંત વહાલથી ઉપાડી તે તળાવની પાળ ઉપર બેઠો. ધીરેધીરે એક અસહ્ય વેદનાની લહરી વાતાવરણના ઉરને ચીરવા મંડી. આખી અવનિ જાણે રડી રહી હોય, આભ જાણે ઊંડા નિઃશ્વાસ નાખી રહ્યું હોય તેમ નિઃશ્વાસભર્યું એ સંગીત તળાવના નીરમાંથી, તેની પાળોમાંથી, ઝાડોની શાખાઓમાંથી પ્રતિધ્વનિત થવા માંડ્યું. ગામનાં લોકો તળાવ ઉપર દોડી આવ્યા. રાધા, રાધાનો બાપ, રાહુલનો બાપ, સહુ કોઈ દોડતાં આવ્યાં: બધાંનાં નેણ સજળ હતાં. 'ભાઈ, બંધ કર! રાહુલ, બંધ કર! આ તારી સારંગી અમારાં હૃદયને વલોવી રહી છે. અમારાં હૈયાં બંધ પડી જાય છે! ઓહ! કેવું દર્દ! કેવી વેદના! રાહુલ! રાહુલ!' એમ સૌ કોઈ કરગરવા મંડ્યાં. પણ ગાન શાનું અટકે?

બ્રહ્માએ સ્વપ્નમાં જ્યારથી જગત ઉત્પન્ન કર્યું ત્યારથી આજ સુધી વિરહની દેવીએ સાચવી રાખેલા નિઃશ્વાસની ધારા સારંગીના એકેએક તારમાંથી વહેવા માંડી. રાધાનો બાપ બૂમ પાડી ઊઠ્યો :

"રાહુલ, રાહુલ, બંધ કર! વચનમાંથી હું તને મુક્ત કરું છું. આજથી રાધા તારી. ભાઈ, બંધ કર; આ નથી સહેવાતું. જો તારા બાપા હા પાડે તો કાલે જ લગ્ન કરીશું.'

"રાહુલના બાપનાં નેણમાંથી નીર વહેતાં હતાં. તેણે રાહુલને કહ્યું : 'બેટા, બંધ કર. મારી હા છે.'

"પણ રાહુલ શાનો સાંભળે? સંગીત તો આગળ વધ્યે જ જતું હતું. એવામાં કોઈકે કહ્યું :

'રાધા, તું સમજાવ. તારા વિના આજે હવે એને કોઈ નહિ અટકાવી શકે.'

"પણ આ બધાની હાજરીમાં શરમથી રાધા ડગલું પણ કેમ ભરી શકે? લોકો એ સમજ્યા. ભારે હૃદયે બધાં ત્યાંથી ઘર તરફ વળ્યાં. પણ તે સંગીત! તેના સૂર તો વધુ વેદનાભર્યા બન્યે જતા હતા. તળાવની પાળ ઉપર માત્ર બે જ જણ એકબીજાને અડીને, એકબીજાના પ્રાણના ઊંડાણમાં ડોકિયાં કરતાં બેઠાં—રાધા અને રાહુલ! સંગીત આખી રાત ચાલુ રહ્યું. તે રાતે કોઈ ઊંઘ્યું નહિ. રાધાના બાપે વચન આપ્યું હતું એટલે બીજે દિવસે તો કોઈ પણ રીતે રાધા–રાહુલનો વાગ્દાનવિધિ કરાવવાનો ઘણાએ વિચાર કર્યો હતો. મળસ્કે લગભગ ચારેક વાગ્યે સંગીત બંધ થયું; પણ તે બંધ થતાં વાતાવરણમા એક કારમી શાન્તિ ફેલાઈ—સમુદ્રમાં ઊછળેલું કોઈ ભયંકર તોફાન અનેક વહાણોને ડુબાડી શમી જતાં જેવી મૃત્યુગાઢ શાન્તિ ફેલાય તેવી! સવારે રાધા અને રાહુલના પિતા અને બીજાં અનેક જણ તળાવની પાળ ઉપર દોડ્યાં. પણ રાધા અને રાહુલ ક્યાં? જ્યાં તે બેઠાં હતાં

નાનકડા આસોપાલવના છોડ, જાણે એક બીજાને ભેટવા તલસતા, એકબીજાના કાનમાં જાણે સુધાબિન્દુઓ રેડતા ઊગ્યા હતા. તેમની આજુ બાજુ થોડાક તાજાં ફૂલ વેરાયાં હતાં. સહુને આશ્ચર્ય થયું: એક રાતમાં આસોપાલવના આવા છોડ કેમ કરીને ઊગે ! પણ કોઈ કંઈ સમજાવી શક્યું નહિ, અને રાધા રાહુલ ક્યાં ગયાં તે પણ કોઈ કહી શક્યું નહિ."

આટલું કહી માધાકાકા જરા શ્વાસ લેવા થંભ્યા. એ વાતથી મારું હૃદય પણ ભારે બની ગયું હતું. તેમણે આગળ ચલાવ્યું :

"તમે જે બે આસોપાલવ જોયા અને જેમાંથી આવતું સંગીત સાંભળ્યું તે જ આ બે આસોપાલવ. તે રાત સુદ નોમની હતી. અને ત્યારથી દર સુદ નોમે એ સંગીત નિયમિત રીતે વહે છે. મને સો વરસ થઈ ગયાં છે છતાં હજી પણ મને કોઈ વખત થઇ આવે છે કે રાહુલ અને રાધા પાછા આવશે !"

આમ કહી માધાકાકા ચૂપ થઈ ગયા. તેમની ઘરડી આંખના ખૂણામાં મેં એક એક અશ્રુબિન્દુ જોયું. તેમને ભાવપૂર્વક નમસ્કાર કરી હું ચાલી નીકળ્યો: એ વાતને આજ અડધી સદી થઈ હશે, પણ જાણે મેં ગઈ કાલે જ સાંભળી હોય તેવી હજી પણ તે મારા મનમાં તાજી જ છે. મારાં બાળકો અનેક વખત મારી પાસે એ વાત કરાવે છે. અને કોઈક વખત મને મજાકમાં હસે છે :

"બાપા તમને સ્વપ્નું આવ્યું હશે—સ્વપ્નું."

તે ભલે મને એમ હસતાં, પણ હું તમને ખાતરી આપું છું કે મારા સગા કાને મેં એ ગાતા આસોપાલવનું સંગીત સાંભળ્યું છે. અને રાહુલ-રાધાની કથા માધાકાકાએ કહેલી તેવી ને તેવી જ મેં યાદ રાખી છે.

# ખોલકી

'સુંદરમ્'

**પછી** ફળિયામાં કૂતરાં એકદમ ભસવા લાગ્યાં એટલે મને થયું કે બધા આવતા હશે. નિરાંતે જોવાય એટલા માટે હું મેડે ચડી ગઈ અને બારીની ફાડમાંથી જોવા લાગી. બધા ભાયડા બીડીઓ પીતાપીતા આવ્યા અને આંગણામાં ઢાળેલા ખાટલા પર આડાઅવળા બેસી ગયા. પછી બધાએ માથાનાં ફાળિયાં ધીરેધીરે ઉતાર્યાં, અને કોકકોકે આંગળી વતી કપાળ પરથી પરસેવો લૂછ્યો. હું બધા ય ભાયડામાં એમને શોધ્યા કરતી હતી. પણ મને એકદમ જડયા નહિ. તે રાતે અમારા ફરી વાર વિવાહ થયા ત્યારે ઘૂમટામાં ને ઘૂમટામાં મારાથી એમને ધારીને જોવાયેલા ન હતા. અને પછી ત્રીજે દહાડે મારી મા મરી ગઈ તે બાપાએ મને ના જવા દીધી, અને એ તેડવા આવ્યા ત્યારે મારી બેનના વિવાહ થવાના હતા એટલે એમણે કહી વાળ્યું કે 'વેવા પછી વાત.' એટલે વિવાહ થઈ ગયા પછી એ તેડવા આવવાના હતા ત્યાં એમના મામા મરી ગયા તે એ બધાની ભેગા કાણે આવ્યા. એટલે મારા બાપાએ ચા પીવા બધાને બોલાવ્યા ત્યારે મને થયું કે લાવ જરાં જોઉં તો ખરી. બધા ભેગા આવવાના હતા એ વાત તો ચોક્કસ, પણ એ કિયા તે મને શી ખબર પડે ? બારીની ઝીણી ફાટમાંથી મેં તો મારેં જોયા કર્યું. બારી ઉઘાડવાની મારી હિંમત ન ચાલી.

એટલામાં મારી ભાભી કેડમાં છૈયાને ઘાલી દાદરો ચડીને આવી. ને બોલી કે 'ચ્યમ ચંદનબા, આમ સંતાઈ સંતાઈને શું ભાળો છો?' મેં કીધું : 'કાંય નહિ.' ત્યારે ભાભી બોલી : 'કાંય નહિ ચ્યમ? આમ તાકી તાકીને તો જુઓ છો. પેલા તમારા આયા સે તે ઓળખ્યા કે નહિ તમે?' મેં કીધું : 'મૂઈ ભાભી, તું 'ય કેવી બળેલાને બાળે સે?' 'લ્યો લ્યો ત્યારે બતાવું તમને' એવું બોલી ભાભીએ બારી ઉઘાડી નાખી. નીચે ભાયડા વાતોમાં પડ્યા હતા એટલે કોઈએ અમારા ભણી ભાળ્યું નહિ. પછી આંગળી ચીંધી ભાભી બોલી : 'જુઓ પેલા.' મેં કીધું : 'ચિયા?' ત્યારે ભાભીએ કીધું : 'પેલો ગળાનો હેડિયો મોટો ખારેક જેવો દેખાય સે ને તે. હાં, જો આ હમણેં ગડફો કાઢ્યો તે.' મેં જોયું. એમણે ખોં ખોં કરીને મોટો ગડફો કાઢ્યો અને પગ વતી તેના પર ધૂળ વાળી. એક કૂતરું પૂછડી પટપટાવતું એમની કને આવ્યું તેને એમણે 'હટ સાલા' કહી પગના જોડાની અણી મારી, કૂતરું ચેંઉ ચેંઉ કરતું નાઠું એટલે બધા ય ભાયડા હસી પડ્યા.

પછી નરભો વાળંદ હુક્કા ભરી લાવ્યો અને બધા પીવા મંડ્યા. ત્યાં મારા બાપાએ બૂમ પાડી : 'પાણી લાવજો, વહુ.' એટલે ભાભી પાણી આપવા નીચે ગઈ અને છૈયાને મારી કને મેલતી ગઈ. છૈયાને રમાડતાં રમાડતાં મેં બારીમાંથી જોયા કીધું. પીતળના પવાલામાંથી બધાને નરભે પાણી આપ્યું. એ નવા જમાઈ કહેવાય એટલે એમને પહેલું પાણી ધર્યું. એમણે ઊંચે પવાલે પીધું ત્યારે એમના ગળાનો હેડિયો ઉંદરડી પેઠે ઊંચો નીચો થતો હતો. પાણી પી એમણે લાંબી સૂપડી જેવી મૂછો બે ય ભીના હાથવતી જરા જરા પલાળીને આમળી. અને પછી ખોંખો કરવા લાગ્યા. વાળંદે એમને હુક્કો આપ્યો તે એમણે લીધો અને એક ઘૂંટડો પીને મોઢામાંથી ધૂમાડો કાઢતા બોલ્યા કે, 'અરે નરભા રાત, આજે તો તમારો

હાથ જોવો છે જરા. બપોરે બેસીશું આપણે.' અને પછી નવરો હાથ એમણે ઊગી ગએલી દાઢી પર ફેરવ્યા કીધો અને આંગળીવતી બાલ ખેંચવા લાગ્યા. હુક્કો પીને એ ઊઠયા. કોટ ઊતાર્યો અને ધોતિયાનો કછોટો માર્યો હતો તે એક છેડો કાઢયો અને નરભા વાળંદને પૂછ્યું કે 'રાત, પેશાબ સારુ કેણી ગમ જવાનું ?' નરભે હસીને કીધું : 'જાવ મિયા, ઘર પાછળના વંડામાં.'

એ ગયા પછી ખાટલા પર એમનું ફાળિયું પડયું હતું તે નરભા વાળંદે ઉપાડયું. ફાળિયામાં એમણે રાતો પટ્ટો ખૂણીથી આડો ખોસ્યો હતો તેના પર હાથ ફેરવતો નરભો વાળંદ બોલ્યો : 'મિયા તો જબરા શોખીન દેખાય છે.' અને એમના કોટના ખિસ્સામાંથી જરાજરા દેખાતો લીલો રૂમાલ તે કાઢવા જતો હતો ત્યાં મારા બાપાએ એને વાર્યો કે 'રહેવા દે નરભા, કોઈની ચીજો ફેંદાય ના.' પછી મારા કાકા આવ્યા અને બોલ્યા કે, 'ચાલો ઊઠો, મુખીને ત્યાં બધાને ચા પીવા જવાનું છે.' અને હુડુડુડુ કરતા બધા ભાયડા ઊઠયા અને ચપોચપ ફાળિયાં માથે મેલી દીધાં અને હીંડવા માંડયા. અને કોઈને ય યાદ તો રહ્યું ના કે એ તો પાછા રહી જાય છે.

એમનો ફેંટો અને કોટ ખાટલા પર પડયા હતા. હું મારે બારીએ બેઠી બેઠી જોયા કરતી'તી. પેશાબ કરી એ આવ્યા અને કોટ પહેરતાં પહેરતાં એમણે બારી ભણી જોયું અને મેં ય જોયું, અને મને કંઈ કંઈ થઈ ગયું. પછી એમણે પાછો બધો ફેંટો છોડી નાખ્યો અને સફાઈથી ધીરે ધીરે બાંધવા માંડ્યો. અને ડોકું તિરકસ રાખી મારા તરફ જોતા જાય અને ફેંટો બાંધતા જાય. મને થયું કે લાવ નાસી જાઉં, પણ કોઈ એટલામાં નહોતું એટલે હું બેસી રહી અને ભાળ્યા કીધું.

પછી એમણે ફેંટો બાંધી લીધો અને કોટ પહેર્યો, ગજવા

ગડી હાથથી સાફ કરતાં કરતાં એમણે બટન બીડ્યાં અને ચાંદીની સાંકળીવાળો ખમીસનાં બટન જરા ઢંકાઈ ગયાં હતાં તે દેખાય એમ કર્યાં. ખિસ્સામાંથી લીલો રૂમાલ કાઢી મોઢું લૂછ્યું અને પીતળની ખોળીવાળી લાકડી જમણા હાથમાં ઝાલી ડાબા હાથે રૂમાલ ગજવામાં ઘાલ્યો. અને ખોંખારો ખાઈ મારા ભણી જોવા ગયા, ત્યાં એમને હાંસો ચડ્યો. ઘડી વાર ઊભા ઊભા એમણે હાંસ્યા કર્યું. પછી એક સામટા બેચાર વાર થૂંક્યા. અને તેના પર જોડાવતી ધૂળ વાળી અને મારા ભણી જોવા માથું ઊંચું કર્યું. અને મેં ય જોયું તો એમની આંખમાં થોડું થોડું પાણી આવ્યું હતું. પણ એમણે તો જોયા જ કર્યું અને પછી ચાલ્યા. એ દેખાતા બંધ થયા એટલે હું ઝબકી અને એકદમ બારી વાસી દઈ નીચે જવા મંડી.

ભાભીના છૈયાને કેડમાં ઘાલી હું દાદરનાં બે પગથિયાં ઊતરી ત્યાં તો ભાભી પહેલે પગથિયે દેખાઈ, મને ઊતરતી ભાળીને તે બોલી: 'એમ ચંદનબા ઊતર્યાં? ચાલો, ચાલો બેસીએ ઘડી વાર.' મેં કહ્યું: 'ભાભી તું યે ચેટલી બધી મોટી થઈ?' ભાભીએ કીધું: 'ચંદનબા, જે થાય તે સારાને સારુ?' અને મારી કેડમાંથી એનો છૈયો એના ભણી અડધો લટકી પડ્યો હતો તે એણે લઈ લીધો અને પછી અમે બે ય જણ બારીએ જઈને બેઠાં.

ભાભીનો છૈયો બારીનો કઠેડો ઝાલી, એક હાથની હથેલી પહોળી કરી, તાતા કરતો કરતો કાગડા બોલાવવા મંડ્યો. ભાભીએ મને પૂછ્યું: 'એમ ચંદનબા, ઓળખ્યા ને તમે?' મેં કીધું: 'ઓળખ્યા ખૂન.' હું એકલી હતી ત્યારે તો મેં તાકી તાકીને જોયા કીધું હતું. પણ હવે કોણ જાણે કેમ મને શરમ આવવા મંડી. હું ચાહું અવળું જોવા જતી હતી ત્યાં ભાભીએ પૂછ્યું: 'ઓળખ્યા તો બરાબર ને? પહેલા મૂરતિયા કરતાં સારા છે ને?' મેં કહ્યું: 'એમાં

આપણે વળી શું સારા નરસાં? જે મળ્યું તે ખરું!' ભાભીએ કીધું : 'તે પછી ના ગમ્યા તો ?' ત્યારે મારાથી હસી જવાયું અને હું બોલી : 'નહિ ગમે તો તું બદલાવી આપીશ ?' ત્યારે ભાભી ય હસી પડી અને બોલી, 'હવે હમણાં જે છે તેને તો વાપરી જુઓ. પછીની વાત પછી. સારા ઘરનો મનીષ છે. એની પહેલી બાયડી ત્રણ છોકરાંની મા થઈ ને મરી ગઈ. અને બીજી તમારી જેવી બાળરાંડ મળી.' મેં કીધું, 'પેલી છોકરાંવાળી અને હું બાળરાંડ તેમાં શું વધારે આવ્યું ?' એટલે ભાભી હસીને બોલી : ચંદનબા, તમે ક્યે દહાડે સંસાર માંડ્યા છે તે તમને ખબર પડે ? આ મારો સો સો વાનાંનો પરણ્યા કેડે દશ વરસ કેડેનો છૈયો.' એમ બોલી એણે છૈયાને ગોદમાં લઈને દાબ્યો.

એવામાં પડોશણે બૂમ પાડી એટલે છૈયાને મૂકીને તે નીચે ગઈ. મેં એના છૈયાને ગોદમાં લીધો. એણે ભૂખ્યો થયો હોય તેમ મારી છાતીમાં માથું મારવા માંડયું. એટલે મેં એને સામા પીપળા પરનો મોર દેખાડી છાનો રાખ્યો. હવે દીવાવેળા થવા આવી હતી. અને ભાભીનો છૈયો તો ઝાઝું રોતો હતો. એનું રોવું સાંભળી ભાભી નીચેથી બોલી કે 'એને રાખજો ચંદન બા, આ દીવો પેટાવીને હું આવી.' પછી તરત નીચે દીવો સળગ્યાનો ચમકારો થયો અને ભાભી ઉપર આવી. મારી કનેથી છૈયાને લેતાં લેતાં બોલી 'પારકું છૈયું રોવાડ્યા કરીએ તો ખવાડીએ ના?' પછી છૈયાને ધવાડવા માંડી. અને ખૂબ તોફાનમાં આવી હોય એમ એણે આંખો નચાવા માંડી અને બોલવા જાય અને વળી રહી જાય. પછી એમ કરતાં કરતાં બોલી : 'કહો, એક વાત કહું તો શું આપશો ?' મને હસવાનું મન થયું : 'જેવો માલ તેવું મૂલ.' 'ત્યારે તો હું કમાવાની.' એમ બોલી ભાભીએ છૈયાને એક થાનેથી બીજે થાને ફેરવ્યો અને કહ્યું : 'આમ કને આવો ત્યારે.' હું કને ગઈ ત્યારે એણે કીધું : 'હજી કને, મારા

મોઢા આગળ કાન લાવો.' મેં એમ કર્યું ત્યારે એણે છૈયાને માથે ટેકવેલો હાથ છૂટો કરી બે ય હાથે મારું માથું પકડયું અને ધીરેથી બોલી : 'ભિયાએ તમને રાતે બોલાવ્યાં છે.' અને મારા ગાલ પર એણે ચચરે એવી ચૂંટી ભરી. મારું રુવેરુંવું ઊભું થઈ ગયું. મને ગભરાયલી જોઈ ભાભી જ બોલી : 'જશો ને? અને હવે મારું મૂલ. જે બને તે મને રજેરજ કહેવાનું.'

અને હું ગઈ. જનજનાવર જંપી ગયું ત્યારે ભાભીએ મને ઉઠાડી, 'ઊઠો ચંદન બા, પાડોશણે વાડાનું બારણું ઉઘાડયું છે.' અને અમે બે ય જણીઓ વાડામાં નીકળી. ભાભીનો છૈયો ઊંઘતો હતો તે જરા સળવળ્યો પણ પાછો ઊંઘી ગયો. અંધારી રાત હતી. પાડોશીનો અને અમારો વાડો સહિયારો હતો. હરણીઓ આથમવા આવી હતી. બધાં ય ઊંઘતાં હતાં. ભાભી આગળ થઈ અને બોલી : 'તમે ચંદનબા નસીબદાર, અમારે તો ઘરબાર માવતર છોડી આટલે દૂર આવવું પડયું. તમારે તો ઘેર બેઠાં ગંગાજી આવ્યાં.' અને અમે પાડોશીના બારણા કને ગયાં ત્યાં બારણું ઊઘડયું અને પાડોશણે ડોકું બહાર કાઢયું; ને ધીરેથી બોલી : 'આવો.' પછી અમે અંદર પેઠાં.

પાડોશણનો ધણી પરગામ ગયો હતો અને એને છૈયુંછોકરું હતું નહિ. બે જણ એટલે ઘરમાં કચરો પૂંજો પડે નહિ અને કશું વેરણ-છેરણ થાય નહિ. છોકરાં વિના સીવાઈસીવાઈને પાડોશણ દૂબળી જેવી થઈ ગએલી. બે જીવ એટલે ઘરમાં કશું ઝાઝું રાચરચીલું પણ રાખે નહિ લીંપેલો ઓરડો ચોખ્ખો ચંદન જેવો હતો. ભીંત પર ચાડા પર દીવેલનું કોડિયું બળતું હતું. એક ખૂણામાં ખાટલો અને બીજા ખૂણામાં ઊભો દાદર હતો. ખાટલા પર ભૂરું લૂગડું પાથર્યું હતું. 'આવ્ય ચંદન, આજે તો મને ઊંઘ જ આવતી નથી' એમ કહી એણે છીંકણીની દાબડી કાંઢી અને ભાભીને એણે બે ય જણે ફડાકા લેવા માંડયા. પછી પાડોશણ પાણી પીવા ઊઠી. મેડા પર કોઈ ખાંસી

ખાતું સંભળાયું. ભાભીએ મને કહ્યું : 'ચંદનબા, સવારે વહેલાં આવજો.' અને હું મૂંગીમૂંગી બેસી રહી. પાડોશણ પાણીનો લોટો અને પવાલું ભરીને લાવી અને મારી કને મેલ્યું. 'આ લેની જજે તારી સાથે, ઉપર ખૂણામાં ચોકડી છે તે તો તને ખબર છે.' ભાભીએ ઊંચા હાથ કરી આળસ મરડ્યું. 'ઊંઘ આવવા મંડી બળી, ચાલો સૂઈ જઈએ.' અને ભાભી ઊઠીને ધીરે પગલે ચાલી ગઈ. પાડોશણે બારણું બંધ કર્યું અને ખાટલા ભણી વળીને બોલી : 'બોન તારે ય ઉજાગરો થશે. સૂઈ જા બા, એટલે દીવો ઓલવી નાખું.' અને જાણે મને કોઈ એક મેરથી ધકેલતું હોય અને બીજી મેરથી ખેંચતું હોય તેમ હું ઊભી થઈ અને લોટોપવાલું મેં લીધાં અને દાદરા પર ચડી એ પગથિયાં મારે ચડવાનાં રહ્યાં એટલે લૂગડાની એક ઝપટ સંભળાઈ અને નીચે અંધારું થઈ ગયું અને ખૂણામાંથી ધીરો અવાજ આવ્યો કે 'મારી વાંઝણીના ઘરનાં આવાં ભાયગ ક્યાંથી?'

પછી હું મેડા પર ચડી. સામી ભીંત પર તાકામાં ઘાસતે પાંસળાં ખડિયો ભખભખ ધૂમાડા કાઢતો હતો, માટોડાથી ભૂરા હડિયો ઊંચો પર દીવાનું રાતું અજવાળું લીંપાતું હતું. આખો મેં પર લટકતી હતી. હતો. ઊગમણી આથમણી બંન્ને બારીઓ ઉઘાડી...લવી નાખ્યો અને બધું ઉપલો ખાંડ પણ વાળીઝૂડીને સાફ હતો. સાહેબી ગમ આવીને બેસા તેની પડ્યો હતો અને બારી ભણી મોઢું રાખી ઝગી સૂતી હતી. ત્યાં એમનું એ ખાટલા પર બેઠા હતા. મેં ચોકડીની નારા ગાલ પર એમના દાંત અને સોડિયું વાળી દાદર કનેની બારી ...ઈ ગઈ. હું એક તરફની ...

મને જોઈ ન હોય એમ તે ઊ...થ મને ખેંચતો લાગ્યો. તે બીડી કાઢી અને સળગાવી. પછી ... મને ખેંચી તોય મેં આવતા હોય તેમ એ મારા ભણ...મ જોરથી એક આંકું. ઊભા. મને જાણે જોતા જ ન..., અને એ બે એમને ખાંસી થઈ. અને થૂંક્ય

. એમને ખાંસી થઈ અને એમણે ખૂણામાં થૂંક્યું. પછી મારા
.થે મોઢું ઘસવા લાગ્યા. મારું કાળજુ ધબકવા લાગ્યું. તો ય
મને એમ બેસી રહી. ત્યારે એ બોલ્યા: 'બહુ શરમાય છે કંઈ?'
મને જોરથી એમણે દબાવી. એમની કોણીનાં હાડકાં મારાં પાંસ-
ા દબાયા અને મને દુખ્યું, મારાથી બોલાઈ જવાયું: 'ઓ!' ત્યારે
ણે કહ્યું: 'બરાબર છે.' મેં કહ્યું: 'મને ઊંઘી જવા દો સીધી
વારે તો વહેલાં જવું પડશે મારે.' ત્યારે એ બોલ્યા: 'બરાબર છે.
ાવ દીવો હોલવી નાખું.' પછી એ દીવો હોલાવવા ઊઠ્યા. મારું
રીર સહેજ દુખતું હતું એટલે હું ખાટલામાં આડી પડી. એમણે
.વો એકદમ હોલવી ના નાખ્યો, એમણે બીજી સિગારેટ કાઢી, અને
ીવાની જ્યોતમાં ધરીને સળગાવી, પછી મોઢામાં હોઠ વચ્ચે ઝાલી, અને
બે ય હાથ કેડે દઈ દીવા સામું તાકતાં તાકતાં ઊભા રહી એમણે
પાંચ સાત દમ લીધા. બીડેલા હોઠના એક ખૂણામાંથી ધૂમાડા નીકળતા
હતા. એમની કરોડ સહેજ વાંકી વળેલી દેખાઈ. એમનાં મોટાં પાંસળાં
થોડાં થોડાં દેખાતાં હતાં. એ થૂંક ગળતા ત્યારે ગળાનો હૈડિયો ઊંચો
નીચો જરાજરા થતો હતો. સૂપડા જેવી મૂછો હોઠ પર લટકતી હતી.

પછી એમણે હાથની ઝાપટ મારી દીવો હોલવી નાખ્યો અને બધું
અંધારું અંધારું થઈ ગયું. તે ખાટલામાં કેણી ગમ આવીને બેઠા તેની
મને ખબર ન પડી. હું માથે હાથ નાખી સૂતી હતી. ત્યાં એમનું
મોઢું કોઈ દિશામાંથી આવ્યું અને મારા ગાલ પર એમના દાંત
ભિડાયા. મારાથી જરાક ચીસ પડાઈ ગઈ. હું એક તરફની ઈ
વળગી સૂઈ રહી હતી. એમનો હાથ મને ખેંચતો લાગ્યો. તે
ફરી નહિ એટલે એમણે જોરથી મને ખેંચી તોય મેં
મેલી નહિ, પછી એમણે ખૂબ જોરથી એક આંચકો.
મારા હાથ ઈસથી છૂટી ગયા, અને એ બોલ્યા[illegible]